ગ્રન્થોદય ગ્રન્થમાળા મણકો ૭-૮

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## ભાગ ૭-૮.

સચિત્ર

આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

સુધારાનો સાર કે ફૅશનનો માર ?

દોહરો

કહ્યાગરો છે દીકરો ગુણવંતી છે નાર,
જેના ઘરમાં તે વસે ધન્ય તેનો અવતાર

લખનાર

ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ

રાયપુર-અમદાવાદ

પ્રકાશક

હરિભાઈ દલપતરામ પટેલ.

શહાપુર-અમદાવાદ

કિંમત રૂ ૨-૮-૦

આવૃત્તિ ૩ જી                    પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૦          સને ૧૯૨૪

અમદાવાદ—શહાપુર વનમાલી વાંકાની પોળમા પટેલ હરીભાઈ
દલપતરામે પોતાના " ગ્રન્થોદય " પ્રેસમાં છાપી



*          *          *

क्रोशन्तः शिशवः सवारि सदनं पङ्का वृतं चाङ्गणं ।
शय्या दंशवती च रूक्षमशनं धूमेन पूर्णंगृहम् ॥
भार्या निष्ठुर भाषिणी प्रभुरपिक्रोधेनपूर्णः सदास्नानं ।
शीतल वारिणा हि सततं धिग्धिग्गृहस्थाश्रम् ॥

જેના ઘરમા બળકો પોકાર કર્યા કરે છે, ઘરમા ચો તરફ પાણી ભર્યા રહે છે, આગણામા કાદવ થાય છે, શય્યામા માકણ રહેલા હોય છે, લુખુ ભોજન મળે છે, ઘરમા બધે ધુમાડો રહે છે, સ્ત્રી કઠોર વચન બોલ્યા કરે છે, ઘરધણી સદા ક્રોધમા રહે છે અને ટાઢા પાણીથી નિત્ય સ્નાન થાય છે, એવા ગૃહસ્થાશ્રમને ધિક્કાર છે

પ્રમાણસંગ્રહ

# શ્રી સરસ્વતિ પ્રેમશૌર્ય મંદિર.

## આનંદ દર્શન.



### દોહરા

મન ન ઠરે તો નયનનું તરતજ ભાગે તાન,
પાખ આંખ રૂપ રંગમાં બગલો હંસ સમાન
છોટા બહુ છત દાખવે મોટા કદી ન થાય,
લોટામાં સાગર તણું શ્રમે ન નીર સમાય
જોવાના જોજો બળી હરી ભુમીના ભોગ,
ભોગવવાના હોય તો યોગ્ય આંખ ઉદ્યોગ
કહેવાના મરજો સગા મરજો તાળી મિત્ર,
પાળી મારે પેસીને હરિ હૃદયનું હીત
સ્વાદે કડવો લીંબડો ખારૂં સાગર નીર,
મોઘા મુક્તાફળ દીએ શીતળ કરે શરીર

## દોહરા

કુદરતન આગળ ઉડ્યા, હિમ્મત કવિની કાંક
ભુજ વગરના બેઉ ગયા, રૂડા પક્ષિક રાંક

*     *     *     *     *

મનની ઊમી મંગળ કરે, તનની ઊમી દે શોક
રવિ તાર તુટે જશે, કવિતા રટશે લોક

# કહ્યાગરો દીકરો



इदं तत्स्नेह सर्वस्व सम धनाढय दरिद्रयो ।
अचन्दन मनोशीर हृदयस्यानु लेपनम् ॥

જે પુત્ર છે તે ધનાઢ્ય અને દરિદ્રીને સરખી રીતે સ્નેહનુ સર્વસ્વ છે તેમજ ચંદન વિનાનુ અને સુગંધી શિવાયનુ એક હૃદયનુ અનુલેપન છે

गृहे जानुचर केलया मुग्ध स्मितमुखाम्बुज' ।
पुत्र पुण्यवतामेव पात्रो भवति नेत्रयो ॥

ઘરની અંદર ક્રીડામા ઘુંટી ભેર ફરતો અને જેનુ મુખ કમળ મુગ્ધ હાસ્ય ભરેલુ છે એવો પુત્ર પુણ્યવાન લોકોના નેત્રનુજ પાત્ર થાય છે

स्वगर्भशुक्ति निर्मित्त सुवृत्त सुत मोक्तिकम् ।
वश श्रीतिलकीभूत्त मन्द भाग्यस्य दूर्लभम् ॥

પોતાના ગર્ભ રૂપ છીપમાંથી ઉત્પન્ન થએલુ સુવૃત્ત અને યશની લક્ષ્મીને તિલક રૂપ એવુ પુત્ર રૂપી મોતી મંદ ભાગ્યવાળા પુરૂષને મળવુ દુર્લભ છે

वर्धते न चिरलोके वश लक्ष्मीर सततिः ।
स्वलपावशेषित स्नेहवर्ति मालेवदीपिका ॥

જેમ તેલ અને દીવેટ થોડી અવશેષ રહેવાથી દીપીકા વધતી નથી, તેમ સતતિ વિનાની વશલક્ષ્મી લોકમા વધતી નથી

# ૫૬.

પનોતુ જાણજે સુખી જીવન ગૃહ તો સદાય
જે ઘરમાંહી કુટુંબી જન સૌ
પરસ્પરને બહુ સ્નેહથી ચહાય–પનોતુ
નાના મોટા ઘરના જન સૌ
ઘડી ભર સાથે બેસી ગાય–પનોતુ
ભલે હોયને સુકા ટુકડા
પરંતુ સૌ સાથે મળી ખાય–પનોતુ
દંપતિ સાથે સાચે સ્નેહ
ક્રિયા જે સહકારી કહેવાય–પનોતુ
સર્વ વડે જ્યાં સદા સર્વદા
હેતે અતિથી અતિશ્ય કરાય–પનોતુ
પતિ પત્ની જ્યાં એક બીજાને
જરી જરી જોતામાં હરખાય–પનોતુ
બેસી પરસ્પરમાં નિજ હીતની
નિરંતર કંઇ કંઇ વાતો થાય–પનોતુ
પ્રભુનુ નામ સ્મરણ જ્યાં થાતુ
સુખી જીવન ગૃહ તેજ ગણાતું–પનોતુ

શ્રી ઉપેન્દ્ર

# ગુણવંતી નાર

**स्त्रीणां च पति देवानां तच्छुश्रूषानुकूलता ।**
**तद्बन्धुवत्स वृत्तीश्च नित्य तद्व्रतधारणम् ॥**

જે સ્ત્રીઓ પોતાના સ્વામીનેજ દેવતા માને છે તે સ્ત્રીઓએ પતિનુ વચન પાળવુ તથા તેની સેવા કરવી એજ મુખ્ય ધર્મ છે તેમજ પોતાના સ્વામીના ભાઇ ભાડુંઓની સાથે પણ સદાચા વાળા સારા વચનો બોલવાની ટેવ રાખવી એજ મુખ્યવૃત્ત છે

**गृहमेधा भवेन्नित्य भूषणानि च पूजयेत् ।**
**गृहकार्य परानित्य पजयेद्र मार्जयेत गृहम् ॥**

સ્ત્રીઓએ દરરોજ સવારના પહોરમા સ્નાન કરવા અગાઉ ઘરને ઝાડુ કાઢી સાફ રાખવુ અને આગણાનો ભાગ સાફ રાખી દુર્ગધી ન થાય માટે સાથીઆ વીગેરેથી સુશોભિત રાખવુ અને ઘરના કામમા સાવધાન રહી હમેશાં બારણાના ઉમરા વીગેરેનુ પૂજન કરવુ

**कामैरुच्चावचै साध्वी प्रश्रयेणद् मेन च**
**वाक्यै सत्यै. प्रिये' प्रेम्णाकालेकालेभजेत पतिम् ॥**

સારા કુળમાં ઉત્પન્ન થએલી સ્ત્રીઓએ દભ ભાવ તથા કપટ વિનાના વચનો બોલી સર્વેને ખુશી રાખવા તથા સત્ય વચન બોલી સમયે પોતાના પતિને રાજી રાખવો

# ૫૬.



( હું પ્રેમની જોગણ બની પિયુ શોધવા ચાલી—એ લય )

મુજ પ્રિયતમની ગોદમાં આજે ભરાઇશ હું
આજે ભરાઇશ હું અખંડ ત્યાં સમાઇશ હું
પ્રિયતમ સોડે ભરાઇશ હું —મુજ

જ્યાં ભય નથી કે તાપ નથી તે સ્થાને જઇશ હું,
પિયુને મળીને ઓળખીને અમર થાઇશ હું —પ્રિ૦
પ્રિયતમને સ્નેહામૃત તણા ગ્રાસો ભરાવીશ હું,
પિયુ સ્નેહની અમૃત પ્રસાદીથી ધરાઇશ હું પ્રિય૦
પિયુ સંગમાં સહજાનંદ સરિતા માંહી નાહીશ હું,
પિયુ રાગ ધ્વનિ મસ્ત બની અદ્ભુત ગાન ગાઇશ હું —પ્રિ૦
આરોગ્ય ને ઐશ્વર્ય માંહિ રંગરોળાઇશ હું,
પિયુ સંગ અનુભવ કુંડ માંહિ ઝબોળાઇશ હું —પ્રિય
ભોગો પિયુથી ભોગવીશ ને ભોગવાવીશ હું,
અર્ધાંગના બનીને પ્રિતમની સાથ સધાઇશ હું —પ્રિ૦
પિયુ સોડ માંહી ગુપ્ત રીતે આજ સંતાઇશ હું,
જોનારની દૃષ્ટિ વિષે પિયુ રૂપ જણાઇશ હું -પ્રિય૦

શ્રી ઉપેન્દ્ર ગિરામૃત

# પ્રસ્તાવના.

કદરદાન આલમમા પ્રસ્તુત નવલકથાની કદર સારી રીતે થવાથી આ નવલકથાનો સાતમો ભાગ આવી વિષમ મોઘવારી અને મુદ્રણકળાના સાહિત્યની અનિવાર્ય અછતના પ્રસ ગમા બહાર પ ડવામા આવે છે પ્રસ્તુત નવલકથાના છ ભાગોની ગએ આવૃત્તિયો કથ નો અ ત નિરખ્યા સિવાય થઈ છે એજ કથા સાફલ્યનો પુ રાવો આપે છે જમાનો જેમ જેમ બદલાતો જાય છે અને તેના સ્વરૂપમા વિવિધ કથ ઓ બદલાતી જાય છે તેમ તેમ આ નવલકથાના ભાગોમા તેનો જેમ બને તેમ તાદશ્ય ચિત્ર ચિતરવામા આવે છે વખતે ચિતાર જોઈએ તે કરતા કાક વધારે ર ગમા ર ગીત અ કીત થઈ બહાર પડતો હશે પણ ચિતારનો હેતુ ફક્ત આર્ય ઘરસસાર વ્યવહારની ઉન્નતી કર વાનોજ છે જેમ બને તેમ જનસમાજ સારૂ નરસુ પારખતા શીખે અને ફક્ત સારાનોજ સ ગ્રહ કરી ચોગરદમ સારાશનીજ છાપ પાડી શકે એજ હેતુ ધ્યાનમા રાખી આ કથા આગળ ચલાવવામા આવે છે

સાતમા ભાગમા પણ ઝડપથી આગળ વધતા જમાનાને ઝડપથી ચીતરવામા આવ્યો છે, દરેક પાત્રો પાસે પણ પરમ ત્વરાથીજ કામ લેવરાવ્યુ છે, અને તેની સાથે વસ્તુ કથાનકની સાકળ વધારેને વધારે ત ગ બનાવી રસ અને ભાવનાના મિશ્રણથી પાલીસ ચકચકીત કરી તે પર પાત્ર વર્ગને બેસારી જમાનાના

સુધારા ફૅશન એટીકેટ અને સ્વતંત્રતાના વાયરામા સારી રીતે ઝુલાવવામા આવ્યા છે આ તમામ પાત્રોનું હારદ અને કર્તવ્ય આઠમા ભાગમા સવિસ્તાર આપી વાચક વર્ગની જીજ્ઞાસાને સારી રીતે તૃપ્ત કરવામા આવી છે લખાણનો શો હેતુ છે તથા લેખક પોતે કેવા અભિપ્રાયનો છે તથા આર્ય સંસાર સુધારણાના કયા કયા સબળ કારણો માને છે તે તમામનો ખુલાસો આઠમા ભાગમા આપી નવલકથા સમાપ્ત કરવામા આવી છે



## આઠમા ભાગની પ્રસ્તાવના.

પરમાત્માની પરમ કૃપાથી કુંદન–કુસુમ નામક નવલકથાનો આઠમો ભાગ પણ સાતમા ભાગની સાથેજ બહાર પાડવામા આવ્યો છે આ ભાગના જમાનો જેટલો બતાવાય તેટલો બતાવ્યો છે ! હરેક પાત્ર પાસે જમાનાના સારા નરસા કાર્યો કરાવી તેના સારા નરસા ફળોના વિસ્તાર પૂર્વક ઉદ્ગાર કઢાવ્યા છે ! જેમ બને તેમ નીતિ, ધર્મ અને સત્યનુ જેટલા પ્રમાણમા કરી શકાય તેટલા વિસ્તારથી પ્રતિપાદન કરાવ્યુ છે !

હુ કાંઇ લેખક કે મોટો કવિ નથી કે જેથી દુનિયા માગી શકે તેટલા પ્રમાણમા નવલકથાનુ સાહીત્ય આપી શકુ , પણ હુ એક અલ્પજ્ઞ અભ્યાસી અને ઉછરતો યુવક છુ ! આ નવલકથા લખવામા મહાન્ વિદ્વાન તરીકે તથા લેખક તરીકે ખપવાનો મારો ઇરાદો છેજ નહી ! હુ લેખક તથા કવિજનોનો દાસ છુ, મારામા ખામી જણાય તો વિબુધો મને ક્ષમા કરશો !

જમાનો આપણા આધુનિક આર્ય ઘરસંસારને કેવી રીતે સુધારી શકે છે તથા કેવી રીતે બગાડી શકે છે અને કેટલા પ્રમાણમા આપણા આગળ સુધારો મૂકી આપણને ઉન્નતીમા લઇ જાય છે અથવા અધોગતિમા દોરી જાય છે, તે આ નવલકથામા બતાવી આર્યજનોની આખ જમાના પર ઉઘાડવાનો આ એક અલ્પ પ્રયાસ છે ! વિબુધ વાચકો હ સ સાર ગ્રાહી થઈ સારા સારનું ગ્રહણ કરી લેખકને આભારી કરશો તો હુ મને પોતાને કૃતાર્થ થયો માનીશ એજ સુજ્ઞેષુ કિ બહુના ! જ્યેષ્ઠ પૂર્ણિમા ૧૭૭૪

## ( ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના. )

આ નવલકથાના સાતમા આઠમા ભાગની પણ ત્રીજી આવૃત્તિ કાઢવામા આવી છે જમાનાની મોઘવારી અને કાગળની સખત તાણ છતા પણ આ ભ ગોમા આગળના ભાગોની મ ફક ચિત્રદર્શન કથાનો નવિન ઉમેરો કરવામા આવેલ છે, એટલે વધુ વિવેચન નહિ કરતા તેની કસોટી કદરદાન વાચકગણનેજ સોપી વિરામી આનદ પામુ છુ

રાયપુર પખાલીની પોળ
બગડાવાડ–**અમદાવાદ**
શ્રાવણ પૂર્ણિમા ૧૯૮૦

લી
ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ



# સ્વદેશાભિમાનએજસ્વદેશસેવા.



છપ્પા

સ્વદેશનુ અભિમાન એજ જીવન છે જનનુ,
સ્વદેશનુ અભિમાન એજ ભૂષણ છે તનનુ
સ્વદેશનુ અભિમાન એજ છે તેજ વદનનુ,
સ્વદેશનુ અભિમાન એજ સાચુ બળ મનનુ
સ્વદેશના અભિમાન વિણ પચતત્વ જડ તુલ્ય છે
મહાસુખ માન સ્વદેશનુ મોટુ ચેતન્ય મૂળ છે



સ્વદેશ સેવા એજ ભલી ભવતારક ભક્તિ
સ્વદેશ સેવા એજ દિવ્ય ફળદાતા મુક્તિ,
સ્વદેશ સેવા એજ તત્વ ધન ધારી તાજુ,
સ્વદેશ સેવા એજ અચળ અક્ષય સુખ માજુ
સ્વદેશની સેવા થકી પ્રસન્ન પ્રભુ પણ થાય છે,
મહાસુખ મૃત્યુ લોકમા ગુણની ગીતા ગવાય છે

# અનુક્રમણિકા.



## ભાગ ૭ મો.



## ભાગ ૮ મો



સમાપ્ત.



# મંગળ ગીત.



પદ

જય કમળ નયન શ્રી કૃષ્ણ જગતમા તુહીરે તુહીરે,
જય ગેપ શયન જન અયન જગતમા તુહીરે તુહીરે —૦
હૃદય રમણ નટરંગ નિજધામી અનંત શક્તિવાળા,
વ્યાપ્ત ચરાચર અખિન વિશ્વમા દનનાં જાણુ દયાળા
જય નિરવાણી નિગ પ્રક્ષ જગતમા તુહીરે તુહીરે
જય ગીરીધર નગ ઉર કૃષ્ણ જગતમા તુહીરે તુગીરે —૦

શ્રી પરમાત્મને નમઃ

# કુંદન અને કુસુમ.

## આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

## સુધારાનો સાર કે ફૅશનનો માર ?

ભાગ ૭ મો.

## પ્રકરણ ૧ લું.

## અંતર ભક્તિનો રંગ કે ત્રિવેણી સરિતાનો સંગ !



દોહરો.

ભ્રમર કમળના વમળમાં અચળ નથી સુખ સંધ,
કમળ કાળ બની આણશે પળમાં તારો અંત



જ્યાંસુધી તૃષ્ણાઓ વશ કરી નથી, ત્યાંસુધી નગ્ન રહેવાથી, જટા ધારણ કરવાથી, મલીન રહેવાથી, ઉપવાસ આદરવાથી, ધરણી પર ઢળ્યા રહેવાથી, અંગ ઉપર વિભૂતી ચોળવાથી તથા સ્થિર આસન માંડીને બેસી રહેવાથી, મનુષ્ય વાસનામુક્ત અને પવિત્ર થતો નથી નેહેરો બનાવનારા જળને મરજી મુજબ વાળીને લઇ જાય છે, બાણ કે કનારા ગમે તેવા કઠોર

ધનુષ્યને વાકા વાળી શકે છે, સુતારો ગમે તેવા બેડોળ લાકડાના કકડાને સુધારી ઘાટમા લાવી શકે છે, તેવીજ રીતે મનુષ્યો પોતાના સ્વરૂપને પણ સત્યાગ્રહથી સારી રીતે ચારિત્ર્યમય બનાવી શકે છે

શાસ્ત્ર રૂચે નહો સત નવ સમરે દેવુ નવ ના ગમે પાત્ર કરમા
ઉંચથી નવ ડરે નીચનો ભય ધર ગણુ ની હુ કેમ કરૂ તારી નરમા
મારે વલખા ત્રણા દ્રવ્યને કાજ તુ ભજન પણ લેશ કરવુ ગમે ના,
જેમ ઝાઝુ મળે તેમ ઇચ્છા કરે મરણ અવસર લગી તે શમે ના

જે મનુષ્ય બુદ્ધિશાળી છે તેણે ઇશ્વરકૃપાએ જો જ્ઞાનીજન અચાનક પ્રાપ્ત થાય તો કોઈ ગુપ્ત ધન ભડાર બતાવનારની પાછળ પાછળ જેમ કોઈ લોભી જાય તેમ, જ્ઞાની પાછળ ભટકયા જ કરવુ, કેમકે જ્ઞાનીના સહવાસથી અવદશા થતી નથી અને જીદગી સુખ અને શાન્તિમય નીવડી શકે છે વળી જ્ઞાની જ ત્યાગ કરવા લાયક શુ છે તે દર્શાવે છે અને ઠપકો આપે છે તથા જે જ્ઞાનના સાત તત્ત્વો સ્મૃતિ, પ્રજ્ઞા, ઉત્સાહ, પ્રીતિ, પશ્યધી, સમાધી અને ઉપેક્ષાને સારી રીતે સમજી શકે છે તે દરેક વસ્તુ ઉપરથી મમત્વ દુર કરીને વિરાગ દશામા આનદ માને છે જેની વૃત્તિયો વશ છે તથા જેનુ જ્ઞાન પ્રકાશમય ઝગઝગતુ છે તેવો જ્ઞાની સસારમા રહેવા છતા પણ મુક્ત જ છે તે મુક્ત રહી શકે છે અને પોતાને વળગેલા અજ્ઞાનીને પણ જ્ઞાની અને મુક્ત કરી શકે છે.

* * * *

હે મન માનવ જન્મનો અમૂલ્ય હીરો તુજ છે ,
પરખે ન પાખડી થઇ ભરે પાપ પુજથી બાથ
નાશવત સસારના માન મૃગજળવત્ સુખ,
શુ સમજી લેવા ધસે સુખને બદલે દુખ
મન મૃગલા શુ વિચરનો વિહાર ક્ષેત્રે નિશક,
કાળ પારધી પ્રાણ તુજ પળમા લેશે અક
કાળ રેટીએ વીંટાઇને આ કાયા જીવનો તાર,
જાય ઉપરને ફરી નીચે એમ પડતો વારવાર
હે જીવ તુજ સુખ સાથનો દીપ પતગ મબધ,
અતિ સહવાસે બાળશે તારા અગ પ્રત્યગ
ભવ દરિયા માહી પડયા દુખ રૂપ ખડક અપાર,
કેમ કરીશ જીવ માર્ગ તુ ધીર દષ્ટિથી વિચાર
દયા ધર્મ ને દીનતા સારાસાર વિચાર,
અવલબી એ વસ્તુને મનુષ્ય જન્મ નિરધાર

વ્યવહારીક સતાપથી સતપ્ત થએલા હીરાલાલ, ભાગીરથી, જયરામ શેઠ અને શેઠાણી જમના ઘરબાર તજી પ્રયાગ રાજના પવિત્ર તીર્થ પર અપૂર્વ શાન્તિ પ્રાપ્ત કરવા સારૂ તથા શોક–શમનને વાસ્તે આવેલા છે ત્રિવેણી તટ પર હીરાલાલ અને જયરામ શેઠ આમ તેમ આટા મારી કુદરતના ચમત્કારીક દૃશ્યો અવલોકવામા તલ્લીન થયા છે, ત્યા હીરાલાલે કાઇક ઉરમી ઉત્પન્ન થવાથી લલકારવા માડયુ કે –

*　　　*　　　*　　　*

" જન્મીયો વૃથા જગત જીવ જાણ,
કર્યું નવ લોક તણુ કલ્યાણ"–૦

સંત સરોવર તરૂવર સરિતા પર ઉપકારી ચાર,
પ્રીત ધરી પરમારથ કરતા ધરી ન દીલ દરકાર—૦
મોંઘો મનુષ્યા દેહજ મળીયો સમજી લે મન સાર,
માથે મૂરખા મરણુ ભમે છે કર ઉપર કર ધાર—૦
પ્રાણી માત્રનુ ભલું કરી લે ઉત્તમ અવસર જાય,
કરી કમાણી વાપર હાથે હાથે સાથે થાય—૦ ”

“ વાહ ! વાહ ! ધન્ય છે, હીરાલાલ ધન્ય છે તમારા ઉપદેશને ! મારા મનનો કલેશ ત્રિવેણી સંગમના દર્શનથી ઘણો જ ઓછો થઇ ગયો છે ! ”

“ પિતાશ્રી, ધાર્મિક સ્થળોની યાત્રા સંસાર વ્યાધીમા એક મોંઘી અને કીમતી માત્રા સમાન કામ કરે છે ”

“ બેટા, મનની વ્યથાને ધાર્મિક વાચન અને શ્રવણુ કેટલેક અંશે કમી કરે છે વ્યવહારિક ઉપાધીને ધાર્મિક જીવન જોતજોતામા સમાવી દે છે ”

“ વડીલ ! જુઓ, પૂર વેગમા વહેતી આ યમુના સરિતા ! ”

“ જય જય જમના મૈયા ! અમારૂ કલ્યાણુ કરો ! ”

“ જુઓ, પતિત પાવની શ્વેતવરણી ગંગાજી કેવા વેગથી વહન કરે છે ! ? ”

“ જય જય ગંગે ! હર હર હર ગંગે ! ”

“ જુઓ, ઉભય સરિતાની વચ્ચે વમળમા ભ્રમણુ કરતી સરસ્વતીનુ દર્શન કરો ! આ સ્થળે ગંગા, જમના અને સરસ્વતીનો સંગમ થાય છે આ સંગમને ત્રિવેણી સંગમ કહે છે. ત્રિવેણીમા સ્નાન કરવાથી અનેક ભવના કર્મો બળીને ભસ્મ

થઈ જાય છે શાસ્ત્રમા તેનુ મહાત્મ્ય ઘણું જ મોટુ છે, ”

“ હીરાલાલ, ત્રિવેણીનું સ્નાન એ પણ જીદગીની એક સાર્થકતા મનાય છે ”

“ બાપુ, ચાલો આપણે ધરાઇ ધરાઈને સ્નાન કરી પવિત્ર થઈએ ! ”

“ હા બહેન, ચાલો ત્રિવેણી સ ગમના પાનથી પ્રથમ આપણા આત્માને શાત અને પવિત્ર કરીએ ! ”

“ ધાર્મિક સ્થળોના સ્નાન અને દર્શન કાયાને સારી રીતે પવિત્ર કરે છે, અને મગજના ઉપાધીમય વાતાવરણને શાત, પવિત્ર અને જ્ઞાનમય બનાવી દે છે ”

“ હા, ચાલો ત્યારે સ્નાન કરીએ ! ” હીરાલાલ અને તેના શેઠનુ આખુ કુટુબ પ્રસન્ન વદને ત્રિવેણી સ ગમમા સ્નાન કરવા પડયુ. હીરાલાલ પણ ડુબકી ઉપર ડુબકીઓ મારવા લાગ્યો અને તેના સ્વર્ગસ્થ માતપિતાને સ ભારી સ ભારી પ્રેમથી અ જલી આપવા લાગ્યો જયરામશેઠ પણ સારી રીતે ન્હાવા લાગ્યા, ભાગીરથી અને તેના માતાજી પણ ત્રિવેણીમા પડી પાપનુ પ્રાયાશ્ચત્ત કરતા હોય, તેમ આન દ અનુભવવા લાગ્યા, જોતજોતામા દરેક જણ ન્હાઈ ધોઇ, પરવારીને વસ્ત્રાભુષણ સજી કીનારા પર આવી હરખથી આમ તેમ જોવા લાગ્યા હીરાલાલ, શેઠને સારી રીતે ધાર્મિક ઉપદેશ આપી તેમના મનની વ્યથાને દૂર કરવા લાગ્યો !

“ વડીલ શ્રી, મનુષ્ય જેવો વિચાર કરે છે તેવો તે થાય છે. માણુસની ઈચ્છાઓ ઉપર તેના ભવિષ્યના જન્મના સ જો-

ગોનો આધાર રહેલો છે માનવ પોતાની કલ્પના પ્રમાણે ઇચ્છાઓ કરે છે અને તે ઇચ્છાઓ પ્રમાણે તેને એક અથવા બીજા સ્થાનમા જન્મ લેવો પડે છે ભગવાન્ મનુ પણ જણાવે છે કે, મનુષ્યના કાર્યો અનુસાર તે ભવિષ્યના જીવનમા જન્મ લેશે કેમકે વર્તમાન જીદગીના કાર્યો, વિચારો અને ઇચ્છાઓ તેની ભવિષ્યની જીદગીનો નિર્ણય કરે છે.

"પિતાજી, મારા પણ વાચવામા આવ્યુ છે કે, માણસ જેવો વિચાર કરે છે તેવો તે થાય છે, કેમકે માણસ વિચારનો ઉત્પાદક છે, અથવા વાસ્તવિક રીતે જોઇએ તો માણસ વિચારનુ પરિણામ છે"

"બહેન, તમે પણ ઠીક યાદ રાખ્યુ છે હો મ ડુકોપનિષદ્ જણાવે છે કે માણસની કલ્પનાઓ ઇચ્છાઓને ઉત્પન્ન કરે છે અને માણસની ઇચ્છા પ્રમાણે તે એ કહેલા સ્થાનમા જન્મ લે છે બૃહદારણ્યક ઉપનિષદ્ વાચશો તો જણાશે કે સૂવર્ણકાર સૂવર્ણ લઇને જેમ પોતાના વિચાર પ્રમાણે તેના વિવિધ આભૂષણો બનાવે છે, તેમ માણસ પોતાની ઇચ્છા અને વાસના પ્રમાણે પોતાની ભવિષ્યની જીદગી બનાવી શકે છે"

"હીરાલાલ, એટલુ તો મને પણ માલમ પડે છે કે, બળદની પછવાડે જેમ ગાડાનુ પૈડુ ચાલ્યુ આવે છે તેમ અશુભ કામ કરનારની પછવાડે દુ ખ ચાલ્યુ આવે છે"

"વડીલ, એ તો દેખીતુ જ છે કે–'Be not deceived, for God is not mocked, whatsoever man soweth, that shall he also reaped' તમે ભૂલ ખાતા નહીં,

કારણુ કે ઈશ્વર છેતરાતો નથી જેવુ માણુસ વાવે છે તેવુ જ તે લણે છે તે વારવાર જન્મ લે છે અને દરેક જન્મમા પૂર્વ જન્મમા વાવેલા બીજોનો પાક તે અનુભવે છે દરેક જન્મમા તે ભવિષ્યના પાકના બીજ રોપે છે, અને તે જ વખતે ભૂતકાળમા વાવેલા બીજનો પાક લણે છે માણુસ એક પછી એક જન્મ લીધા કરે છે અને દરેક જીદગી જે કારણોથી ઉદ્ભવ પામી તે કારણોને લીધે પૂવ જન્મોની સાથે તે સકળાયેલી છે હાલમા જે કારણો આપણે ઉત્પન્ન કરીએ છીએ, તે કારણોને લીધે તે જીદગી ભવિષ્યના જન્મો સાથે સબધ ધરાવે છે માણુસ અનેક સજોગોને આધીન પૂતળા સમાન છે તેનુ શરીર ટેવનુ પરિણામ છે, તેનુ મન તેની પરિસ્થિતીનુ ફળ છે અને કેળવણી એ સર્વસ્વ છે તેના માબાપે આપેલા શરીર પર તેના ગુણો આધાર રાખે છે, અને જે સજોગોમા તે જન્મ્યો તે સજોગો પ્રમાણે તે ગુણો કેળવાય છે કે વૃદ્ધિ પામે છે ”

“ ખરેખર ! હીરાલાલ, ત્યારે મન જ મનુષ્યને માર ખવરાવે છે વિકળ મન અનેક પ્રકારના અનર્થ કરાવે છે અને જીદગીને જોતજોતામા બેહાલ બનાવી દે છે ”

“ શેઠ સાહેબ, મનુષ્યદેહ અનેક તત્ત્વોની બનેલી છે આ બાબત ઘણીજ ગહન અને ઝીણી છે, તે સમજવાને વાસ્તે કુદરતના નિયમના ત્રણુ વિભાગ પાડીએ તો ચાલી શકશે ૧ સ્થૂલ નિયમ કે જે આ સ્થૂલ ભુવનને લાગતો છે ૨ બીજો વિભાગ તેની ઇચ્છાઓ–વાસનાઓ, બાહ્ય પદાર્થો મેળવવા લલચાય છે, તે તેનો સ્વભાવ જ છે. મનુષ્ય સત્તાને ઇચ્છે છે–

ફતેહની ઈચ્છા રાખે છે, તે ધન મેળવવવા અથવા બીજી અનેક વસ્તુઓ પ્રાપ્ત કરવા ઈચ્છે છે દરેક બાબતમા માણસની ઈચ્છા બાહ્ય સૃષ્ટિના પદાર્થો ભણી આકર્ષાય છે આ ઉપરથી એમ જણાય છે કે માણસને સ્થૂલ શરીર છે, બાહ્ય પદાર્થોનો ઉપભોગ કરવાને ઈચ્છા રાખતો અ તરનો સ્વભાવ છે, અને જે વડે તે વિચારી શકે છે, તે માનસિક સ્વભાવ છે એકે મનુષ્યના સ્વભાવનું આ સ પૂર્ણ પૃથક્કરણ નથી, પણ વસ્તુસ્થિતિ સમજવાને વાસ્તે કર્મના નિયમનું વિવેચન સારી રીતે માન્ય કરવુ જોઈએ મનુષ્યનો માનસિક સ્વભાવ પ્રથમ આપણે વિચારીએ, કારણ કે તે ભવિષ્ય બાધવામા બીજા બધા કરતા વિશેષ અગત્યનો ભાગ ભજવે છે તમે પ્રતિદિન વિચાર કર્યા કરો છો તમે શુભ યા અશુભ અનેક વિચારોને દરરોજ જન્મ આપો છો કેટલાક વિચારો પ્રેમના હોય છે અને કેટલાક દોષના હોય છે કેટલાક નમ્ર અને કેટલાક સખત હોય છે કેટલાક પવિત્ર અને કેટલાક અશુદ્ધ હોય છે તમારો માનસિક સ્વભાવ એક મોટા વરાળયંત્રની માફક એક પછી એક વિચારને નિર તર બહાર મોકલ્યા કરે છે તમારી જાગૃત અવસ્થાની દરેક ક્ષણે તમે વિચાર કરો છો, અને તે વિચારો વડે ચેતનમય શક્તિઓ (living forces) ઉત્પન્ન કરો છો, કારણ કે દરેક વિચાર એ મોટી શક્તિ છે, મોટુ બળ છે અર્થાત્ દરેક વિચાર એ જીવતી વસ્તુ છે, અને જેવો તમે વિચાર કરો છો તેવાજ તમે એક ચેતનવાળી શક્તિ પેદા કરો છો, જે શક્તિ માનસિક ભુવનના પરમાણુઓ ગ્રહણ કરી આકારવાળી થાય છે તમારા વિચારોની

આકૃતિઓ ઉત્પન્ન થાય છે અને જેઓએ સ્થૂલ ભૂવનની પેલી પારની સૂક્ષ્મ પ્રકૃાત જોવાની શક્તિ ખીલવેલી હોય છે, તેઓ તે આકૃતિઓને જોઈ શકે છે માણુસ જ્યારે વિચાર કરે છે ત્યારે અદૃશ્ય સૃષ્ટિમા જોવાની શક્તિ ધરાવનારાઓને તેના શરીરમાથી નીકળતા રગો અને આકૃાતઓ નજરે પડે છે તે વિચારના સ્વરૂપ ઉપર બુદ્ધિવડે ચાલતા મનોવ્યાપારના સ્વરૂપ ઉપર જ તે રગોની સુદરતા કે અસુદરતાનો આધાર રહેલો છે માનસિક પ્રકૃતિના અથવા પ્રોફેસર કલીફર્ડના શબ્દોમા કહીએ તો મનોદ્રવ્યના બનેલા આ વિચારોનુ ચૈતન્યને ભાન થાન છે આ વિચારો તેના ઉત્પન્નકર્તાની આસપાસ આવી રહે છે, અને બીજાઓને પણ અસર કરે છે સાથે રહેનારા બે માણુસોના અથવા સપૂર્ણ પ્રેમ ધરાવનારા દપતિના વિચારો એક બીજાને કેવી રીતે અસર કરી શકે છે, એ કદી તમે તપાસ્યુ છે ? એક પણ શબ્દ બોલ્યા વિના એક મગજમાથી બીજા મગજમા વિચારો કેવી સ્હેલાઈથી અને ઝડપથી પસાર થાય છે ? તમારો કોઈ વ્હાલામા વ્હાલો મિત્ર હોય, જેની સાથે તમારી સપૂર્ણ દીલસોજી હોય, તે અને તમે કેટલી બધીવાર એક જ બાબતનો વિચાર કરતા હો છો અને તેથી જ્યારે તમારો મિત્ર વાત કરવાનો પ્રારભ કરે છે ત્યારે તમે જણાવો છો કે ‘ હુ તે જ વિષયપર બોલવા જતો હતો, હુ તે જ પ્રશ્ન પૂછવાની તૈયારીમા હતો ’ આટલા માટે વિચાર એ સૂક્ષ્મ શક્તિ છે, અને તે સૂક્ષ્મ પ્રકૃતિદ્વારા કાર્ય કરે છે, અને શબ્દો બોલ્યા સિવાય માણુસોના મનને અસર કરે છે બાહ્ય છાપ સિવાય પણ તે

મનમા આકૃતિઓ ઉત્પન્ન કરે છે હરેક માણુસ જાગૃત અવસ્થાની હરેક ક્ષણમા આવી આકૃતિઓને જન્મ આપે છે તેનું શું પરિણામ આવે છે, તે હવે આપણે વિચારીએ તેનું પરિણામ બે પ્રકારનુ આવે છે પ્રથમ પોતાના પર આવે છે માણસ જ્યારે વિચાર કરે છે ત્યારે જે આકૃતિઓને ઉત્પન્ન કરે છે તે તેના માનસિક બ ધ રણને અસર કરે છે, અને એક પ્રણાલિકા બાધે છે, કે જેમા તેના ભવિષ્યના વિચારો ઝટ દોડે છે. લોઢાના કારખાનામા કારીગરો લોઢાને ભઠ્ઠીમા કેવી રીતે ગાળે છે? રેતીના આકારો અથવા બીબા બનાવે છે, અને તે બીબાઓમા લાલચોળ તપાવેલુ અને પ્રવાહી આકારનું લોઢુ રેડે છે, અને જ્યારે તે લોઢુ ઠડુ થઈ સખત થઈ જાય છે ત્યારે તે રેતીના બીબાનો આકાર ધારણ કરે છે તે રેતીના બીબાને ભાગી નાખવામા આવે છે, અને રેતીમા બનાવેલા બીબાના આકારનું ચોકસ અને સખત તે લોઢુ બને છે હવે વિચારો પણ લગભગ તેજ રીતે કાર્ય કર્યા કરે છે જેવો વિચાર ઉત્પન્ન થાય છે, તેવા માનસિક ભૂવનમા તે દોડતો જણાય છે ત્યા આકૃતિના સ બ ધમા આવે છે અને તેમા તે પ્રવેશ કરે છે તે સૂક્ષ્મ પ્રકૃતિ એવા પ્રકારની છે કે હરેક વિચાર દર્શાવવાનુ બીબુ અથવ આકૃતિ ત્યા ઉત્પન્ન થઈ જાય છે, તે વિચાર તે આકૃતિ ધારણ કરે છે, અને મુકાબલે સ્થાયી થાય છે તમે જાણી શકશો કે તેવા જ પ્રકારનો વિચાર કરવાને મનુષ્ય ફરીથી દોરવાય છે ”

“ ખરી વાત છે હીરાલ લ, વિચારમળ ઉપર પણ મનુષ્યની રહેણી કરણીનો ઘણોજ આધાર છે મનુષ્યની આસપાસ

રહેલુ સારા નરસા વિચારનુ વાતાવરણ મનુષ્યના મન પર એક દમ સારી નરસી અસર કરી નાખે છે ”

“ મુરબ્બી, અમુક પ્રકારે વિચાર કરવાની મનુષ્યને ટેવ પડે છે જ્યારે તમે કોઇ બાબતનો ઘણા દિવસ સુધી વિચાર કર્યો હોય છે, ત્યારે તમે તમારી ઇચ્છા સિવાય અથવા તમારી ઇચ્છા શક્તિના ઉપયોગ સિવાય તેવોજ વિચાર કરવા મડી ગયાથી આ બાબત તેનુ કારણ સમજ્યા વિના પણ ઘણીવાર તમારા જોવામા આવી હશે તમારૂ મન તમારા ભાન સિવાય પણ તે બાબત ઉપર દોડે છે ધારો કે તમારો વિચાર કોઇ તત્ત્વજ્ઞાનના સિદ્ધાત ઉપર તમે સ્થિર કરો છો, અને જ્યારે તે બાબતનો તમે બહુવાર વિચાર કર્યો હોય છે, ત્યારે તે બાબતનો વિચાર કરવાનુ કામ બહુ સરળ થઇ જાય છે ધારો કે તમારો વિચાર કોઇ ધધા સબધી ચિતાનો છે હવે જ્યારે તમે ઘેર નિરાતે બેઠા હો અને જ્યારે તમે બીજી બાબતો તરફ તમારૂ મન ફેરવતા હો, તે વખતે પણ આખા દિવસમા તૈયાર કરેલી ચિતાની પ્રણાલિકામા તમારા વિચાર તમારી આજ્ઞા વિના પણ એકાએક દોડી જતા જણાશે ”

“ પિતાજી, આવી બાબતો મારા મગજમા ઘણીવાર ઉત્પન્ન થાય છે અને શમી જાય છે, અને કેટલીકવાર તો એટલુ બધુ મનને વિકળ કરી નાખે છે કે કલાકના કલાક સુધી તો અજ પોજ રહ્યા કરે છે ! ! ”

“ બહેન ! એમ બને એ સ્વાભાવિક છે આ વિચારની આકૃતિઓ તેમને ઉત્પન્ન કરનારા મન ઉપર સપૂર્ણ સત્તા

ચલાવે છે તેમને ઉત્પન્ન કરનારી શક્તિઓનુ ઉપરીપણુ તે આકૃતિઓ ભોગવે છે, અને તેનુ પરિણામ એ આવે છે કે, માણસને અમુક પ્રકારની મનની ટેવ પડી જાય છે અને માણસના મનનુ વલણુ એવા પ્રકારનુ થઈ જાય છે કે તે કશાથી ફેરવાતુ નથી નવા વિચારો તેને અસર કરી શકતા નથી તેનુ મન એવા દૃઢ અને સખ્ત આકારનુ બધાએલુ છે કે કોઇપણ નવો વિચાર તેમા ફેરફાર કરી શકતો નથી તે આકાર એટલો બધો ઘટ અને દૃઢ હોય છે કે નવી શક્તિ તેને બદલવાને સમર્થ થતી નથી હવે આવો માણસ મરણ પામે ત્યારે શું પરિણામ આવે છે ? જ્યારે માણસ મરણ પામે છે ત્યારે તેનુ મન મરણ પામતુ નથી શરીરના મરણ સાથે તેના વિચારની આકૃતિઓ નાશ પામતી નથી મન અદૃશ્ય સૃષ્ટિમા ચાલ્યુ જાય છે, અને તેના વિચારો—તેની ગઈ જીદગીમા તેણે કરેલા અનેક વિચારો—એક માનસિક શરીર બનાવે છે જે શરીરમા તે વિચારો વચલા ભૂવનમા રહે છે જો તે વિચારો પવિત્ર અને ઉમદા હોય, પ્રેમાળ અને નમ્રતાભર્યા હોય તો મન તે વિચારોને સ્વર્ગના ભૂવન પર લઈ જાય છે, અને ત્યા સ્વર્ગીય ભૂવનમા જેવી રીતે કોઈ કારીગર આરસપહાણુમાથી કોઇ આકૃતિ ઘડી કાઢે તેમ મન તે સઘળી વિચારની આકૃતિઓ પર કામ કરે છે, અને તેમાથી મનની શક્તિઓ અને મનનુ વલણ બાધે છે, જે ભવિષ્યની સર્વે જીદગીઓમા આત્માની મીલ્કત રૂપ થાય છે, અને જ્યારે મનુષ્ય પૃથ્વીપર ફરીથી જન્મ લે છે—જ્યારે ફરીથી આ જીવ મનુષ્ય દેહ ધારણ કરે છે તે વખતે ભૂતકાળમા જે માન-

સિક શક્તિઓ મને ઉત્પન્ન કરી હતી, અને જે શક્તિઓ તેણે આત્મા એક જન્મ પછી બીજો જન્મ લે તે વચલી સ્થિતિમા ખીલવી હતી, તે સાથે જન્મ લે છે. તે બાળક ભૂતકાળની પોતાની શક્તિઓને બરાબર મળતી આવતી શક્તિઓ સાથે જન્મ ધારણ કરે છે, અને પૂર્વ ભવમા માનસિક શક્તિઓ જેટલી ખીલવેલી તે નવા ભવમા બતાવે છે, આ કારણથીજ છાદોગ્યોપનિષદ્મા લખેલુ છે કે માણસ વિચારની કૃતિ છે, જેવો માણસ વિચાર કરે છે તેવો તે થાય છે તમારા ચારિત્રના સબધમા, તમારી માનસિક શક્તિઓના સબધમા, તમારી ભવિષ્યની જીદગી કેવા પ્રકારની થશે, તે તમે હાલના તમારા વિચારો ઉપરથી અનુમાન બાધી કહી શકો જો તમે તમારી માનસિક શક્તિઓ હાલમા ઉમદા રીતે વાપરતા હો, જો તમે તેમનો સદુપયોગ કરતા હો, લોકોના ભલાને વાસ્તે તેનો ઉપયોગ કરતા હો, જો તમે તે માનસિક શક્તિઓનો ઉપયોગ શુદ્ધ, પવિત્ર અને સન્માર્ગને લગતા વિચારો કરવામા કરતા હો અને આ રીતે તેનો સતત્ ઉપયોગ કરીને તમે તે શક્તિઓને મજબુત બનાવો તો કુદરત તમને તમારા લાયક શક્તિઓ અર્પણ કરશે ”

“ વાહ વાહ, ધન્ય છે ! હીરાલાલ તમને ! તમે નાની ઉંમરમા ઘણુજ વાચ્યુ છે અને વિચાર્યું છે અમે પૈસાના કીડા પૈસાની હાયવોયમાજ મરી જવાના અમારી શી ગતી થશે તે નારાયણ જાણે ? ”

“ શેઠ સાહેબ, જે બીજ મનુષ્યે રોપ્યા છે તેના ફળ કુદ

ફ્ત તેનીજ પાસે લણાવશો, અને જો ઉપર પ્રમાણે તમે વિચાર કર્યો હશે તો વધારે વિશાળ બુદ્ધિ સાથે વધારે સારી તર્ક શક્તિ સાથે, વધારે તીક્ષ્ણ વિવેક બુદ્ધિ સાથે, વધારે ઉમદા માનસિક બંધારણ સાથે અને વધારે ઉચ્ચ પ્રકારની માનસિક શક્તિઓ સાથે તમે જન્મ પામશો, આમ કરવાને બદલે જો હલકી અને અધમ બાબતોમા તમે તમારા વિચારો દોરવો તો તમે આ બાબતમા પણ જેવુ વાવશો તેવુ જ લણશો તમે જેવા વિચાર કરશો તેવા તમે થશો, અને તમે હલકી માનસિક શક્તિઓ સાથે, દુરાચારી વાસનાઓ સાથે આવતા ભવમા જન્મશો, અને તમારી ભાવિષ્યની આખી જીદગીમા તમે પોતેજ બનાવેલા મનના મલીન વિચારો સાથે તમારે ભારે યુદ્ધ કરવુ પડશે તમે પોતેજ બનાવેલા માનસિક શરીર સાથે તમારે લડવુ પડશે આપણે જોઈએ છીએ કે માણસના વિચારો તેનું ચારિત્ર્ય બાધે છે માણસનો અતર સ્વભાવ વિચારોથી બધાય છે મનુષ્ય બુદ્ધિમા તથા નીતિમા કેવા પ્રકારનો થશે, તેનો આધાર તેના વિચારો પર રહેલો છે ભવિષ્યના સબધમા જેવી મનુષ્ય ઇચ્છાઓ કરે છે, તેવી ઇચ્છાઓ તેને જન્મવાનુ સ્થાન અને તેના સજોગો ઉત્પન્ન કરે છે આ સજોગો અને સ્થાન તેને અમુક પ્રસગોમા લાવે છે અને તેણે બનાવેલી શક્તિઓનો વ્યય કરે છે ધારો કે તમે ધન મેળવવાની અત્યત તૃષ્ણા રાખો છો, તમારા સઘળા વિચારો તે તૃષ્ણા તરફ દોરાય છે, તમે તેને સારૂ પ્રયત્ન કરો છો, તે બાહ્ય પદાર્થ—ધન તમારે જોઈએ છીએ, તમે તેને વાસ્તે અમુક યોજનાઓ ઘડો છો અને તે પ્રમાણે

ચાલો છો, તમે કેટલીક યુક્તિઓ રચો છો, અને તે વાસ્તે તમે અન્યાયથી વરતો છો, ધન મેળવવાના પ્રબળ ઉત્સાહમા તમે તમારા પાડોશીઓને હેરાન કરો છો તમે ધન મેળવ્યા સિવાય મરણ પામો, તો પણ ધન પ્રાપ્ત કરવાની શક્તિ તો તમે મેળવી છે તમારા વાસના સ્વરૂપમા ધન મેળવવાની શક્તિ રહેલી છે, તેથી કરીને તમે એવી શક્તિ સાથે બીજા ભવમા જન્મ લેશો કે જે શક્તિને લીધે તમે તમારી ઇચ્છા–વાસનાના પદાર્થો તરફ દોરવાશો ભવિષ્યમા તે પદાર્થ તમે મેળવશો, અને ધન પણ પ્રાપ્ત કરશો વાસનાના એક પદાર્થ સારૂ આખી જીદગી અર્પણ કરી દેવી એ ખરેખર હતભાગ્ય છે, કારણ કે ભવિષ્યની જીદગીમા એ ઇચ્છાઓ–પદાર્થ ભૂતની માફક તમારી આસપાસ ભમ્યા કરે છે, આપણા કાર્યોથી બીજાને આપણે કરેલુ સુખ દુ ખ કુદરતને ત્યા જમા થાય છે અને કુદરત ભવિષ્યમા આપણને તે પાછુ આપે છે જેવુ આપણા કાર્યોનુ પરિણામ હોય તે પ્રમાણે બરાબર આપણને કુદરત પાછુ આપે છે જે માણસો પોતાની આસપાસના માણસોમા, કુટુબમા, શહેરમા કે દેશમા સુખશાતિ ફેલાવે છે, તેનો એક દાખલો આપણે વિચારીએ તો લોકોમા તે બહુજ સુખ ફેલાવનારા તરીકે જણાય છે શુભ આશયથી તે કામ કરે છે કે હલકા આશયથી, તે આપણે બરાબર વિચારી શકતા નથી, પણ હાલ તો તેના બાહ્ય પરિણામ તરફ નજર કરીએ તો તે ધનની મોટી સખાવતોથી અથવા બીજા કોઈ માર્ગે સુખ ફેલાવે છે બીજા જન્મમા તેને સારા સજોગો રૂપી ફળ મળશે અને બાહ્ય સુખ આપનારા સજોગોમાં તેનો જન્મ થશે.

તે આ જન્મમા બીજાને સુખ આપે છે અને બીજી દુનિયા તેના બદલામા તેને સુખ આપી તેણે આપેલું પાછુ આપે છે મનુષ્યનો આશય તેના ચરિત્ર ઉપર અસર કરે છે અને ચારીત્ર્ય આત્માપર અસર કરે છે, આત્મા માણુસના સ્વભાવ ઉપર અસર કરે છે, અને તે સ્વભાવ ઉપર મૃત્યુનું રાજ્ય પણ ચાલી શકતુ નથી સ્વાર્થી આશય જે તેના પોતાના અગત ઉપભોગને સારૂ કાંઈક મેળવવાની ઇચ્છા રાખતો હતો અને જે તેના ચારિત્ર્યને અસર કરે છે, તે આશયનું પરિણામ એ આવે છે કે તે અસતોષી જે તે ગૃહણ કરનારો લાલચુ અને તેના કાર્યના બદલા તરીકે મળેલા સુખમય સજોગોમા પણ દુખી થાય છે જ્યાસુધી તમે અજ્ઞાન હો, ત્યાસુધી તમે તમારી આસપાસ વર્તતી શક્તિઓને સ્વાધીન છો—વાસનાના ગુલામ છો અમુક અમુક શક્તિઓનું શુ પરિણામ આવે છે, તમારી ઈચ્છાનું શુ ફળ આવે છે અને કાર્યનુ શુ પરિણામ આવે છે, તે તમે જાણુતા નથી, અને આ પ્રમાણે નિયમના અજ્ઞાત હોવાથી તે નિયમની શક્તિઓને તમે વશ કરી શકતા નથી, પણ ઉલટા તમે તેનાથી ખેચાઈ જઈ પરવશ બની જાઓ છો !!"

"હીરાલાલ, આ મરણ–જન્મમાથી આપણે શી રીતે મુક્ત થઈ શકીશુ ? જે કર્મનો નિયમ આપણને ફરીથી જન્મ લેવરાવે છે, તે કર્મની સત્તામાથી આપણે શી રીતે નાશી છુટીશુ ? કર્મ બધનથી અને ઇચ્છાઓના બધનથી જે સ્થળમા ઈચ્છા તૃપ્ત થાય, તેવા સ્થળમા આત્માને ફરીથી આવવુ પડે છે, તો તે બધન શી રીતે ભેદી શકાય ?"

"વડીલ, કર્મના બંધનમાથી છુટા થવાના જ્ઞાન અને ભક્તિનુ સંપાદન એ બે જ ઉત્તમ રસ્તાઓ છે જો માણુસને જ્ઞાન હોય અને પોતાના ભૂતકાળના કાર્યો જોઈ શકે તો તે ભૂતકાળમા ઉત્પન્ન કરેલી શક્તિઓનો જેથી નાશ થાય તેવી શક્તિઓ તે વર્તમાન કાળમા પેદા કરશે, અને આ રીતે બનેનું સમતોલપણુ આવશે, તથા ફરીથી સામ્યતા જળવાઈ રહેશે જાણુતા કે અજાણુતા આ કામ શી રીતે માણુસ કરી શકે, તેનો એક દાખલો વિચારતા મનને સાવધ રાખી, સારી રીતે મનન કરો ! ! જુઓ, દુનિયાના દરેક ધર્મના–પંથના ગુરૂઓ 'અપકારને બદલે ઉપકાર કરવાનો' બોધ આપે છે મનુભગવાન જણાવે છે કે 'તમારા શત્રુને ક્ષમા આપો ' સિદ્ધાર્થ બુદ્ધદેવ બોધે છે કે 'દ્વેષ દ્વેષથી નહી પણ પ્રેમથી નાશ પામે છે ' મહાત્મા જીસસ ક્રાઈસ્ટ કહે છે શુભવડે અશુભ પર જય મેળવો ' આ પ્રમાણે વિચાર કરતા સર્વે એકજ પ્રકારનો નિયમ શીખવે છે, કારણ કે કર્મનો નાશ થઈ શકે છે એક અમુક માણુસને તમે ધિક્કાર્યો હોય, અને ધારો કે તે માણુસ તમને ધિક્કારે છે અને તમારામા દ્વેષની વૃત્તિ સાથે તમે મરણ પામો તો, તે માણુસ પણ ફરીથી નવો જન્મ ધારણ કરશે અને જે દ્વેષનું તમારા બન્ને વચ્ચે બંધન થયુ તે દ્વેષના પરિણામ રૂપે તમે એક બીજાને જરૂર હેરાન કરતા રહેશો, હવે તે હેરનગતિ શી રીતે દૂર કરી શકાય ? તો તેના ઉપર પ્રીતી રાખો જ્યારે તે તમને નુકશાન કરે ત્યારે તેને ક્ષમા કરો જ્યારે તે તમને ઇજા કરે ત્યારે તેનુ ભલુ થાઓ એવી ઇચ્છા કરો, તેની અશુભ

ઇચ્છાનો પ્રત્યુત્તર શુભ ઇચ્છાથી આપો, તેના ઘાતકી કાર્યનો બદલો માયાળુ કાર્યથી આપો આ રીતે કર્મબધન તમે તોડી નાખો છો આ રીતે કર્મના બધનનો લય થાય છે દ્વેષ પ્રેમથી નાશ પામે છે નુકશાનને સારૂ આપેલી ક્ષમા તે નુકશાનનો અત આણે છે જો તમને તમારા ધર્મ સસ્થાપકોમા વિશ્વાસ હોય તો તમે આ કાર્ય તેમની આજ્ઞા પ્રમાણે ચાલીને કરી શકો બે સરખી પણ વિરૂદ્ધ ગુણવાળી આ જગતની બે શક્તિઓ એક બીજાની સામે થઇ સામ્યતા અને સ્થિરતા ઉત્પન્ન કરે છે, તેવીજ રીતે જો કોઈ માણસ તમને મારે અને તમે તેના બદલામા તેના ભણી પ્રેમ દર્શાવો તો આ વિરૂદ્ધ ગુણવાળી બે શક્તિઓ સ થે મળે છે, ત્યારે એક બીજાની શક્તિનો નાશ કરે છે અને સમતોલવૃત્તિ પેદા થાય છે, અને નવુ કર્મ બધાતુ નથી, અને ભવિષ્યમા થવાની હેરાનગતિ જડમૂળથી નાશ પામે છે જો તમારે કાર્યબધન અટકાવવુ હોય તો તમારે શુભ કે અશુભ બ ને પ્રકારના કર્મ બાધવાનુ બધ કરવુ જોઇએ અશુભ કર્મની માફક સ રૂ કર્મ પણ ફળ આપે છે અને અશુભ ઇચ્છાઓની માફક સારી ઇચ્છાઓ પણ બધનકારક છે, તો નવા કર્મ ઉપાર્જન કરતા આપણે શી રીતે અટકાવુ જોઇએ ? શુ કાર્ય કરવાનુ બધ કરીએ ? ના તે માર્ગ નથી, કારણ કે દરેક માણસને આ જગતમા કેટલીક ફરજો બજાવવાની છે, અને તે ફરજોનો અનાદર કરવાનો તમને અધીકાર નથી તમે માથે લીધેલી કેટલીક ફરજો કે જોખમદારીઓ તોડવાનો અને કરવા યોગ્ય કાર્ય તરફ અનાદર કરવાનો તમને હક્ક નથી । ”

" ત્યારે હીરાલાલ ભાઈ, આ કર્મબ ધનથી શી રીતે મુક્ત થઈ શકાય ? "

" બહેન, તમારે કાર્ય તો કરવુ જોઇએ અને તમારા સર્વ બુદ્ધિબળથી અને સ પૂર્ણ રીતે તમારે તે કરવુ જોઇએ, પણ જે પળે તે પૂર્ણ થાય તેજ પળે તમારે તે કાર્યને જતુ કરવુ જોઇએ તેના ફળની ઇચ્છા રાખતા નહિ, તે કાર્યનો બદલો શોધતા નહિ કાર્ય સમાપ્ત થયા પછી પણ તેનો જે બદલો આવે તેની અથવા તેના ફળની માણસે આશા રાખવી નહિ દરરોજ તમારે માથે આવી પડેલા કર્તવ્યો બજાવો, કારણ કે ઇશ્વરે તમને આ જગતમા તે કામ કરવાને સોપેલુ છે જો તમારામા ઈશ્વર પ્રત્યે પ્રેમ હોય, જો તમે તેની સેવા કરતા હો તો દરેક કાર્યનો હેતુ ઇશ્વરની સેવાનો થાય છે તેની ઇચ્છાનુસાર વર્તવુ એજ તમારા સઘળા કાર્યોનો હેતુ હોવો જોઇએ તેથી કર્મ બ ધન થતુ નથી ઈશ્વર પ્રિત્યર્થે સઘળી વસ્તુનો ભોગ આપો તમે જે જે વિચાર કરો અને તમે મનથી કે શરીરથી જે વચન બોલો કે જે કાર્ય કરો તે સર્વ ઇશ્વરને સમર્પણ કરો અને આવુ કાર્ય તમને આ પૃથ્વી સાથે બાધી શકશે નહિ તેનામા આત્માને ઇજા કરવાની શક્તિ નથી શ્રીકૃષ્ણ ગીતામા જણાવે છે કે 'જે જે તું કરે, તે વિચારોમા તપ હોય કે સામાન્ય કાર્ય હોય તો તે સર્વ મારી ખાતર કરજે ' અને આગળ જણાવે છે કે–'આવુ કાર્ય કોઈપણ પ્રકારનુ બ ધન ઉત્પન્ન કરતુ નથી, પણ મરણ સમયે તે ભક્ત મને આવીને મળે છે ' જો કર્મના બ ધનમાથી મુક્ત થવા તમે માગતા હો તો તમારે તેના ફળની

ઇચ્છા રાખવી નહિ ! જો તમારામા ધાર્મિક વૃત્તિ પ્રબળ હોય અને જો તમારામા ભક્તના જેવી માગણીઓ હોય તો ઇચ્છાનુ મૂળ નાશ કરવાનુ કામ તમારે માટે સુગમ થઇ જાય છે

જે બ ધનથી પૃથ્વી સાથે આત્મા બધાય છે, તેનાથી આત્માને મુક્ત કરનાર તે માર્ગ છે, પણ તમારા હ્રદય આ જગતના પદાર્થો પર ચોટેલા છે અને જ્યાસુધી તે ચોટેલા રહેશે ત્યાસુધી તમને તમારી ઇચ્છા તૃપ્ત થાય તેવા પ્રદેશમા ફરી ફરીને તમારે જન્મ લેવોજ પડશે જ્યાસુધી તમારૂ હ્રદય ઇશ્વર અથવા તમે તેને ગમે તે નામ આપો તેના ઉપર સ્થિર નથી થયુ ત્યાસુધી આમ બન્યાજ કરશે તમે ગમે તે નામથી ઉપાસના કરો પણ તમારી જીદગી ઉપાસના અને આત્મભોગવાળી થવી જોઇએ તેની ઇચ્છા બર લાવવાને તમારી જીદગી ગાળવી જોઈએ ' એથી કોઈ પણ કર્મ તમને બાધી શકશે નહિ તમારો આત્મા એથી હમેશને વાસ્તે મુક્ત થાય છે આજ કારણથી તમે તમારા ભવિષ્યના નિયતા છો પૃથ્વી પર ફરીથી પાછા આવવુ કે નહિ, એ તમારી પસદગીની વાત છે વિદ્વાન થવુ કે મૂર્ખ થવુ, ગરીબ થવુ કે ધનવાન થવુ એ તમારી ઇચ્છા ઉપર આધાર રાખે છે જેમ તમારી ઇચ્છાઓ તમને દોરશે તેવા તમે થશો જો તમારૂ હ્રદય ઇશ્વર પર સ્થિર કરો અને તેની ઉપાસના કરો તો આ પૃથ્વી પાસે તમને આપી શકે તેવુ કાઈ નથી અને કાઇ પણ વસ્તુ તમને આ પૃથ્વી સાથે બાધી શકશે નહિ ઉપનિષદ્મા શિખવેલા પ્રાચીન નિયમનુ આ સ્પષ્ટીકરણ છે સૂક્ષ્મ ભુવનો જાણવાની જેમની શક્તિ ખીલી



હોડી બેસી બંગાળા તરફ પાછા ફરતા જયરામ શેઠ તથા તેના કુટુંબને ભગવાન ગંગાજી પર આવેલ મણિકર્ણિકાનો ઘાટ તથા બીજા રમણિય સ્થાન બતાવી તેનું માહાત્મ્ય સમજાવે છે પાનું ૨૧ મું

છે, તેઓએ આ નિયમને સત્ય તરીકે તે અનુભવેલ છે માણસ પોતાના ભવિષ્યનો નિયતા છે, કારણ કે બ્રહ્મ સાથે ઐક્ય ધરાવે છે અને સ્વતત્ર ઇચ્છાશક્તિ જે મનુષ્યનું ખાસ લક્ષણ છે તે મનુષ્ય સ્વરૂપમાજ રહેલુ છે વ્યવહારિક બધનમાથી ઉદ્ભવતા વિપરીત પ્રસગોથી એકદમ ગભરાઈ જવુ પણ નહિ તેમ એકદમ હરખાઈ જવુ પણ નહિ શાન્તિ, જ્ઞાન અને સત્યથી તેનુ મનન કરી જેમ બને તેમ કર્મબધનમાથી મોકળા થઇ આત્માને જ્ઞાન વારીમા નિમજ્જન કરાવી હ્રદયને વિશુદ્ધ કરવુ જોઈએ !'

" ઓહો પ્રભુ ! હુ તારો જેટલો ઉપકાર માનુ તેટલો થોડો છે હે દયાના સાગર ! તે મારા ઉપર તો ખાસ દયા કરી છે ભગવાન મને તો તે ડુબતો તાર્યો છે ચકલાને ગેગ ગરૂડ પધારે તેમ મારા જેવાને ત્યા આ ગુપ્ત દેશમા રહેલા મહાત્મા હીરાલાલને મોકલી મને જીવનમુક્ત કર્યો છે હીરાલાલ, જેમ જેમ તમારા મુખની વાણી હુ સાભળતો જાઉં છુ તેમ તેમ મારૂ હ્રદય અનહદ આનદ અનુભવે છે "

" શેઠ સાહેબ ! હવે વખત ઘણો થઈ ગયો છે માટે ચાલો આપણે હોડીમા બેસી ધર્મશાળા તરફ વળીએ ધાર્મિક સ્થળોની યાત્રાનો વિનોદ પણ ધાર્મિક કાર્યમા થવો જોઈએ '

" હા ચાલો, હવે તો હુ એક ક્ષણ પણ તમારાથી વિમુખ થવાનો નથી આહા પ્રભુ ! આ હીરાલાલે ઉછરતી વયમા કેવુ અનહદ અને અગમ્ય જ્ઞાન મેળવ્યુ છે ! ? ઓહો ! જગતમા જ્ઞાની શુ ન કરી શકે ? ધારે તે કરી શકે ! અગણિતને ઉગારે, અગણિતને તારે અને અગણિતને ઠારે ! વાહ વાહ વાહ વાહ !

હીરાલાલ ધન્ય છે તમને ! ! આહા આતે " અતર ભક્તિનો રગ કે ત્રિવેણી સરિતાનો સગ ! ? " આ પ્રમાણે હૃદય ઉદ્ગાર કાઢી જયરામ શેઠ સહકુટુબ નાવમા બેસી યમુના તરવા લાગ્યા અને ધર્મશાળા ભણી રસ્તો માપવા લાગ્યા

# પ્રકરણ ૨ જું.

## સુધારાનો સડો કે પાપનો ઘડો ?



દોહરો

લાયકીવાળા લાચીઆ ચતુરાઇવાળા ચોર,
કપટી તે કુશળ બધા દાંભિક જણવે જોર



મનુષ્યે શુભ કામ કરવા તરફ ઉતાવળ કરવી જોઇએ, ખરાબ વિચારથી મનને દૂર રાખવુ જોઇએ જે મનુષ્ય સારૂ કરવામા આળસ કરે છે, તેનું મન પાપ કરવામા રમે છે જ્યા સુધી ખરાબ કામનું ફળ આવ્યુ નથી, ત્યાસુધી ખરાબ કામ કરનાર સુખજ જુએ છે, પણ જ્યારે ખરાબ કામનું ફળ આવે છે ત્યારે તે ખરાબ કામનુ ખરાબ ફળ તેના જાણવામા આવે છે

ડેગા ત્રિરેશી લઇ પેપરો બુક બાઇબલના પાઠ કરે
ચટકા ચસ્મા ચેર ટેબલ પર ફરનીચરના ઠાઠ ધ
મેમાનોથી મો મચકોડે સુધારે આગળ આવે,
ભાખરી બદલે ચાહ ચુલામા ઝણકા છબીલી સુણાવે

આદિ અ તનો વિચાર કર્યા વગરની સો વર્ષની જીદગી કરતા આદિ અને અ તના વિચારવાળી એક દિવસની જીદગી વધારે ઉત્તમ છે પાપની મને અસર થશે નહિ એવો વિચાર કરી કોઇએ પાપની તરફ બેદરકાર થવુ નહિ ટીપુ ટીપુ પાણી

પડવાથી પણ ઘડો ભરાય છે, તે પ્રમાણે થોડુ થોડુ પાપ કરીને મૂર્ખ મનુષ્ય પાપથી ભરાય છે પવનની સામે નાખેલી ધૂળ મનુષ્યના ઉપર આવી પડે છે, તેવી રીતે જે મનુષ્ય નિરપરાધી પવિત્ર અને નિર્દોષ મનુષ્યને ઈજા કરે છે તે મૂર્ખ ઉપર દુ ખ આવી પડે છે, કેમકે આકાશમા, દરિયાના મધ્યભાગમા, પર્વતના ચીરામા અથવા આખા વિશ્વમા એવી એક પણ જગ્યા નથી કે જ્યા વસવાથી મનુષ્ય પાપ કર્મના ફળથી મુક્ત થઈ શકે !

* * * *

અમે એકેકને એકેકમા ગુનતાન તો જોયા,
અમે એકેકને એકેકમા હયરાન તો જોયા –૦
અજબ છુ થાઉ છઉ કુદરત તણી જોઇ કરામત,
પવન છે એક તેના ભિન્ન મે તોફાન તો જોયા –૦
કહેવુ એ મુનાસિબ તોય માનુ હુ મુનાસિબ,
શરીરી એક તેના સેકડો અભિધાન તો જોયા –૦
કરી જળપાન વૃદ્ધિ પામે સરખી ઝાડ સઘળા
તથાપિ સવ કેરા જુદા જુદા પાન તો જોયા –૦
ન કોઇ સર્વ રીતે સૃષ્ટિમા સામ્ય જણાયુ,
અમે પ્રત્યેકને પ્રત્યેકમા બેભાન તો જોયા –૦
ગધે છે પચ કોષો પચ તત્વો પચ પ્રાણો
છતા પ્રત્યેકમા મે માન ને અપમાન તો જોયા –૦

* * * *

વિદ્યા કળા બળ વિવેક અનેક શીખી,
સેવા કરે કઇક મૂર્ખની માગી ભીખી,
સકષ્ટ કઇક નરના સુણી છતી ફાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧

શીખે ઘણા શ્રમથી કઇક અનેક ભાષા
બેસે કઇક ઉરમા ધરી અન્ય આશા
ગાળે ટક ગુણને બહુ કચવાટે
હા દેવ આવી શી દશા કરી પેટ માટે ૨

દે નીચને કઇક દામથી દેવકન્યા,
રાજા કરે જૂલમ જોર અધર્મ અધા
કગાનને કનડતા ન ડરે કચાટે
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૩

ઉભા ગરીબ બની ધનાઢ્ય દ્વારે,
સાખે સદૈવ અપમાન ઘણા પ્રકારે
પત્રાવળી ગટરમા પડી કૈક ચાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૪

જ્ઞાની ગરિષ્ઠ ગુરૂજી બની કાન ફૂંકે,
દ્રષ્ટિ ચઢી મન ગમી ન કદાપિ મૂકે
ચૂકે ન સ્વાર્થ વિની જોગી પવિત્ર પાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૫

આંખે સૂઝે નહિ લખાય ન હાથ ધ્રુજે,
કાને સુણે નહી ઉપાય ન એક સુઝે
તોયે કરે કપટ એક બદામ સાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૬

નીતિ તજી નરપતિ રગડે પ્રજાને,
જોરે હરિ જર જમાન કરે ખજાને
નાખે નવા કર ડરે ન પ્રજા ગુમાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૭

વિદ્યા ભણી વિબુધ વાદ કરે નકામા,

જાણી બુજી વદી વૃથા અથડાય સામા,
હોડે કરી હઠ બીજા પર ધ્રુવવાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૮

ન્યાયાધીશો મકળ નીતિની રીત જાણે
લે તોય લાચ લલચાઇ ચહાય નાણે
શિક્ષા કરે મરણની પણ કમકમાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૯

સફર કરે કઇક જોખમ ખેડી માથે,
શેકાય થાય નહિ વાત મનુષ્ય સાથે
છાતી બળે પ્રબળ ખોટથી ચડચડાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧૦

એકા વળી વકીલ નામની પાગી ચોડી
હાયા જીત્યાની નહીં કાળજી એક કોડી
મેલે ધકેની લઇ દામ ધરી ઝપાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧૧

પુરાણીજી બગલમા લઇ પોથી ભારે,
એરા બઇ ફ્હી કુટાય અનેક દ્વારે
ગોપીની વાત અબળાની કને ગપાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧૨

ના હોય અક્કલ બરાબર ઢોઢીઆની
શુદ્ધિ ન હોય વપુ ઉપર લગડાની
એવાની ગાય કવિતા કવિ ધડધડાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧૩

લે કઇક જાપ જપવા જજમાન પાસે,
વાતો કરે સરસ સુદરીની વિલાસે,

દે દક્ષિણા કદી કમી ક્ષણમા દુણુ,ટે
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧૪
વાલે ગળે લટકતી બહુ મોટી માળા,
ભાલે કરે તિલક રાખી છુટા નિમાળા
ભાળી શિકાર છટકે બહુ સુસવાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧૫
મેલી સ્વધર્મ પરધર્મ વિષે પ્રવેશે,
બીજાની જાતિ બદલાવી કઇક એસે
વ ઠે વળી વટલેલ હા સુધારાની વાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે ૧૬
સ્ત્રીના વિચિત્ર લઇ વેષ એકટર રાચે,
જાચે મહા અધમને અતિ દીન વાચે
નાચે બિભિત્સ વચનો વદી છમછમાટે,
હા દૈવ આવી શી દશા કરી પેટ માટે " ૧૭

" વેલ ડીયર, તુ તારે ગમે તેવી નાટક પર ટીકા કર્યાં કર, પણ આ જમાનામા નાટક એ એક દેવતાઇ કીમીયો છે સ્વર્ગમાથી પૃથ્વી ઉપર પડતી ધનની ગગા છે "

" નાથ, આ બધા આકાશ પુષ્પ જેવા તમારા વિચારો છે સુધારાનો વાયરો હવે મગજમાથી દૂર કરો હદ ઉપરાત પુરૂષાર્થ અજમાવાથી નસીબ છ છેડાય છે અમર્યાદિત પ્રયત્ન કરનાર ઉદર અ તે કર ડીઆ કરડી નાગના મોમા ફસાય છે આજકાલ તમે અનેક અવનવા ધ ધા અજમાવી ચુકયા, છતા પણ સ પત્તિ પ્રાપ્તિમા તમે અનેકવાર પાછા પડયા છો ફૅશનના ફ દે ફસાવાથી તમારા હૃદયમાથી શ્રદ્ધાનો નાશ થયો છે, અને

શ્રદ્ધાના નાશથી તમે કેવળ વિચાર શૂન્ય થઇ ગયા છો, અર્થાત્ દીન પર દીન તમે ધધાને જુઓ છો અને ધધો તમને જુએ છે, અર્થાત્ અન્યોઅન્યની કસોટીમા કેવળ તમે દ્રવ્ય અને વખતનોજ વ્યય કર્યા કરો છો, અત્યારે તમે નાટકમા દૈવત માનો છો પણ એ તમારી ભૂલ છે ”

“ ડીઅર કુસુમ અપટુ ડેટ ટાઇમમા નાટક એ એક સોનાની ખાણુ છે સહેજસાજ પ્રયત્ન કરતા નસીબ પર ધનની રેલમછેલા કરે એવો એ ધનનો મેઘ છે મારા જોતજોતામા અમુક માણસોને રબ્બર ટાયરની ફાઇટનો દોડાવતા જોયા છે ”

એ રબ્બર ટાયરની ફાઇટનો અક્કલના આગળ વધેલા નાટકના ઓથમીર આશકા, અકસ્માત ધન પ્રાપ્ત કરેલા યુવાન યુવકોને ફસાવવાની વારાગનાની નેત્રજાળ છે નાટકના સ્ટેજો એ એક ધર્મ અને કર્મ વ્યાપારના નામે ધુતી ખાવાની દુકાન છે ”

“ અરે નાટકના સ્ટેજો એ કીર્તિ અને પૈસા કમાવાનુ એક નાટક નાવનું સુકાન છે મારા જેવા કાર્ય કુશળ નાવિકો નાટક નાવમા એમી મોજશોખથી સફર કરી જીદગીની મઝા માણે છે ”

“ ભલે ત્યારે તમને સૂઝે તે ખરૂ ! કોઇ પણ પ્રકારનુ સાહસ આદરવામા તમે શૂરા છો, વખત આવે નાથ મને યાદ કરશો ! ”

“ ડીયર દુનિયામા તુ તે કાઈ ભૂલાય તેવી ચીજ છે ! ઓહ નો ! સરટનલી નો ! ચાલ મારો ડ્રેસ બરાબર ફીટઅપ કરી તૈયાર કર ! મારે ચાર વાગતા સૌરાષ્ટ્ર નાટક કપનીના માલેક

મી ચીંથરીયાને મળવાનું છે એની કંપનીમાં એક જુવાન ઉત્સાહી અને કાર્યકુશળ ડાયરેકટરની જગ્યા ખાલી છે માટે વાસ્તે તેની ખાસ ઑફર છે ’

“ નાથ યાદ રાખજો કે તમે નાટકની ઑફરમાં લોફર થઈ જશો ! સુધારામાં તો કંઇએ સડેલા સડેલા પણ રહ્યા છો પણ નાટકમાં દાખલ થયા કે પછી તરતજ લાજ, ધાક અને નાક વિનાના નકટા અને નફ્ટ થઇ જશો ચોફાઈ, જુઠાઈ અને લુચ્ચાઈ એ ત્રણમાંથી એક નાટકાઇ થાય છે માટે નાથ–

નાટક ના ટક ટક કહે ટકે ટકાનો થઇશ
મુડી ગુમાવી માળવે ચપણ લઇ પસ્તાઇશ

માટે એક ટકાના થવું હોય તોજ નાટકમાં દાખલ થજો ટકાના થઇને ટકા કમાવા હોય તેને વાસ્તેજ નાટક છે નાટકની નોકરી કરવી હોય તો ટકા અને હાટકને એક ખુણે મૂકી જાઓ નહિ તો નાટકમાં બધુએ ફના કરી બેસશો એક નાટકી કે બીજો ખાટકી, એ સૂત્ર ખાસ યાદ રાખજો ધન પ્રસ કરતા તનમાં કોટી પ્રકારની કુટેવો, કુવ્યસનો અને રોગો ઘાલી દેશો જે શરીર પર અત્યારે આટલી બધી સાફસુફ કરો છો, તેજ શરીર અંતે તમારા આત્મા પર સાફસુફ કરશે નહિ રહો આ લોકના અને નહિ રહો પરલોકના ! આ ભવ પણ બગાડશો અને ભાવ-ષ્યનો પણ બગાડશો રંકનું કહ્યું માની ડાહ્યા થાઓ ! ઘેલા થાઓ મા ! નાટકના નામને નવગજના નમસ્કાર કરી દૂર ભાગો ! ધન મેળવવાના નાટકના ચમત્કારમાં કંઇક નાટકના પુજારીઓ અને આશકાઓ પોતાના બાપીકા ઘરબાર અને માલમીલકતને

નમસ્કાર કરતા થઇ ગયા છે ! ધન માલ ગુમાવીને ડાહ્યા થાઓ તેના કરતા ધન માલ ગખીને ડાહ્યા થાઓ ! આવક ના થતી હોય તો જાવકને રોકી રાખો, નાહક આવકના ફાફામા આવ-રદા અને આબરૂ બ ને ગુમાવી બેસસો ! ખીસ્સા ખર્ચને વાસ્તે પૈસા થઇ રહ્યા હોય તો લ્યો આ મારી જણુસ વેચીને પૈસા લાવો અને રીતસરના ખર્ચમા વાપરો, પણ નાટકની નોકરીમા દાખલ થઇ મારા સોભાગ્ય સુખનો નાશ કરશો નહિ દુનિયામા મનુષ્યો ધ ધા શાને વાસ્તે કરે છે ? તો પેટપુર ખાવાને વાસ્તે અને રાત્રે શાન્તિથી સૂવાને વાસ્તે ! ! તો આ નાટકના નફ્ટ ધ ધામા ઉંઘ વેચીને ઉજાગરો લેવો અને ઉજાગરો લઇને વ્યાધી વહોરવી અને વ્યાધી વહોરીને વિપત્તિ લેવી અને એ વિપત્તિમા સ પત્તિની આશા કરવી ? ને તે આશા એ પણ નાટકના માલીક, હાઉસ અને નોકરી એ ત્રણુની કૃપા ઉપર આધાર ગખે ! ! ધિક્કાર ! ફીટકાર ! અરે પારાવાર નમસ્કાર એ ધ ધાને ! માડ માડ આ મહીને પગાર મળ્યો તો બીજે કચેરીમા અગર વકી-લોની રજીષ્ટર નોટીસોમા ! આના કરતા દુનિયામા અનેક ધ ધા છે, જાઓ મરજીમા આવે તે ધ ધો કરો અને નસીબ અજ માવો, પણ નાટકના નફ્ટ ધ ધા સામે જરા પણ દૃષ્ટિ ન કરશો તે નજ કરશો નાટકના માલીકો દેશના ઉછરતા નાના અને કુમળા બાળકોને નાટકના ધ ધામા કામે લગાડે તેમનું પુરૂષ-પણુ છીનાવી લઇ ઘાઘરી, ઓઢણુા અને કાચળી પહેરાવી સ્ટેજ પર નચાવે અને તેને દેશના લોકો ઉત્તેજન આપે એ પણ આ જમાનાની નવાઇ છે, અરે માનો કે ભુ ગળ વિનાની ભવાઈ છે.

એકટરોમા બ્રાહ્મણ વાણીયાના છોકરાઓ કાચળીઓ પહેરી સ્ટેજ પર વેશ્યાના ચાળા કરે અને પોતાનુ પેટ ભરે એના કરતા બીજો કીયો ધ ધો નીચ છે? ધર્મ કર્મને કોરે કરી નાચીને અને જાચીને અન્ન ખાય તેના કરતા પુરૂષના વેશમા કાયમ રહી દાસત્વ કરવુ શુ ખોટુ છે? નાથ યાદ રાખજો કે એક જમાનો એવો આવશે કે લોકો નાટકના નામ પર થુ કીને પણ જોશે નહિ!'

" ત્યારે દુનિયામા નાટકનુ નામ ધિક્કારને પાત્ર છે એવુ કહેવાની તારી દલીલ કેવળ ખોટી છે નાટકો અનાદિ કાળથી થતા આવ્યા છે અને થયે જાય છે, એના પર ટીકા કરનારાઓ કેવળ બેવકુફ અને પેટના બળેલા છે કદી કોઇને અન્યાય મળ્યો હશે તેને ખાતર આખા નાટકના ધ ધા પર આવી કડક ટીકા કરવી એ એક બેવકુફાઈ છે ઠીક છે કે હું હજુ નાટકની નોક રીમા દાખલ થયો નથી, જો દાખલ થયો હોઉ અને કોઈ આવી કડક ટીકા કરે તો તરતજ તેના પર ડેફ્રેમેશનનો કેસ કરી તેના બાર વગાડી દઉ ! શુ કરૂ લાચાર છુ કે હુ અત્યારે નાટકની બહાર છુ, પણ અ દર દાખલ થયા પછી તારા જેવાને વાસ્તે મારે એક ડાયરેકટર તરીકે લાબો વિચાર કરવો પડશે!'

" નાથ દુનિયા બધી સમજે છે કે ચાલુ જમાનાની ગણીગાઠી એકાદ બે ક પની સિવાય બીજી પરપોટા નાટક ક પનીઓ દેશનું કેવુ કલ્યાણ કરે છે! દેશસેવા અને દેશદાઝ નાટક ક પનીઓ કેટલા દરજજા સુધી રાખી શકે છે એ હવે જમાનાના લોકોને સમજાવાનુ રહ્યુ નથી ઉછરતી પ્રજા નાટકો જોઈ જોઇને પ્યારો અને પ્યારી હો અને ઉફ કહેતા શીખે છે, શીખશે

અને શીખવાની ! ! આર્યસંસાર વ્યવહારની દુર્દશામા નાટક પણ એક નામીચો પાઠ ભજવે છે આમન્યાની સાકળ કેટલે દરજ્જે નાટકે તોડી નાખી છે તે હવે વિબુધોની જાણ બહાર નથી "પિતા શી કરો છો વાત, નસીબ મારૂ મારી સાથ, દાત દીધા તે ચાવણુ દેશે, ખબર કેમ નહીજ લેશે ! ! મારૂ પૂરૂ તમે શુ કરશો ? મારો ભગવાન પૂરૂ કરશે એક ભવની સગાઈમા હુ તમારી સ્ત્રી છુ, બાકી હુ અને તમે બને સરખા અને સ્વતત્ર છીએ " આ પ્રમાણે ઉઘાડે છોગે બોલતા કઇક છોકરાઓ અને કઇક છોકરીઓ બાપ અને ધણીના સામે થઈ આમન્યાને કોરે કરી સ્વતત્રતાની હવામા ઝુકે છે ! ! નાટકો પર પ્રીહા થતો સારામા સારો વર્ગ જોવો હોય તો તે ફક્ત ગટર ક્લાસ છે બાકી હાયર ક્લાસ ખુદાબક્ષ અને મફ્તીઓ છે એનાથી નાટક કપનીને ઉત્તેજન મળે એ સ્વપ્ને પણ આશા રાખવી નહિ મફતના મરી બધાને મીઠા લાગે !

' તને કઈ જ્ઞાન કડી કે તરતજ તુ મોટી પડીતાણી બની જઇ લેક્ચર આપવાજ મડી પડે છે ! જમાનાને તારા અભિપ્રાયની જરૂર નથી નાટક કપનીઓ તો રોજ નવી ને નવીજ થતી જાય છે તારા જેવા પેટ બળ્યા કઈ પેટ કુટીને મરી ગયા, પણ તેની તલમાત્ર પણ અસર ન થઈ કપનીઓ તો નવી ને નવીજ થતી જાય છે !

" નાથ હિદુસ્થાનની લક્ષ્મીને હવે પગ આવ્યા છે તેને દેશમા રહેવુ ગમતુ નથી લક્ષ્મી હવે પગ પાખો કરી ઉડવાજ માડે છે હવે દેશનુ શુ થશે તે કઈ કહેવાતુ નથી ! "

" બેવકુફ હવે તું નાટકથી દેશ પર ઉતરી તુ કોણ વિશાતમા છુ એની હુ કલ્પના કરી શકતો નથી ! "

" નાથ હુ આપની લુડી છુ મને જે ઠીક લાગે છે તે આપના કલ્યાણને વાસ્તે કહુ છુ તમારા કલ્યાણમાજ મારૂ સૌભાગ્ય છે અને એ સૌભાગ્યમા સ સારની સૌ સ પત્તિ છે "

" કુસુમ તુ યાદ રાખજે કે હુ પણ એક લાગણી વગરનો માણસ છુ જમાનાના જોરને હુ પણ નફટ અને લાગણી રહિત કાશ્મીર પત્થર બની ગયો છુ મારા મન પર સત્કાર કે તિરસ્કારની તલમાત્ર પણ અસર થાય જ નહિ ! '

" નાથ એથીજ હુ તમને આટલુ કરગરીને કહુ છુ ! રાત દિવસ હુ તમારા સારૂ વલોપાત અને પશ્ચાત્તાપ કરૂ છુ "

" લે ચાલ હવે સાહેબજી બાવા ! હુ જાઉ છુ જરા રાતનો લેઈટ આવુ તો ચિન્તા ન કરીશ સમજજે કે ડાયરેકટરની જગ્યા સારૂ હુ જાઉં છુ ! "

" નાથ, નાટક ક પનીના ડાયરેકટરની જગ્યાનો આ જમાનામા શો હીસાબ છે તમારા જેવા ગ્રેજ્યુએટની લાયકાત વાસ્તે નાટકના ડાયરેકટરની જગ્યા માનપ્રદ છે ? ! ! ભલે તમે તેને માનવ તી સમજતા હો તો સમજો પણ હુ તો તેને તિરસ્કારની નજરેજ જોઉ છુ ભલે તમે નાટક ક પનીઓને ભાષાના સારા વિશેષણો લગાડી કીર્તિવ ત બનાવો પણ હુ તો ક પનીઓને ભવાઈઆઓનું ટોળુ જ કહીશ, નાચણીઆઓની મ ડળીજ કહીશ નાચવાનું કામ ત્રાગાળા ભોજક વર્ગનુ છે, એ વ શ પર પરાથી એ ધ ધો કરતા આવ્યા છે અને કરે છે, બ્રાહ્મણ

વાણિયા વર્ગનું નાચવાનું કામ નથી ભલે ભાષાના ખેરખાઓ અને સુધારાના આગેવાનો એ ધંધાને હાથમા લઇ દેશ સુધારણાનું કાર્ય બનાવે પણ હું તો પરિણામ અંતે દેશને નીચો વવાનું અને ઉચ્ચ કોમને બહેકાવવાનું જ કાર્ય કહીશ હાયર એજ્યુકેશન લીધેલા યુવકો અને યુવતિઓ, શ્રીમંતો અને શ્રીમંત બાળાઓ, સ્ટેજ પર આવી અગર જાહેર જલસાઓમા શકુન્તલા, દુષ્યન્ત, આલફ્રેડ અને એવાજ બીજા શૃંગારી અને ઝનુની ભાષણો કરી, પાર્ટ કરી, અભિનય કરી, તાળીઓની વાહ વાહ લે તેથી દેશનું કાંઈ કલ્યાણ થાય નહી, અગર સામાન્ય નીતિ પર કોઇ પણ જાતની સારી છાપ પડે નહી, પણ ફક્ત નાટકી ફૅશનનીજ છાપ પડી શકે ! ! જમાનાના જલસાઓ અને કંપનીઓ પ્રજાના પૈસાનુ પાણીજ કરે છે સામાન્ય સદાચાર, નીતિ અને આમન્યાનો નાશ કરી પ્રજાને કેવળ નિર્માલ્ય અને સંસ્કારહીન બનાવી દે છે અત્યારે તમે નાટકમા જે દૈવત દેખો છો તે દૈવત વખત આવતા-બદલાઈ જશે અને તમને ઘણોજ ખેદ થશે, પછી તમારી ધ્યાનમા આવે તે ખરૂ । '

"હવે કાંઇ કહેવાનુ બાકી છે ? કહેવુ હોય તો કહી નાખ !

"હવે મારે કાંઇ કહેવુ નથી ! '

"ઑલરાઈટ ત્યારે હુ જાઉ છુ !

"બહુ સારૂ નાથ ત્યારે પધારો ! તમને ગમે તે ખરૂ ! દુનિયામા તમે જે સારૂ જુઓ તે સુખેથી કરો !"

"હં હવે બરાબર મુદ્દાપર તુ આવી સાહેબજી !"

ઉત્સાહ અને ઉમંગના અવનવા વેગમા મધુકર તરતજ

સૌરાષ્ટ્ર નાટક કંપનીના થીએટર ભણી ગયો. કુસુમ કહેવાય તેટલું કહી છેવટે હારી, કંટાળી વિચારગ્રસ્ત થઈ એક ખુરસી પર બેઠી ભવિષ્યમા શું થશે તેના અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગી. મધુકર જોતજોતામા થીએટરના ઝાપા આગળ આવ્યો અને જેવો ઝાપો ઉઘાડી અંદર પેસવા જાય છે કે તરતજ એક અડદીઆ રંગના તાડના ત્રીજા ભાગ જેવા ઉંચા દરવાને અટકાવ્યો !"

"ખડે રહો કીધર જાતે હો ? ઝાપા કાયકુ ખોલા ?"

"ભૈયા આ રાત નથી પણ દીવસ છે ! હું ચોર નથી પણ શાહુકાર છું !"

"તુમ ગમે તે હો અમારે કયા તુમારા કામ હય ! ઝાપા ખોલનેકુ અમારી મંજુરી લેના ચાહીએ !"

"એક નાટક કંપનીનો ભૈયો ! તેનો આટલો બધો પાવર ! સાત રૂપીઆનો પગારદાર પેટ ભરો ચાકર એક મારા જેવા ગ્રેજ્યુએટને ધોળે દીવસે આમ દબાવી શકે ?"

"મીસ્ટર અમે ચાર પાચ જણા અડધા કલાકથી અહીં ઉભા છીએ, પણ આ ભૈયો અમને જવા દેતો નથી. અમે કહ્યું કે અમારે નાટક કંપનીના માલિક સાથે કામ છે, વાતચિત કરવી છે, પણ કાંઈ સાભળતો નથી. અમે કહ્યું કે તું અમારા નામનું કાર્ડ છે તે સ્ટેજમા જઈ શેઠને આપી આવ, તોપણ કાંઈ પરવા કરતો નથી અને સીધો જવાબ દેતો નથી."

"ભૈયા જાઓ શેઠકુ બોલો કે મધુકરસાબ અંદર આનેકુ મંગતે હય !"

"અચ્છા, શેઠ અભી તાલીમકે કામમે હય, તુમકુ અભી નહિ મીલેગા !"

"મગર તુમ જાકે બોલો, અમારે તમારો જવાબ ન જોઇએ !"

"અચ્છા અભી હમ પેરા છોડકે નહિ જા શકતે ! તુમારે કામ હો તો તાલીમ ખલાસ હોવે જબ આઓ !

"અરે તુમારા પેરાકી અયસી તયસી ! એ કયા કચેરી હય કે કોઈ રાજા મહારાજાકા મહેલ હય કે કોઇ શેઠીઆકી હવેલી હય ? અગર હમ સબ લોક ચોર ખડે રહે હય, અગર એ રાત હય ? તુમ કંપનીકા નોકર હોકર ઇસ માફક મગજમા ઇતના પાવર કયો રખતે હો ! ?"

"અચ્છા બાબા, તુમ શીર મત ફોડાવ ! હમ ઇધિરસે કભી ન જાયગા ! તુમારે ઠેરના હોય તો ઠેરો નહિ તો ચલે જાઓ !'

"ઓહ આ પણ એક નાટક કંપનીના માલેકનો જબરો જુલમ છે ! તેની સાહ્યબીની મીસાલ નથી આ ભૈયો પણ એક સોલ્જર જણાય છે તે ઐડ જાત છે એટલે મારા કહેવાની અસર તેને જરા પણ થશે નહિ ચાલ જરા ચઢાવીને કામ લેવા દે !"

"મહેરબાન, અમે પણ બહુજ લમણાફોડ તેની જોડે કરી પણ તે એકનો બે થતો નથી છેવટે કંટાળી અહી ઓટલા ઉપર બેઠા છીએ !'

ભૈયા તુમ તો બ્રેવ સોલ્જર જયસા લગતા હો ! તુમારે જયસે પહેલવાનકુ ઇધર નોકરી કરની રાસ્ત નહિ હય ! તુમ રે

તો કોઈ નેટીવ સ્ટેટકા રાજા મહારાજાના મહેલના ચોકી પહેરાની નોકરી કરની ચાહીએ, કોઈ કીંગકા બૉડીગાર્ડ બનના ચાહીએ !

" અચ્છા તુમ ટક ટક છોડો ! હમ નહી બ્રેવ સોલ્જર, તુમારા બાપ બ્રેવ સોલ્જર ! જાઓ નહી તો ડંડા લગાયગે !

' ઓ તારી, આ તો વાત વિપરીત થઈ ! ભૈયો પૂરૂ ગુજરાતી સમજતો નથી, વખતે ગેરસમજમા કાઇ ધોલ લગાવી દેશે તો પચાત થશે ! '

" મીસ્ટર ! તમે કેમ અહી આવ્યા છો ? '

" હુ એક કવિ છુ, મારી પાસે લખેલો એક ખેલ છે, તે માલેકને બતાવવા સારૂ આવ્યો છુ ! '

" તમે કેમ આવ્યા છો ? "

" મારા મામાનો છોકરો રૂપાળો છે, તેને નાટકમા રખાવવા સારૂ આવ્યો છુ '

" તમે કેમ આવ્યા છો ? "

" સાહેબ, હુ કાપડની ઉઘરાણી સારૂ આવ્યો છુ ! મારો બેટો આ ભૈયો કોઈને અદર જવા દેતો નથી તેથી નિરૂપાય થઈને શેઠને વાસ્તે હુ ખોટી થાઉ છુ '

આ પ્રમાણે વાતચિત ચાલે છે તેટલામા શેઠ સ્ટેજની બહાર આવ્યા, એટલે મધુકરે તરતજ બુલદ અવાજે બૂમ પાડી શેઠ તરતજ ધસમસ્યા એકદમ ઝાપા આગળ આવ્યા અને મધુકરને સત્કારથી સબોધવા લાગ્યા

" આવો આવો, મધુકરભાઈ આવો પધારો ! તમારી તો હુ ખાસ રાહ જોઉ છુ "

" સાહેબ, આ તમારી સ્વર્ગની નીસરણીના પગથીઆ વટાવીએ ત્યારે અમે સ્વર્ગમા આવીએ કે એમને એમ ? આ ભીમસેન જેવા ભયકર ભૈયા રાખ્યા છે તે મારા વ્હાલા કશુ સમજે નહિ અને માણસને ઓળખે નહિ, જેને તેને ડડાની વાતથી સમજાવે શુ આવીએ સાહેબ ! એ તો ઠીક છે કે હુ તેમના માથાનો છુ વળી બીજો હોય તો તેને ભૈયો તરત ધોલ લગાવી વાત કરે, જુઓને આ બિચારા ક્યારનાએ ઉભા ઉભા અહી આબલી હેઠળ વા ખાય છે તમારા દર્શન તેમને થાય છે ! ? મારૂ બેટુ આ જમાનામા નાટક કપનીના માલેકની તરતમા મુલાકાત થવી તે પણ ભાગ્યની વાત છે એકદમ ઝટ બારોબાર સ્ટેજમા દાખલ થવુ તે પણ એક ખાસ અગત્યનો સવાલ થઈ પડે છે

" લ્યો સાહેબ હવે એ બધુ જવા દો ચાલો આવો પધારો ! ભૈયા તમારા નામની આજકાલ બહુ બૂમ આવે છે "

" અચ્છા જીનાબ તબ આપની નોકરી ઇધર ખડી રહી "

" નહિ નહિ, ભૈયા ! મે તુમકુ ઠપકા દેતા નહિ હઉ ! તુમારી કુછ કસુર નહિ હય, મારો જેવો હુકમ છે એ પ્રમાણે તમે વર્તો છો મે તો જરા હસતા હુઉ ! "

" ધણીની માનીતી ઢેયડી આખુ ગામ અભડાવે તે આનુ નામ ! શેઠના માનીતા નોકર મેમાનનાજ મુખમા થુ કે તે આનુ નામ ! "

" ના સાહેબ ના નાટકની રીતભાતમા તમે ન સમજો એ દેખાડવાના જુદા અને ચાવવાના જુદા ! જો આમ રીતભાત

ન રાખીએ તો નાટકવાળાની એક મીનીટમા હરાજી થાય ! લ્યો ચાલો હવે અ દર પધારો ! કેમ ભાઈ તમારે શુ કામ છે ? ”

“ સાહેબ મારે એક નાટક દેખાડવુ છે ! ’

“ તમારે શુ કામ છે ? ”

“ મારે આ છોકરાને નાટકમા મૂકવો છે !

“ ઠીક જાઓ તાલીમ પર જાઓ, લૈધા આ છોકરાને સ્ટેજ પર લઈ જાઓ ! ”

“ તમારે કોનુ કામ છે ? ’

“ સાહેબ કાપડના રૂપીઆ વાસ્તે આવ્યો છુ ! ’

“ રવિવારે બપોરના બે વાગે આવો ! શનીવારનુ ઓડી અન્સ લીધા પછી તમારો હીસાબ થશે !

“ સાહેબ આવા ઓડીઅન્સ તો તમે કેટલા હજમ કરી ગયા ? ’

“ તો આ એક વધારે ! ગાડો છે માળો ! જા કાલે નાટકમા આવજે ! અરે લલ્લુ આ ગુમાસ્તાને બે બાર બાર આનાના પાસ આપો ! ’

“ પણ સાહેબ હવે તો ! ’

“ અરે પણમા પાસ લઇ રસ્તે પડ, જા જા ખોટી ન થા

“ કહો મધુકરભાઇ, ખુશીમા તો ખરા ? ”

“ હા સાહેબ, તમને જોયે વિશેષ ! ”

“ લ્યો ત્યારે જુઓ કાલથી પહેલી તારીખ છે ડાયરેક્ટ રની જગ્યા પર ચઢી જાઓ ! ઘેર ગ ગા આવે ત્યારે મો ધોવા ન જવુ સમજ્યા ? ”

"એમ, જ્યારે તમારો આગ્રહ છે ત્યારે મારી ના નથી સાહેબ!"

"હા ભાઈ અને આપણા મિત્ર મોહનરાય ઘણા વખતથી તમારે સારૂ તારીફ અને ભલામણ કરતા હતા, એટલે તેનો નિકાલ આજ આવી ગયો"

"ઠીક ત્યારે મારી સરતો બધી તમારે કબુલ છે કે કાઇ વાધો છે?"

"અરે મારે તો બધુ એ કબુલ છે આ બધી કંપનીજ તમારી છે તમેજ મારે કબુલ છો પછી કબુલાત કરવાનુ રહ્યુ કયા? હવે હુ તો ખાઇ પી ઉતર્યો છુ, મારે તમારા જેવા ઉત્સાહી અને સુધારક આગેવાન યુવકની જરૂર છે!"

"ત્યારે આપણે ના નથી જેમ કહો તેમ કરવાને બંદા તૈયાર છીએ!"

"વાહ વાહ ત્યારે આજ તો મારે સોનાનો દીવસ ઉગ્યો! એ કરૂણાશંકર આમ આવો, વધામણીના સમાચાર આપુ

કહો સાહેબ શી વધામણી છે?'

જાઓ સ્ટેજમા જઈ સૌ નાના મોટા ભાઇઓને ખુશ ખબર આપો કે આપણી કંપનીમા મી મધુકરભાઈ સુધારાના આગેવાન ગ્રેજ્યુએટ વિદ્વાન્ ડાયરેકટર તરીકે જોડાયા છે જાઓ આજની ખુશાલીમા રસોડામા જઈ કંપનીને વાસ્તે ન્હા મૂકાવો!"

"એ ચાલ્યો સાહેબ!"

કરૂણાશંકર દોડતો દોડતો હરખભેર સ્ટેજમા ગયો અને

તાલીમ બ ધ રખાવી શેઠની વધામણી ખાધી સ્ટેજના દરેક જણા આ વધામણીથી પરમ આન દ પામ્યા, રસોઇયાએ પણ રહા મૂકવાની તજવીજ કરવા માડી થોડીક વાર થઇ કે તરતજ મી ચીથરીયા મધુકરને લઈ સ્ટેજ પર આવ્યા અને બે આરામખુરશી મ ગાવી સામસામા બીરાજી આન દની વાતો કરવા લાગ્યા ”

“ મધુકરભાઇ આજે મને ઘણો આન દ થયો ! ”

“ સાહેબ મને પણ આજે સ તોષ થયો ! ”

“ જુઓ મધુકરભાઈ તમારે તમામ ઇનડોર વર્ક–સ્ટેજનું કામકાજ જરાએ જરા સ ભાળી લેવુ અને આઉટડોર વર્ક માગે વાસ્તે મુલતવી ર ખવુ , નાણાખાતાની જયા બાબત આવે ત્યા તમારે મને આગળ ધરવો

“ હુ પણ એજ કહેવા જતો હતો, મારાથી નાણાખ તાની વ્યવસ્થા જરા પણ થશે નહિ

“ ત્યારે એ વ્યવસ્થા તમારે મારા માથે નાખી દેવી એકટર તાલીમ અને સીનેરીખાતુ બધુ તમારે સ ભાળી લેવુ જયા કોઈ નાણાની વાત આવે કે તમારે તે મારા આગળ ધકેલવી એક દર આખી ક પનીના શેઠજ તમે, હુ તો તમારો એક હજુરી ત્રીજોરી કારકુન થવા માગુ છુ ’

“ સાહેબ, અયોગ્ય બોલી મારી મશ્કરી કરો નહિ સો વરસનો ભાડવાત અને પાચ વરસનો ઘરધણી એ કહેવત કાઇ ખોટી નથી ”

“ હશે તમ રો પ્રેમ અને ઉત્સાહ છે એટલે સૌ સારા

વાના થશે ”

“ સાહેબ, બહાર એક કબિ નાટક લેકર ખડા હય ! ”

“ ભૈયા હવે હુ નાટકનો શેઠ નથી, માલેક આ ખુરશીમા બિરાજ્યા, હવે જે કાંઇ કાર્ય હોય તે મધુકરભાઇને પૂછીને કરો ’

“ ભૈયા કવિને અદર મોકલો જાઓ ! ”

“ બહોત અચ્છા સાબ ! ’

“ કરૂણાશકર તમારી તાલીમ શરૂ રખાવો, કામ બધ ન કરો ! ’

બહુ સારૂ સાહેબ ! ”

“ સાહબ હવે અમારા મામાના છોકરાનુ કરો !

“ ઉસ્તાદ આ છોકરાનો કઠ જુઓ, ગવગાવો, તપાસ કરો નાટકના કામમા કેટલે અશે એ ઉપયોગી થઇ પડશે ? ”

“ અચ્છા સાબ ! ”

‘ મહેરબાન સાહેબ !

“ આવો કવિ બેસો ! ’

“ છોકરા તને જે કાંઈ સારી કવિતા કે ગાયન આવડતુ હોય તે ગા જોઇએ ! ’

“ પહેલે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીઆ
બીજે પગથીએ ભાના દીઠારે રામ
ચારે ભાનામા કેમરે ચનાશે,
ચઢતા તો જીવડા જાશેરે રામ ’

“ બસ કરો ! છોકરા કંઇ ગાયન ગા જોઇએ ગળામા ગાઈશ નહી, ખુલ્લા સ્વરથી ગા સમજ્યો કે–”

" હાય હવે વૃદ્ધિ થઇ નાટકની,
આર્યોને ઉરમી જોવા થઇ નાટકની—૦
નાટ્ય અગ્રેશ્વરો બન્યા શ્રીમંતો,
થશે દશા દીન હાટકની —૦
દીવાની છોકરીઓ અને છોકરાઓ,
જોશે નાટક તો બાકી શું રહેશે સકટની —૦
વ્યભિચારને ઉદ્ધતાઇ જામશે,
રસમ બુરી વધશે ફૅશન લટકની —૦ '

" અચ્છી કહી અચ્યા અચ્છી કહી, શાબાશ થેન્કસ, અચ્છી અચ્છી ! ! '

" કહો છોકરાના વાલી કોણ છે ? '

' સાહેબ હું છું એ મારા મામાનો છોકરો થાય મારા મામા અને મામી મરી ગયા છે છોકરો મારે ત્યાં ખાય છે પીએ છે, એનો વડીલ હકદાર અને વાલી હું છું ? '

" તમારે એને નાટકમાજ મૂકવાનો વિચાર છે ? '

" હાજી, છોકરો રૂપાળો છે એનો કંઠ મધુર છે અને હુશિયાર છે એટલે ! ! '

' તરત તેને તમે નાટકમા મૂકવાનો વિચાર કર્યો

" હાજી એમજ છે "

" તમે શું કરો છો ! '

" સાહેબ હું મીલમા જઇ ધોતીઆ વાળુ છુ, કાપડના કામ ઉપર છું "

" શું મળે છે ? "

" સાહેબ મહીને સાત રૂપીઆ "

" શી ન્યાત છો ? "

" સાહેબ બ્રાહ્મણ ! "

" એટલે તમારે આ છોકરા ઉપરજ પુરૂ કરવાનો વિચાર હોય એમ જણાય છે "

' હા સાહેબ, તેથી એને પગાર સારો મળશે અને નાટક જોવાશે, દહાડો બે ઘડી આનદમા જશે હુ અને એ બને સુખી થઇશુ ! '

" વારૂ સુખ તો તમે નાટકના ધધામાજ દેખતા હશો ? '

" હાસ્તો સાહેબ રોજ રાત પડે કે મારી બેટી પૈસાની નદી નાટકમા ચાલી આવે સારૂ સારૂ ખાવાનુ સારૂ સારૂ પહેરવાનુ અને સારૂ સારૂ ગાવાનુ "

આજ કાલ નાટકની સાહ્યબી આગળ રાજા મહારાજાની સાહ્યબી ઝાખી પડે છે સાહેબ જો તમે કાઇ મારૂં ધારશો તો હુ તમને આવા બામણના છોકરા રૂપાળા રગીલા ઘણા મેળવી આપીશ મને ગામડાના બામણને સારી રીતે સમજાવતા આવડે છે સાહેબ મારૂ કમીશન ધારજો !

' કમીશનમા તમે શુ કહેવા માગો છો ? "

" દર છોકરે પાચ રૂપીયા સરપાવના ! દર બુધવારે મારી તરફથી એક માણુસ ચાર આનામા મફત નાટક જોવા બેસે એજ !

" ઠીક, છોકરાનો પગાર શુ લેશો ? "

' તમે કહો સાહેબ તમે આવા બામણના છોકરાના કદરદાન છો ! "

" છોકરાનો ત્રણ વરસનો એગ્રીમેન્ટ કરી આપવો પડશે "

" એતો જેમ થતુ હશે તેમ થશે, એમા મારી કયા ના છે !"

" જુઓ ત્યારે પહેલા વર્ષના ૩ રૂપીઆ મળશે બીજાના ૪ અને ત્રીજા વરસના ૫ મળશે, છે કબૂલ ? "

" સાહેબ એ છોકરોજ આજથી તમારો છે, તમારી ધ્યાનમા આવે તે ખરૂ ! "

' ઠીક ત્યારે જાઓ પેલી ઓરડીમા મહેતાજી પાસે એગ્રીમેન્ટ પર સહી કરો અને છોકરાને મૂકી જાઓ !'

" બહુ સારૂ સાહેબ પછી કાંઈ ! '

" ઠીક ત્યારે જાઓ ! '

' કહો કવિરાજ તમારા નાટકને હવે ઉકેલો ! ! '

" વાચી સભળાવુ સાહેબ ! જેવો તમારો હુકમ !

" કહો નાટક ઐતિહાસીક છે કે કાલ્પનીક છે ? "

" સાહેબ કાલ્પનીક એ શુ ? હુ સમજતો નથી ! '

" તમારા નાટકનો પ્લોટ સસારી, રજવાડી કે ભક્તિ રસનો છે એ હુ પુછુછુ ! '

" સાહેબ પ્લોટ તો સદેવત સાવળીગા જેવો છે, વળી થોડો બરાસકસ્તુરી જેવો છે કાંઈક ગજરામારૂ અને વળી સ્હેજ ગુલબ કાવલી, વળી કાંઈક સુદર કામદાર જેવો, સ્હેજ કાષ્ટના ઘોડાની વાતને લગતો અને સ્હેજ માધવ કામકુડલા જેવો, વળી કાંઈક મેનાપોપટ જેવો અને પછી જે રહ્યા તે કાંઈક છેલની વાર્તા જેવો ! ! "

" તમારા નાટકનુ નામ શુ છે ? "

" સાહેબ નામ ! આ નામ તો કંઈક મોરબી કંપનીના નાટક જેવું, વળી કંઈક વાકાનેર નાટક કંપનીના નાટક જેવું અને કંઈક બાલીવાળાના નાટક જેવું અને કંઈક દેશી કંપનીના નાટક જેવું છે ! "

" તમે તે નાટક લખોછો કે કંઈક કંઈક સ્હેજ સ્હેજ લખો છો ! "

" સાહેબ હું તો મોટા ચોપડા ભરી ભરીને લખું છું ! '

" ઠીક ત્યારે તમારો ચોપડો કંપનીમાં જોવા મૂકી જાઓ કંપનીને નવરાશ આવશે ત્યારે વાચી જોશે ! "

" સાહેબ એમ તે કંઇ થાય ! "

" ત્યારે કંપની પાસે નવસે નવ્વાણું તમારા જેવા નાટકો છે સમજ્યા કવિરાજ ! આતો જ્યારે તમે આવ્યા છો ત્યારે તમને ખોટું ન લાગે તેમ વરતવું પડે તેથી તમને કહીએ છીએ કે જો તમને વિશ્વાસ હોય તો નાટક મૂકી જાઓ નહિ તો જ્યારે નવરાશ આવશે ત્યારે તમને ખબર આપીશું, તમારૂં નામ ઠામ બતાવતા જાઓ અત્યારે તમારૂં નાટક સાંભળવાની કંપનીને નવરાશ નથી ! "

" લ્યો સાહેબ ત્યારે આ મારૂં નાટક હું તમનેજ અર્પણ કરી દઉછું જ્યારે નવરાશ મળે ત્યારે વાચજો સાહેબ પાંચસે રૂપીઆનું નાટક છે, પાણી ન થાય તેની સંભાળ રાખજો મારા બે વરસના રોટલા તે નાટક ઉપર છે સાહેબ જમાનામાં નાટકના માલેકો આજકાલ કવિ લોકોને મન લાખ રૂપીઆ ઇનામ આપનાર વિદ્યાવંત ભોજરાજા જેવા છે નાટકના માલેક પાસે નાટક

તથા કવિને લઈ જનાર તથા તે નાટક પાસ કરાવનાર નાટક વાળાના અ ગભુતો અમારા કવિ લોકોને મન શેલા પાઘડીના સરપાવ અપાવનાર રાજાના ડાહ્યા દીવાન જેવા છે નાટકવાળાના મિત્રો તે અમારા મન મુરબ્બીઓ અને વડીલો કરતા પણ અધીક છે ટુ કામા નાટકનું નામ નાટકનું કામ અને નાટકનું ધામ અને છેવટે નાટકના દામ એની આ જમાનામા શી વાત કરવી મારા મહેરબાન ! ! નાટક વાહ વાહ શુ સરસ નામ ! ! આ સમયમા સ સાર સાગર તારનાર અને બે પૈસે સુખી કરનાર નાટક એ એક નાવ છે ”

“ બહુ સારૂ ત્યારે હવે પધારો ’

‘ ઠીક સાહેબ ત્યારે હુ જાઉછુ ”

“ હાજી પધારો જ્યારે ક પનીનો સોમવારનો ખેલ હોય ત્યારે પ દરે દીવસે રાતના અહી આવજો એટલે તમને હુ જવાબ આપીશ તમને જવાબ મળશે અને નાટક જોવાશે ! ”

“ હુ સાહેબ નાટક જોવા મળશે ખરૂ કે ? ”

“ હા ક પનીના સોમવારના ખેલ તમારા જેવા લેખકોને વાસ્તેજ રાખેલા છે બુધવારના ખેલ નાટકના આશકા સ્નેહી જનોની સગવડ સારૂ રાખેલા છે, અને શનિવારના ખેલ સબ બ દરના વેપારીઓને વાસ્તે રાખેલા છે ”

“ સાહેબ ચાહ તૈયાર થઇ છે, લાવુ' કે ? ”

“ હા લાવો ! ”

“ સાભળો સૌ એક ચિત્ત થઈ સાભળો ! મ રા વ્હાલા એક્ટરો અને બીજા નાના મોટા ભાઈઓ !

આજરોજ મી મધુકરભાઈ આપણી કંપનીમાં ડાયરેક્ટર તરીકે જોડાયા છે આજથી સ્ટેજના વ્યવસ્થાપક અને મેનેજર તે થયા છે, હું કામાં કંપનીના બીજા શેઠ તે છે તમે લોકો જેવી રીતે મારી આજ્ઞા માનોછો તેવીજ રીતે તેમની માનશો એવી હું ખાત્રી રાખું છું, તે ઘણાજ વિદ્વાન ડાહ્યા સુધારક અને નાટકના ઘણાજ અનુભવી અને વિચારશીલ ગૃહસ્થ છે માટે તમે સૌ આજનો આનંદ ઉત્સાહ અને વફાદારી તેમના તરફ દેખાડી તેમને મુબારકબાદી આપશો!

"વાહ વાહ ઘણીજ આનંદની વાત છે અમે સૌ લોક આજના ખુશકારક સમાચાર સાંભળી બહુજ ખુશી થયા છીએ આજની મુબારકબાદી અમે એક્ટર વર્ગ મધુકરભાઈને ઘણીજ આપીએ છીએ

"ટયો મધુકરભાઈ હું પણ તમને ચાહનો કપ હાથમાં લઈ મુબારકબાદી આપું છું!

"તમારી મારા ઉપર પૂર્ણ કૃપા છે!

"આ પ્રમાણે સૌરાષ્ટ્ર નાટક કંપનીમાં ડાયરેક્ટરની જગ્યા મધુકરભાઈને આજે મળી આનંદન સમન કાયદેસરના દસ્તાવેજો એક બીજા વચ્ચે થઈ ગયા ત્રણ વરસને વાસ્તે મધુકરભાઈ ડાયરેક્ટર તરીકે નીમાયા મધુકર ઉતાવળો ઉતાવળો ચાહ પી કંપનીનો ચાર્જ લેવા લાગ્યો મી ચૌથરીઆ પણ એક નવું રમકડું હાથમાં આવવાથી અધિક મનમાં મલકાવા લાગ્યા બન્ને જણા એક બીજાના મનમાં હવાઈ દાવપેચ બાંધવા લાગ્યા આ આનંદ અને ખુશાલીની વધામણી કુસુમને

આપવા સારૂ મધુકર મોડી રાતના ઘેર ગયો કુસુમ પણ તેની વાટ જોતી નયન તાણુતી હતી, એવામા મધુકર ધસમસ્યો ઉત્સાહભેર ઘરમા આવ્યો

"વેલ ડીઅર જૉય જૉય !"

"શુ કાઇ નવો દેશ જીત્યા કે વ્યાપારમા લાખનો નફો મેળવ્યો ?"

"અરે આજ તો ડાયરેક્ટરની જગ્યા મળી ! તે પણ ઘણાજ માન સત્કાર સાથે !"

"છેવટે તમે તમારૂ ધાર્યું કર્યું ! હવે સુધારક મટી નાટકીયા બન્યા !'

"જો સાભળ હુ ત્રણ વરસને વાસ્તે કપનીનો બધન ડાયરેક્ટર થયો, પગાર દર માસે દોઢસો રૂપીઆ અને વરસ દીવસે એક બેનીફીટ નાઇટ નાટકના સ્ટેજની તમામ વ્યવસ્થા ફક્ત નાણુા ખાતા સિવાય બધી મારે કરવાની સમજી ! ખાવુ પીવુ કપનીમા ! બહાર બજારે ફરવા નીકળવુ તે પણ કપ-નીના ગાડી ઘોડામા ! એક દર કપનીના આપણે બીજા શેઠજ સમજવા !"

"નાટકની કમાણી ઘરમા લાવવા કરતા નાટકની બલા તમારા શરીરમા ન આવે તે ખાસ સભાળજો પડદા અને સીનેરી જેટલા સ્ટેજ પર સુદર લાગે છે તેટલા ધોળે દીવસે સ્ટેજની અદર લાગતા નથી નાટકના છોકરા અને પોશાક રાતના જેટલો સુદર લાગે છે તેટલો દીવસના લાગતો નથી !"

"એટલે આનો અર્થ શુ ?"

" અર્થમા એજ કે નાટકની ઉપરની સુ દરતા દેખીને જે મોહ તમને લાગ્યો છે તેનાથી સહસ્ત્રગણો અણુગમો તમને હવે નાટકમા રહ્યા પછી ઉપજશે દોઢસોના પગારમા જે તમે મોહ્યા છો તે દોઢસો તમારી ત્રણ પેઢીની સાહ્યબી ધુળધાણી અને વા પાણી કરી નાખશે તમારી શુ સ્થિતી થશે તે મારાથી સમજાતુ નથી હાય ! હુ શુ કરૂ ? ઓ નાથ હવે નાટક રૂપી જીવતી ડાકણુ તમને વળગી, તે તમારો અ ત લેશે ત્યારેજ તમને છોડશે ’

" ઓલરાઇટ તે હવે મારે જોવાનું છે તારા નોનસન્સ વેડા હવે જવા દે ! કહે કાઇ ખાવાનું છે ? ”

" હા, દુધની દશમી અને શાક તૈયાર છે ”

" ડેમ ચોર દશમી અને ડેમ ચોર શાક ! મારે તો હવે ગરમાગરમ જોઇએ હવે હુ કોણુ ? નાટકનો ડાયરેકટર ! સો માણસનો ઉપરી શેઠ ! ’

" જુઓ આ તમે નથી બોલતા પણુ નાટકની બલા જે તમારા શરીરમા વળગી છે તે બોલે છે ! નાટકમા પગ મુકતાની સાથે આટલો બધો ફેરફાર એકાએક તમારા શરીરમા થયો ! વખત જતા તો કોણુ જાણે શુ એ થશે નાટકનો ચાહ બાહ શરીરમા પડયો હશે રજોગુણી ભૂમિકાનુ અન્ન અને તમોગુણી કમાણીનુ પાન કેટલી ખરાબી કરે છે તેનો પ્રત્યક્ષ દાખલો તમારો છે દુધની દશમી અને શાકને ડેમ કહેવરાવનાર નાટકની બલાજ છે ગરમાગરમની ધમાધમ આ નાટકનો ચાહ કરાવે છે !

" ડીયર કુસુમ તુ આવી ચબાવલી ક્યા સુધી રહીશ ? "

" નાથ વખત આવે કોક દીવસ પણ મારી કીંમત તમને થશે ! હુ સર્વદા તમારૂ કલ્યાણ ઇચ્છનારીજ છુ તમારા સારા માજ મારૂ સર્વદા સારૂ છે તમે વગર વિચારે સાહસ ઘણુ જ કરો છો સુધારાના હીમાયતી થઇને તમે બધુ બોલ્યુ , અને જે કાઈ બોળેલુ અવશેષ છે તે તમામ નાટકમા રોળશો અને બાળી ખાખ કરી નાખશો ! કોઇ દીવસ નહી અને તમને આજ નાટકનો આવો અવળો વિચાર ક્યાથી આવ્યો ભલે નાટક જોવાનો શોખ હોય તો નાટક જોઇ શોખ પુરો કરો પણ નાટકમા જોડાવાનો આ બુરો શોખ તમને ક્યાથી લાગ્યો ? ડાયરેક્ટર થવાનો મેનીયા તમારા મગજમા ક્યાથી ભરાયો ? હશે નાથ તમને જે ગમ્યુ તે ખરૂ ! " પતિ તણી આજ્ઞા એ પથ સતિનો " એ પ્રમાણે મારે હવે તમને અધિક ખોટુ લગાડવાનો હક્ક રહ્યો નથી મને જે ઠીક લાગ્યુ તે તમને કહ્યુ છતા પણ જીવ બળે છે તેથી કહુ છુ કે જે કાઇ કરો તે જોઈ વિચારી જાતને જાળવીને કરજો નાટકની બાબતમા હજાર ગરણે ગળીને પાણી પીજો નાટકના રગ ભલે જોજો પણ અ ગથી ર ગાશો નહી ! "

આ પ્રમાણે કહી દ પતિ વાળુપાણી કરી નિદ્રાવશ થઇ ગયા સવાર થતા મધુકર ઉઠયો અને ન્હાઇ ધોઈ જમી પરવારી તરતજ ડ્રેસ પહેરી ક પનીમા ગયો શનિવારનો દીવસ હતો, તેથી ખેલની વ્યવસ્થામા સારી પેઠે ગુથાયો અને કાક ઓડીઅન્સ વધે અને ખેલ સારી રીતે ભજવાય એ હેતુથી ક પનીના નિયમ વિરૂદ્ધ બપોરની તાલીમ લેવા સારૂ ઘ ટડી વગડાવી

એકટર વર્ગમા નિયમ વિરૂદ્ધ તાલીમ શરૂ થવાથી કાક ચર્ચા થવા લાગી, પણ નવા ડાયરેક્ટરનો પ્રથમ પ્રસ ગ હોવ થી તાલીમ કેવી લેવાય છે અને શુ શુ સૂચનાઓ થાય છે તે જોવા સારૂ સૌ ઉત્સાહભેર તાલીમમા હાજર થવા લાગ્યા શેઠ મી ચીથ રીઆ પણ મધુકર તાલીમમા કેવો સુધારો વધારો કરે છે તે જોવા સારૂ ખાસ પોતાની મેડીમાની એક નાની ડોકા બારી અધખોલી ઉઘાડી તાલીમ નિહાળવા લાગ્યા બીજી બેલ થતા સુધીમા તો દરેક જણા હાજર થઇ ગયા તાલીમ લેવાની શરૂ થઇ કપનીનો નવો નાખેલો ખેલ ઉર્વશી ત્રીજેજ શનિવ રે નરમ પડી ગયો હતો, જો કે માલીકે સીન સીનેરી પાછળ હદબહાર ખર્ચ કર્યો હતો, પણ ખેલ નિષ્ફળ જવાથી મન કચવાતું હતુ, આથી મધુકરે કાક નવીન સુધારો વધારો કરી ખેલ આકર્ષક બનાવવાની ખાસ વ્યવસ્થા કરવાની શરૂ કરી હતી તાલીમ શરૂ થતાજ મધુકરે ભાષણ બોલવાની તથા શબ્દ ઉપર ભાર દેવાની તદ્દન નવીન ઢબ આ કપનીમા શરૂ કરી ટેબલાઓ તદ્દન નવીન પ્રકારથી પ્રવેશના અ તમા ગોઠવવા શરૂ કર્યા, ડ્રેસમા પણ કેટલાક ફેરફાર કરાવ્યા સ ગીતમા પણ કેટલાક સુધારા વધારા કર્યા વધારામા દીલરૂબા નવુ દાખલ કરાવ્યુ ડમ્બ એકટી ગ અને કલાવિધાનના કેટલાક નવીન પ્રયોગ એકટરોને બતાવ્યા ઉર્વશી અને પુરૂરવાનો પાર્ટ કરનાર એકટરને કેટલીક નવીનતા ગ ભીરતા અને સ્ટાઇલીશ એકટી ગ બતાવી ઉર્વશીનુ કામ કરનાર આ કપનીમા ખાસ એક એકટ્રેસ હતી, તે એકટ્રેસને વધારે અભિનય બતાવવા સારૂ તેને ખાસ પોતાની

રૂમમા તાલીમ ખલાસ થયા પછી આવવાનું કહ્યુ !! પુરૂરવા પાર્ટ કરનાર એકટરને ખાસ કવિ કાલીદાસના અસલ સંસ્કૃત શ્લોક મોઢે કરવાના બતાવ્યા અને તેના અભિનયને વાસ્તે તેને પણ ખાસ તાલીમ ખલાસ થયા બાદ મળવાનો ટાઈમ આપ્યો, આ પ્રમાણે પ્રથમ અંકમા કેટલાક સુધારા કર્યા, અને ત્રીજા અંકમા ટેબલા ગોઠવરાવ્યા હેન્ડબીલો લખવામા પણ કેટલાક આકર્ષક સુધારા કરી ખાસ નવા હેન્ડબીલો છપાવી આજના બજારમા વહે ચાવરાવ્યા, એકંદર જેટલી થઈ શકે તેટલી વ્યવસ્થા કરી, અને તાલીમ ખલાસ કરી સ્ટેજની વ્યવસ્થા કરવા માડી શેઠ ઉત્સાહી ડાયરેકટરનુ ઉત્સાહભર્યું કાર્ય જોઈ આનંદ પામ્યા અને આવકમા કાંક વધારો થશે એમ માની આશાતરંગમા નાચવા લાગ્યા સીનેરીખાતાવાળાને એકઠા કરી કેટલાક સીનના ફેરફાર કરાવ્યા લાઈટખાતાવાળાને પણ કેટલીક અગત્યની સૂચના આપી તાલીમમાસ્તર કરૂણાશંકરને બોલાવી બે સારા છોકરા પાસે તદ્દન નવીન ઢબનો સુંગો સરગમનો નાચ તૈયાર કરવાની આજ્ઞા આપી ખેલની શરૂઆતમા ત્રણ પડદા ખાલી સરગમ સાથે ઉપડાવવાની યોજના કરી માલેકને બોલાવી કોઈ પણ માણસ અમલદાર કે પોલીસખાતાના નોકરને વગર ટીકીટે દાખલ કરવાની મના કરાવરાવી શેઠે આ બાબત સારૂ અમલદાર વર્ગનો ભય બતાવ્યો, તે ભય પોતાના માથે વ્હોરી તેની મરજી પ્રમાણે ખાસ વ્યવસ્થા કરવાનું સૂચવી, મધુકર અકટ્રેસને કેળવવા સારૂ પોતાની રૂમમા ગયો આપેલ ટાઈમ બરાબર થતા એકટ્રેસ ઉર્મીલા મધુકરની રૂમ આગળ હાજર

થઈ મધુકર પણ પોતાનો કોટ ઉતારી આરામચેરમા પડી નાટ કના વિચારમા તલ્લીન થયો બરાબર ટાઈમ થતાજ રૂમ ઉઘાડી ઉર્મીલાને અ દર દાખલ કરી

" ઉર્મીલા આખા નાટકની કીર્તી તારા અભિનય ઉપર રહેલી છે, માટે રાતના બરાબર ઉત્સાહથી કાર્ય કરજે ભાષણ સ્પષ્ટતાથી ધીમે ધીમે ભાર દઈ બોલવુ , ગાયન ધીમા સુરથી તાલબ ધ ગાવા તમાગ આગલા ગટરકલાસ તાન પલટાના રાગડા કહાડવા અ જથી ભુલી જજો હુવેથી તમારા કાર્યની કદર પણ સારી થશે અને પ્રોમોશન સ બ ધી પણ વિચાર કર-વામા આવગે "

" સાહેબ મને ખાત્રી છે કે હુવે ક પનીનો ઉદય પાસે છે આપની નીમણુકથી અમારા ભાગ્યનો ઉદય થયો છે હુ તો ગરીબ પરવર આપની તાબેદાર છુ મારા પર દયા ગખવી એ તમારી ખાનદાની છે લુડી લાયક કોઈ પણ જાતની કામસેવા હોય તે કહેતા અચકાવુ નહી હુ તો હવે આપના ચરણની ઉપાસક છુ "

" ઉર્મીલા જો તુ તન દઈને કામ કરીશ તો તારો ઉદય થશે તારૂ ભવિષ્ય ઘ ણુજ આશા ભર્યુ થગે ગુજરાતી સ્ત્રી એક ટ્રૂસમા તારૂ નામ પ્રથમ આવશે જો બીજા અ કમા પુરૂરવ સાથેનો તારો ત્રીજો પ્રવેશ ખુબ ધ્યાનથી વાચી તૈયાર કરવો અદાભાવ, અભિનય, ચાલવાની છટા, ભાષણે ભાષણે મુખમુદ્રા બદલવાની ખુબી અને નાટકની કેરેકટર એ જેમ બને તેમ સારી રીતે બતાવવી

સીનેમાની ફીલમોમા અ ગ્રેજ લેડીઓ એકટ્રેસ તરીકે કેવી હાઇ કેરેકટર બતાવે છે ! જરા પણ બીન જરૂરી હાથના લ્હેકા આખના પલકારા કે કુદ કુદા બીલકુલ કરતી નથી ફક્ત કેરેકટરથી ઓડીઅન્સને પોતાની તરફ કેવી રીતે આકર્ષવુ એજ તેઓ શીખે છે સ્ટેજમા પગ મૂકયો કે તરત તાલીઓના અવાજથી માન પામવુ, અને પાર્ટ પુરો કરી નેપથ્થમા જવુ કે તરત તાલીઓના અવાજથી સત્કાર અને આમ ત્રણ લેવા એજ તેઓ કેરેકટરની કીમત ગણે છે માલીક પાચ રૂપીઆ પગાર વધતો આપે કે ઓછો આપે તેની તે દરકાર કરતી નથી, પણ પોતાના પાર્ટથી ટુ ક વખતમા પબ્લીકમા નામના મેળ વવાની ખાસ દરકાર રાખે છે સમજી ? જો હવે હુ તને ખાસ કેટલીક નવીન કેરેકટર બાતવુ છુ તેનુ ધ્યાન આપ ! જો પહેલા અ કના ચોથા સીનની કેરેકટર ટેબ્લા વખતે આ પ્રમાણે ! જો લાસ્ટ સીન વખતે આ પ્રકારની ઉભા રહેવાની સ્ટાઇલ તારે રાખવી, જો બીજા અ કના પાચમા સીનમા લક્ષ્મીઆર્ટના ફોટા પ્રમાણે તારે કામ કરવાનુ સમજી ! અને ત્રીજા અ કના સાતમા પ્રવેશે આ સ્ટાઇલમા શબવત્ ડમ્બ એકટીગમા સ્ટાઈલીશ ફોર્મમા ઉભા રહેવાનુ સમજી ! જરા પણ કેરેકટરનો ભ ગ ન થાય હાથને એવી સફાઇથી સ્ટાઇલીશ ફોર્મમા રાખવા કે જોનાર બે ઘડી અચ બામા પડી જાય મુખમુદ્રા, આખો, શરીરની હલક, પાપણની પલક, અને મોની મલક રૂશિયન લેડીઓના પાવરની માફક જેમ બતાવાય તેમ બતાવી ઓડીઅન્સની વાહ વાહ મેળવવી ! હવે ફરી સુચના ન આપવી પડે !”

" બહુ સારૂ સાહેબ આજ તો મને નવુ જીવન આપ્યુ, હુ આપની અધીક ઓશીગણુ છુ !"

"ઠીક ત્યારે ધ્યાન રાખજે !! શીખીશ તો તને લાભ છે, ભવિષ્યમા કોક દીવસે પણ મને યાદ કરીશ હોકે !!"

" સાહેબ આપને એક વખત મે કહ્યુ કે હુ આપની તાબેદાર નોકર છુ !!"

" ઑલરાઇટ ત્યારે જાઓ જઇને પાર્ટ કરો !!"

" બહુ સારૂ સાહેબ !!"

જતા જતા ઉર્મીલા નખરા કરી મધુકરનુ મન હરી ગઈ મધુકર પણ ઉર્મીલા ઉપર હૃદયની અ દર પ્રસન્ન થઈ ઠરી ગયો શરૂઆતના પ્રસ ગમા વિનય અને કૅરેકટર સાચવી કામ લીધુ, પણ મગજની મસ્તી તેના કરતા વધારે મસ્તીએ ચડવા માડી, ઉર્મીલાના ગયા પછી પુરૂરવા પાર્ટ કરનાર એકટર દાખલ થયો, તેને પણ કેટલીક નવીન પ્રકારની એકટી ગ ઉર્મીલા જેવી બતાવી અને ઉપદેશ આપ્યો તાલીમ ખલાસ કરી મધુકર શેઠ જોડે ડૉકકાર્ટમા બેસી ફરવા ગયો !!

" મધુકરભાઈ જુઓ તમે હવે ક પનીનુ એક અ ગ થયા તથા મારૂ અભ્ય તર થયા એટલે થોડીક વાત મારે તમને કહેવી જોઈએ, કેમકે અ દરનુ રહસ્ય જાણ્યા વિના તમે જે કાર્ય કરો તેમા મઝા આવે નહિ, માટે મારે જમાનાનો થોડાક ખ્યાલ આપવો જોઇએ !!"

" સાહેબ જે કાઈ કહેવુ હોય તે સુખેથી મને કહો ! હુ સાભળવાને તૈયાર છુ તમે ગમે તેટલા પણ મારા શેઠ છો,

કંપનીના માલેક છો, વયોવૃદ્ધ છો, જ્ઞાનવૃદ્ધ છો અને અનુભવમાં પણ વૃદ્ધ છો!! કોઈ પણ કાર્યનું હારદ જાણ્યા સિવાય કાર્યની ખીલવણી થઇ શકે નહિ માટે ખુલાસાથી કહો!!"

"જુઓ ત્યારે સાંભળો! જમાનાની મોંઘવારી, માલની અછત અને નાણાંની તંગી એનો સવાલ તથા મુશીબત તમારી ધ્યાન બહાર નહિ હોય!! સ્ટેજના ભાડાં માલેકના ઘરબાર તથા ગરાસ હરાજ કરે તેવા થયા છે પહેલાં સ્ટેજ બસો ત્રણસોના માસીક ભાડાથી મળતા હતા હવે ભાડાના સાતસો આઠસો થય છે લાઇટખાતું પ્રથમ વોલન્ટરી હતું, પણ હવે કમ્પલસરી થવાથી તેનું ખર્ચ થાય તે જુદું!! એક્ટરોનો પગાર હાલમાં વધીને દશ ગણો થયો છે પહેલાં સારમાં સારા પાત્રને પંદર રૂપીઆ આપતા અને તેની દશ પંદર વરસની નોકરીની કદર કરી તેને ત્રાશથી ચાલીસ સુધી લઈ જતા હતા, એટલે જયજયકાર થઈ જતો હતો હાલમાં સારા એક્ટરનો પગાર શરૂઆતથી પચાસનો કરી દોઢસો સુધી લઈ જવો પડે છે, તેમાંએ સ્ત્રીપાઠ કરનાર એક્ટરને તો જીવ સટોસટ જાળવવા પડે છે, એક્ટર સંગાથે એક્ટરના આશકો પાણીભરા અને મોજેથા મવાલીઓને જાળવવા પડે છે, તે જુદા એક્ટર લાવી આપનાર દલાલોને કમીશન તથા વટાવ આપવો પડે એ જુદો, અને સરપાવમાં ઓરચેસ્ટ્રાની ખુરશીઓ ભાંગે તે નફામાં, અને વાર તહેવારે આવી કંપનીમાં જમી જાય તેનો તો હીસાબજ નહિ, અને મફતની ચાહ ટટકાવી જાય તેનું તો નામજ નહિ લેવાનું! જો એક્ટર સ્ત્રી હોય અને તેના આશકો મવાલીઓ

બનતા હોય તો જુદી વાત છે, પણ છોકરાના આશકા બની માલિકની કંપનીમા ચાલુ ખેલે રાતે મધરાતે અને ધોળે દીવસે ધાડ પાડી ભંજવાડ કરી મુકે છે, આ પ્રમાણે તકલીફનુ બ્યાન કરતા સાહેબને જણાવુ છુ કે એકટરખાતાનો પગાર પહેલા દર માસે ત્રણસેથી પાચસે સુધીમા ચુકવાતો હતો, તેનો અત્યારે વધીને પંદરસોથી સોળસે સુધીમા ચુકવાય છે તેમા ટીચર પાણી, ચીન ચીંન કમીશન અને બબ્બાની બાટલી તથા કક્કાના પડીકા એનો ખર્ચ જુદો ભોજનખર્ચ જે પહેલા ચારસોમા નભતુ હતુ તે અત્યારે આઠસેથી હજારમા નભાવાય છે સીનેરી ખાતુ અને લાઇટખાતુ જે દરમાસે પચાશ સોમા નભતુ હતુ તે હાલમા બસોથી ત્રણસોના ખર્ચમા નભાવાય છે, અને પ્લેખાતુ જે નવા નાટકો સારા લેખકોના દોઢસોથી અઢીસે સુધીમા મળતા હતા તે હાલમા સાતસેથી હજારના થઈ ગયા છે ખેલ પાસ થયા પછી આપવાની બેનીફીટ નાઇટ અરે માલીકની ચામડી ટાઇટ નાઇટ તેની તો વાતજ શી કરવી આ પ્રમાણે એક સારી કંપનીને મુંબાઈ સિવાય ગુજરાત કાઠીઆવાડના શહેરોમા કરવાનો માસિક ખર્ચ પહેલા જે બારસોથી અઢારસો સુધીમા થતો હતો તેનો હાલમા ત્રણથી ચાર હજાર સુધીનો થયો છે, તેમા જો કોઈ શહેરમા સામસામી બે ત્રણ કંપનીનો ભેટો થયો તો માલીકના લુગડા વેચાયા સમજવા, ચાર આનાની ટીકીટ આના આનાથી માડી દોઢીએ દોઢીએ હરાજ કરવાનો વખત આવે, એક નવો ખેલ તખતા ઉપર મુકવો હોય તો પહેલા બારસોથી માડીને બે હજારનુ ખર્ચ કરી સારી રીતે મુકી શકાતો હતો

તેનો હાલમા ખર્ચ પાચથી માડી આઠ નવ હજાર સુધીનો થયો છે આમા જો કસર થઈ તો ખેલ તરત ઉડી ગયોજ સમજવો આ પ્રમાણે મારા મહેરબાન મે તમને નાટકના તખતાની વાત કહી, હવે માલિકની છાતીના તખતાની વાત હુ તમને ખાસ કહુ જુઓ સાભળો, આવકનો ટાઇમ તો પહેલા અને હાલનો લગભગ એક સરખોજ રહ્યો છે, બલકે કાક વધ્યો છે કહીએ તો તેમા ખોટૂ નથી જુઓ સારા પાસ થએલા ખેલના ગુરૂવાર અને પ્રથમના બે શનિવાર સુધીની આવક માડીએ તો ગુરૂના ચારસે અને પહેલા શનિવારના સાતસે અને બીજાના પાચસે એટલે સોળસેમા નવો ખેલ સમાઇ જાય અને ત્યાર બાદના શનિવારના અઢીસેથી ત્રણસોના આકડા મુકી દેવા, આ આકડા પાસ થએલા ખેલના સમજવા, ઉડી ગએલા ખેલના પચાસથી માડી પરાણે પોણોસો સુધીના સમજવા હવે જે સોમવ ર અને બુધવાર રહ્યા તેની આવકના ચાળીસથી પોણોસો સુધીના સમજી લેવા તે પણ સારા ખેલના, બાકી પ દરથી પાત્રીસ સમજવા આ પ્રમાણે આવક ખાતાનો અડસટ્ટો મે તમને સમજાવ્યો, સારી ક પની અને સારા ખેલવાળી ક પનીની માસિક આવક પ દરસોથી સોળસો સુધીની સમજવી અને ખર્ચ ત્રણ હજાર સુધીનુ સમજવુ , અર્થાત્ દર મહીને સારી ક પનીને હાલના ટાઇમમા પ દરસો સોળસોની ખાધજ સમજવી, આ ઉપરાત નવા ખેલનુ ખર્ચ રેલ્વે ફેર અને સત્તાધારી ખાતાઓની કનડગત તેનો હીસાબ તમારે મનમા સમજી લેવો આવક ક પનીનુ પુન્ય હોય અને મુબાઇ કે કરાચીમા સારો

ચાન્સ આવે તો કંપની આખા વરસની ખાધ પુરી કરી ચાર પાંચ વરસનો વધુ આવરદા મેળવી શકે, બાકી તો ભરદરીયામાં મુસાફરી કરતા નાવના જેવી ડાલ ડાલા સ્થિતી રહ્યા કરે, આની પાઘડી આને માથે અને આની આને માથે, ફલાણા શેઠને ત્યાં કંપની ગીરો મુકી અને ફલાણાને ત્યાં સ્ટેજ લખી આપ્યું, ફલાણે ઠેકાણેથી રૂપીઆ ઉપાડી ફલાણાને ત્યાંથી કંપની છોડાવી અને ફલાણાને ત્યાં મુકી આ પ્રમાણેજ વ્યવહાર નભ્યો જાય મારા મહેરબાન ! આ હૈયાની હોળી તમને કહી બતાવી, અધુરામાં પુરૂ સીનમાનો રાફડો ફાટયો તેનો ફટકોએ કંપનીઓને લાગવા માંડયો, કહો મારા અપ ટુ ડેટ ડાયરેકટર સાહેબ હવે કંપનીને કઇ ડાયરેકશનમાં કામ કરવું તે બતાવો કોના લાવવા કયાંથી લાવવા અને કોને આપવા તથા કોને મનાવવા તે નાટક શેતરંજના દાવ મને શીખવાડો હું તે ગભરાઇ ગયો, ગળા સુધી બુડી ગયો, મારી ત્રણ પેઢીના ગરાસ વજીફા અને મીલકત આ મારી ડાકણ ચુડેલ કંપની હજમ કરી ગઇ છતાં પણ એ ભગવાન તો ભૂખ્યાને ભૂખ્યાજ રહ્યા આ દુનિયાના દેખાવનું સુખ દુઃખ રહ્યું

હવે નાટકકારનું અંતરગુપ્ત દુઃખ તમને કહું છું તે સાંભળો આ સારા સારા દેખાવડા ગબરૂ ગુલાબ જેવા એકટરો તમે જુઓ છો, અને જેને તમે નાટકના થાંભલા માનો છો અને વખતે આવકખાતાની કામધેનુ ગાયો માનો છો તે ગાયો નથી, ગબરૂ ગુલાબ નથી, થાંભલા નથી પણ નાટકકારનું રાતદિવસ લોહી ચુસી ખાનારા માંકડ છે, નાટકમાં પ્લેગ ઉત્પન્ન કરનારા

ચાચડ છે, આવકને હજમ કરી જનારા પાડા સાઢ છે, કંપનીને એક મીનીટમા હરાજ કરનારા કાધીઆ કસાઈઓ છે અને નાટકકારના હાડ ચામ ચુસી ખાનારા ખોડા માથાના ખવીસો છે આ વિશેષણો કોઈ પણ ઘણા વખતનો અનુભવી ઠરેલ અને મારા જેવો ઘરડો પુરાણો નાટકકાર ખચીત બે હાથ જોડીને આપશે અને એકટરના નામને નવસે નમસ્કાર નવ ગજના નવ ગાઉ દુર ઉભો રહીને કરશે, શુ કરીએ મહેરબાન એકટર અને નાટકકારનો સબધ ભાયડા બાયડીના લગ્ન જેવો થયો છે, તેમાએ નાતરીયો નહિ પણ ચુડો ભાગી ખુણો પાળ-વાનો થયો છે, તે મરતા જીવતા જ્યાસુધી ઘટડી વાગી પડદો નીચે પડે અને ઉંચે ચડે ત્યાસુધી રાખ્યા સિવાય છુટકોજ ન થાય સમજ્યા કે સાહેબ ! ! હવે એકટર્સ વર્ગ અને તેમાએ ઉંચી બુદ્ધિના બેવકુફ નબર વન અને કોમન બુદ્ધિના બેવકુફ નબર ટુ એટલે ચીફ પાર્ટ કરનાર અને કપનીના જુના અને જામેલા અર્થાત્ ાલેકનું અતર અને પેટ જાણનારા નબરી માણુસો જ્યારે ભોગજોગે પગારનો કાઈ વાધો પડયો કે કાઈ નવા ખેલ વખતે પાર્ટ સારૂ ઠપકો દીધો અગર શીખામણની વાત કહી કે તરતજ રીસાયા રીસાયા એટલે શુ કે તે નબરી માણુસો પોતાની જોડે દશ દશના ગુલાબ ગબરૂ બુલબુલના બચુડીઆ લઈ રાતોરાતનો દરોડો પાડી કપનીમાથી નાઠા, નાઠા એટલે શુ ? તો કપનીના માલીકના માથામા લાત મારી ટાટીઆ ભાગી નાખી કપનીને બે વરસ પાછી પાડી ભાગી જાય, જોડે લાગ આવે તો કંપનીના દુશ્મનોને મળી કપની પર ટાચ

લાવે અને તેની હરાજી કરાવરાવે અગર નવી કંપની ઉભી કરી જુની કંપનીના સામા આવી માલેકની ટીચકારીઓ કરે ! માગ મહેરબાન મે તમને નાટક કંપનીનુ આ અંતર અને નવીન નાટક કહી સંભળાવ્યુ ! હવે આ બધી બાબતો પર તમારે ખાસ ધ્યાન આપવુ અને જમાનો જોવો તથા કામદાર વર્ગની કસોટી કરી માલેકને આવક જાવકના ખાતામા ઉતારવો જુઓ મે તમને ઘંઘાનું ગુપ્ત અને ઉત્તમ રહસ્ય કહી સંભળાવ્યુ હવે હાલમા મારૂ મગજ કામથી ગભરાઇ ગયુ છે માટે પંદર દિવસ સુધી હુ હવાફેર સારૂ માથેરાન જાઉં છુ તમે તમારી મેળે એક અઠવાડીયામા બધો કારભાર તપાસી લ્યો અને તમામ કંપ-નીનો ચાર્જ હાથમા લઇ મને આરામ આપો એજ મારી તમને વિનંતિ છે મહેરબાન ! સારા ચાલાક અને ઉત્સાહી ડાયરેકટર પ્રત્યે એક મોભાદાર કંપનીના ઘરડા અને પેનશન લેવાને લાયક થયેલા જઇફ પ્રોપ્રાયેટર માલિકની માગણી છે સમજ્યા હવે ! સુજ્ઞેષુ કિં બહુના ! ! ”

“ ચાલો હુ પણ પરમેશ્વરનો ઉપકાર માનુ છુ કે મને તમારા જેવા પોલીટીકલ અને એકસપીરીઅન્સ હેન્ડ રૂપ માલે-કનો ભેટો કરાવ્યો નાટકનુ અંતર નાટક પણ મારા જેવા નવા થતા ડાયરેકટરે જાણવાની ખાસ જરૂર હતી તે આજ તમે કહી સંભળાવ્યુ એ પણ આનંદની વાત છે થીઓરીકલ નાટકનો આઇડીઆ તમારાથી મળ્યો અને પ્રેકટીકલ આઇડીઆ હવે સ્ટેજ આપશે શેઠ તમે હવે બેફીકર રહેજો, નચીત રહેજો જેમ બનશે તેમ તમને અને કંપનીને ઓછી મુશ્કેલીમા મૂકીશુ જવાબદારી

અને જરૂરીઆત જે જન બરાબર સમજે છે તેજ આ જગતમા પોતાનો ધ ધો સારી રીતે ચલાવી શકે છે ! તેની અધિકતા અને ન્યુનતા એજ તેની આવડત અને અનઆવડત કહેવાય અધિ કતામા ઈનકમ આવક અને ન્યુનતામા એકસપેન્સ જાવક સમાએલી છે દુનિયામા નોકરી કરવી તો સારા કદરદાન માલેકની કરવી ! ! બેકદર માલેકની નોકરી એ નોકરી નહિ પણ વેઠ કરી કહેવાય છે અને તેમા બ ને પક્ષને નુકશાન થાય છે માટે નવ કરી હોય તો કરી જાણો એ કહેવતવાળી નોકરી કદરદાનની કરવામાજ કુશળતા રહેલી છે માટે હુ પણ ઈશ્વરનો આભાર માનુ છુ કે મને તમે કદરદાન માલેક મળ્યા મારા કાર્યની કદર અને કસોટી તમે સારી રીતે જોઇ શકશો આથી મને કાર્ય કરવાની તક મળી ! નેસેસીટી અને રીસપોન્સીબીલીટી જરૂરીઆત અને જવાબદારી એ બ ને વસ્તુને મારે બે હાથમા રાખીનેજ કામ કરવાનુ છે માટે શેઠ હવે તમે સો મણ રૂની તળાઈમા સૂઈ રહો, અને જ્યા તમને આન દ મળે તે સ્થળે સુખેથી જાઓ અને દીલને બહેલાવો ! ! "

" મધુકરભાઇ હવે મને જે આન દ થયો છે તે અ તરનો થયો છે, મારૂ હૃદય તમે સારી રીતે સમજ્યા છો હુ ઘણા દીવસથી ડાયરેકટરની શોધમા હતો, મારી ક પનીમા ડાયરેકટરની નોકરી કરવા નવાણુ જણા આવી ગયા હશે અને એ નવાણુ જણા નવાણુ દીવસ સુધી પણ ચાર્જ ભોગવવા રહ્યા નથી, એનુ કારણ એજ કે તેમની અન આવડત ! જે કોઇ આવે તે ડાયરેકટર ડાયરેકટર એ શબ્દ બોલી આખો દીવસ ધમાલ

મચાવી મુકે પણ એકે જણા ડાયરેકટરની જવાબદારી અને જરૂરીઆતનો વિચાર ન કરે, એ નવાણુમા તમે સોમા છો, પણ એક રત્ન છો, તમે સારી રીતે જમાનો સમજો છો, ધ ધાના દાવપેચ ખામી અને ખુબી તે સૌ તમારામા છે, એથી મને કાઈક વધારે સારી આશા રહે છે કે તમે ક પનીને સારી સ્ટેબીલીટી પાયા ઉપર લઈ જશો ! હુ પણ માણસને ઓળખવાવાળો છુ માણસની માણસાઈ શામા છે તે સારી રીતે સમજી શકુ છુ માટે તમે બેધડક બેફીકર રહી કામ કરો અને આન દે કરો ! ”

“ શેઠ પહેલા મારે કાને એવો અવાજ આવ્યો હતો કે મૈ રાષ્ટ્ર નાટક ક પનીના માલેક મી ચાથરીઆ જબર કાવા દાવા વાળા દાવપેચી ખટપટીઆ ખુશામતીઆ, મોઢે મીઠુ બોલનારા વચનની સાકર વાપરવાવાળા કુણીએ મધ લગાડી કાર્ય સાધી લેનારા કેવળ સ્વ ર્થ પરાયણ અને લોભીયા, ગર જાઉ અને હુશિયાર છે પણ મને જેમ આપના દર્શન થયા, મુખના વચન સાભળ્યા અને સ્ટેજના વહીવટ જોયો એટલે ખાત્રી થઈ કે દુનિયામા એક એવા નિંદાખોર અને અદેખા નાટકના દુશ્મનો વસે છે કે ફક્ત જુજ કારણસર ગમે તેવા નાટકકારને જગતની બત્રીશીમા ચડાવી સારો નરસો કહી શકે છે અને કહેવરાવી શકે છે કહેનારામા ઘણે ભાગે ધીખતા ધ ધાદારીઓ જેવા કે હોટલના માલીકો, મીલઈ ખાતાના માલીકો ક પનીને નવડા ઉપર મીડા અને એકડા લખી ધીરનારા અને ધીરાવનારા વ્યાપારીઓ, લે ભાગુ લેખકો અને સુધારાના પત ગીઆઓ અને વગર જોખમદારીની જવાબદારીઓ ધરાવનારા

કમીશનખાઉ લ્હેરી લાલાઓ સૌ સમાઇ જાય છે શેઠ તમે મારી કસોટીમા નેશનલ બેન્કની પાટ ઉતર્યા છો માટે એ નિશ્ચય સમજજો કે આ મધુકરનો પ્રાણ મી ચીંથરીઆ શેઠના જીવન જોડેજ જોડાએલો છે ! ”

“ શાબાશ શાબાશ મધુકર હુ તમને જોઈ ખુબ ખુશ થયો છુ તમારા મુખની અમૃત સમાન વાણી સાભળી તમારા ઉપર ફીદા થઈ ગયો છુ તમને હુ મારૂ તન મન અને ધન સમજુ છુ એક દર તમે આ ચીથરીઆ શેઠના શરીરનુ કલેજુ છો—લીવર છો મને પણ તમારા વાસ્તે એકાદ બે અઠવાડીઆ અગાઉ તમે કહ્યા તેવા આશકા વર્ગે તમારા સબ ધી મારા મગજમા એવુ' ભરાવ્યુ હતુ કે મધુકર સુધારાનો ચુસ્ત હીમા યતી, હડહડતુ ફેશનનું ફુદ્દુ, જમાનાનો ઉખડેલ, ખટપટીઓ, સબ બ દરનો વ્યાપારી, માથાનો ફરેલ, વિફરેલ, ઘડીમા બાજી સુધારી નાખે અને ઘડીમા બગાડી નાખે એવો ચકરમ મગજ વાળો છે સીધો ઉતરે તો સુધારી નાખે અને વાકો ઉતરે તો ધુળધાણી કરી નાખે એવો ઉસ્તાદ, તાલ બાજ, કડકો અને લુખો છે, પણ મને જેમ તમારો અનુભવ અને મેળાપ થયો કે ખાત્રી થઇ કે દુનિયા જખ મારે છે દુનિયા દોર ગી છે, રાજા રામની ન થઇ તો મારી અને મધુકરની શી રીતે થશે ? હવે તો મારી અને તમારી સરખાસરખી જોડી મળી છે હવે મારો આન દ મારા અ તરમા સમાતો નથી ચાલો હવે વખત વધારે થઇ ગયો છે, વળી શનિવારનો ખેલ છે એટલે ઝટ થીએટર ભણી વળીએ ”

“ હા ચાલો શેઠ આજ લેઇટ વધારે થયુ' છે ”

આ પ્રમાણે કહી તરતજ શેઠ અને મધુકર ગાડી ઝડપ-બ ધ હુ કાવી નાટકશાળામા આવ્યા બ ને જણા ઝડપથી કપડા ઉતારી રસોડામા દાખલ થઇ ગયા. જોતજોતામા જમી પરવારી બ ને જણા ટીકીટ ઓફીસ આગળ આરામચેર ન ખાવી આરામ લેવા લાગ્યા સ્ટેજનો ટાઇમ થતા લાઇટ સળગાવી, ટીકીટ ઑફીસ ઉઘડી, ડોરકીપરો પણ ધીમે ધીમે આવવા લાગ્યા, ઑફીસ આગળ પણ તમાસગીર પ્રેક્ષકોની ગીરદી થવા લાગી આજના હેન્ડબીલના સુધારા વધારાથી કાક ખેલ સારો ભજ-વાશે એમ ધારી પ્રેક્ષકવર્ગ સૌરાષ્ટ્ર નાટક ક પની ભણી સારી રીતે વળ્યો હતો નવ થતા થતા તો ઑફીસ આગળ લોકોની જબરી ધમાલ થઈ, છેવટે મધુકરે શેઠના આગ્રહથી દરવાજો ઉઘડાવ્યો અને ઓડીઅન્સ સ્ટેજમા દાખલ કર્યું શેઠ હમેશા દરવાજો સાડા આઠે ખોલાવતા હતા, અને મધુકરે ઑફીસ આગળ લોકોને એકઠા કરી રસ્તે જતા આવતા લોકોના મન આકર્ષણ કરવા સારૂ દરવાજો બરાબર નવ વાગે ખોલાવરાવ્યો. શેઠને પણ પ્રેક્ષકોની ધમાલ જોઇ અ તરમા આન દ થયો નવ અને સવાનવના અમલના અરસામા ખુદાબખસ—પરમેશ્વરીઆ —ક પનીના સ્નેહીઓ આવી ઓરચેસ્ટ્રાની ખુરશીઓ તોડી નાખે છે અને અ દર અ દર માલીક તથા ક પનીની ખોદણી કરી નવીન આવનાર પ્રેક્ષકો સમક્ષ ક પનીની બદબોઇ કરે છે પરમેશ્વરીઆ નાટકના આશકાઓના આવવાની તક વિચારી મી ચીથરીઆએ સ્ટેજમા જવા વિચાર કર્યો !

“ હયો મધુકરભાઈ હવે બધી મેનેજમે ટ કરજો, હુ

દહેજમા જાઉ છું ! ’

“ બેસો બેસો શેઠ જવાય છે ! જરા ઓડીઅન્સનો રગ તો જુઓ ! ”

“ હું શુ રગ જોઉ ! હમણા મફતીયા માખણીઆ મફતદાસો નાટક જોવા આવશે ! ”

“ ઓલરાઈટ નેવર માઈન્ડ હુ છુને ! તમારે તેની તલમાત્ર પણ ચિંતા ન કરવી ! ”

“ આખે આખ મળી જાય તો શરમમા જવુ પડે ! ”

“ શરમ, ધ ધામા આડી આવતી હોય તો ધ ધો કરવો મુકી દો ! વેપારે શરમ રાખવી નહી, હીસાબે કોડી લેવી સહી એ સૂત્ર ભૂલી ગયા ? ”

“ એ શરમના સૂત્રમાથી તો મફતદાસના લાબા દોરડા બનાવ્યા, અને એ દોરડાથીજ આટલા દીવસ સુધી ક પનીના પડદા આસમાનમા ચઢાવ્યા અને જમીન પર નીચે ઉતાર્યા ! ’

“ તો પછી નિકટના એવા સ્નેહીઓ હોય તો તેમને દાખલ કર્યા તેમનો ભાર શુ ક પનીને ભારે પડે તેમ છે ! ”

“ ડાયરેક્ટર સાહેબ નાટકવાળાની દુનિયામા અવળી ગતિ છે તમે બધા જમીન પર પગ મુકીને ચાલો છો અને અમે નાટકવાળા માથુ જમીન પર મુકી પગ આસમાનમા ઉ ચા રાખીને ચાલીએ છીએ ! તમે બધા કાળજુ બદનમા રાખી ફરો છો અને અમે કાળજુ અમારા વતનના જુના ઘરના મોભે બાધીને દેશ પરદેશ મુસાફરી કરીએ છીએ ! નાટકકારોની ગતિ એક હરિ, ભગવાન સિવાય બીજો કોઈ જાણી શકે તેમ નથી

દુનિયા બધી જાગે ત્યારે અમારે સૂવુ પડે, અને દુનિયા બધી સૂવે ત્યારે અમારે જાગવુ પડે ! બધા હસે ત્યારે અમે રોઇએ, અને બધા રૂએ ત્યારે અમે હસીએ ! એવો અમારો ચુડેલનો અવળો ઘાટ છે !"

"તો પછી જેવો સમય તેવી વાત કરો નહિતો આખ આડા કાન કરી અગીઆરા માપી જાઓ !"

"હ હવે તમે સમજ્યા, હુ અગીઆરાજ માપવાનું કરતો હતો, પણ તમે બેસાર્યો ત્યારે હુ બેઠો હજુ જેમ જેમ દીવસ ઉપર દીવસ જશે અને નાટકનું અનાજ તમારા પેટમા જઈ તમારૂ બામણીયુ લોહી નાટકીયુ બની ફરતુ થશે ત્યારે તમે અને હુ બ ને એક મત થઇ જશુ "

"શેઠ હું તો હજુ ઉછરતો યુવક છુ તમારા આગળ બાળક છુ !"

"જુઓ મધુકર અમે નાટકવાળા બહાર બજારમા ફરવા જઇએ ત્યારે અમારે જેમ એકટરો સાડા નવ વાગે સ્ટેજમા વેશ બદલે છે તેમ અમારે બજારમા વેશ બદલવો પડે ! ! જીભ પર સાકર અને જીગરમા કવીનાઇન લઇને ચાલવુ પડે, આમ જો ન કરીએ તો અમે તરત મરી જઇએ ! ! આ બજારમા ચાલતા ચાલતા જે કોઇ પડદાના સાડા નવની ઘ ટડીના રણુકારાના સ્નેહીઓ મળે તેને ન છુટકે અને ઘણીજ દીલગીરી સાથે "ભાઈ આજ સાજના જરૂર પધારજો મારા સમ જરૂર આવજો બે ઘડી હળીમળી વાતચીત કરી આન દ કરીશુ જરૂર જો ભૂલતા નહિ હાં કે !" આ પ્રમાણે વિશેષણો ઝીખ મારી લગાડવાં પડે,

હવે જો એ પડદાના પરમેશ્વરીઆ પધારે ત્યારે જો ઓડીઅન્સ સારૂ હોય અને સ્ટેજ પ્રેક્ષકોથી ઉભરાઈ જતુ હોય તો તરત અમે તેમને દેખીને સ્ટેજમા ડુબકી મારી જઇએ, અને ડોરકીપર પાસે કહેવરાવી દઇએ કે શેઠ ફરવા ગયા છે, હજુ આવ્યા નથી, આ પ્રમાણે ધકકે વાત ચલાવી આખ આડા કાન કરી દઈએ, વખતે એ પરમેશ્વરીઆનો ભેટો થઈ ગયો તો તરતજ તેમને ટીકીટ ઑફીસ આગળ ખુરશીમા બેસાડી વાતે વાળીએ નહિ તો ડોર ઉપર ઉભા રાખી નાટકના ખેરખા બનાવી શેતરંજ ખેલીએ, અને જો ઓડીઅન્સમા કાગડા ઉડતા હોય તો તરતજ તેમને દાખલ કરી ઓડીઅન્સની શોભામા વધારો કરીએ, હવે જો કોઈ સરકારી અમલદારખાતાના સ્નેહીઓ મળે તો તરતજ શીર ઝુકાવી ખેલના આમ ત્રણ ઉપર આમ ત્રણ આપીએ, પધારો મહેરબાન સાહેબ જરૂર આવજો, કપની તમારી છે અમે તો તમારા બચ્ચા છીએ જરૂર આવજો સાહેબ કહો તો ઘર આગળ બાને તેડવા ગાડી મોકલાવુ ! ! સાહેબ જો જો ભૂલી જતા નહિ જરૂર પધારજો ” આ પ્રમાણે કહી અમારે અધિકારી આગળ વિદુષકનો વેશ ભજવવો પડે જો આટલુ કોમીક ન કરીએ તો તરત નાટકનુ ચેટક થઈ જાય, અને બાજી બગડી જાય હવે જો એ સિવાય કોઈ સિપાઇ સપરા, મ્યુનિસિપાલીટીના મહેતા કારકુનો અગર એવા કોઈ પરાણે મનાતા સ્નેહીઓ મળે તો તરતજ તેને ઇંદ્રપુરી જોવાની લાલ લાલ ટીકીટો આપી રસ્તો માપવો પડે, ભલે પછી તેમને નાટકમા દાખલ કરતા ટીકીટનો રગ ફેરફાર કરી અખાડા કરી જઈએ

તો ચાલે વળી અખાડામા જો પકડાઈ ગયા તો તરતજ ડોર-કીપરોને બે ચાર ઉપર ઉપરની સ ભળાવી ઠપકો આપી નાટ-કીઆવેડા ચલાવી કામ કાઢી લેવુ પડે, કહો સમજ્યા મારા મહેરબાન ! ”

“ શેઠ સાહેબ તમે પણ એક જમાનાના જબરા ઉસ્તાદ અને રમકડારૂપ છો, અરે બાજીગર છો તમે ધારો તો એક વાર જમાનાને જરૂર નચાવી શકો તેવા પ્રવીણ છો મારા ધન્ય-ભાગ્ય માનુ છુ કે મારો તમારો સબ ધ થયો !! પરમેશ્વરે તમને અને મને કયા બેસીને સાથે ઘડયા હશે ? ! ”

“ સ્વર્ગમા દેવતાઓ સમક્ષ જ્યા દેવાગનાઓ ભરત મુનીના નાટક ભજવતી હશે તે સ્ટેજના ઓડીઅન્સના એક પત્થરા પર બેસી ઘડયા છે, તે વિના તમારા મારા આવા સ સ્કાર જોડાય નહિ લ્યો હવે હુ જાઉ છુ તમે સ ભાળ રાખજો ! ”

“ મી ચોથરીઆ સાહેબ છે કે ? ”

“ ના, ફરવા ગયા છે, હજુ સુધી આવ્યા નથી ! ”

“ ક્યારે આવશે ? ’

“ તે કહી ન શકાય ! ”

“ તમે કોઇ નવા માણસ જણાઓ છો ! ? ”

“ તમારે તેનુ શુ કામ છે ? ”

“ અમારે ખેલ જોવા બેસવુ છે ! ! ”

“ ટીકીટ લાવો ! ! ”

“ હુ હ મેશનો આવનાર છુ શેઠનો સબ ધી છું ! !

“ સ બ ધ પણ નાટક જોવાને વાસ્તે તમે બાક્યો જણ ”

છે ! તે વિના રાતના નવ વાગે સંબંધ શોધવા કોઇ સદ્‌ગ્રહસ્થ બહાર નીકળે નહિ ! ! ”

“ ના મહેરબાન અમે તો રોજના મફત નાટક જોનારા છીએ, શેઠના ખાસ સબંધી છીએ ! ! ”

“ ત્યારે શેઠ આવે ત્યા સુધી થોભી જાએ ! ! જમાનામા નાટકના શોખની પણ સીમા નથી મફતનુ નાટક કોક દીવસે શોખને ભૂલાવી રીસ્પેકટ આબરૂની ધૂળધાણી કરે છે એ વાત પણ તમારે ખાસ યાદ રાખવી મહેરબાન ! ”

“ કેમ તમે કોણ છો ? ”

“ હુ કંપની પાસે નાણાની રકમ માગનાર વ્યાપારી છુ શેઠ કયા છે ? ”

“ વ્યાપારીની ઉઘરાણી દીવાબત્તી થયા કેડે અને તે પણ રાતના નવ વાગે થાય એ પણ એક નવાઇ છે ! ! ”

‘ સાહેબ આ નાટકની નવાઈ નથી પણ જમાનાની ભવાઈ છે ! સામાના નાણા લેવા અને વાયદા ખોટા કરવા, લેણદાર આગણે આવે એટલે કેણદાર ઉભા રાખી નાટકીઆવેડા કરવા એ શુ ઓછી શરમ છે ? ”

“ શરમ તો તમારે સમજવાની છે ! નાટકવાળાને નાણા ધીરવા અને પછી શરમ સાચવવી એ શી રીતે બને ? શરમને તો તમે નાટકમા વટાવો છો ! ઉઘરાણીનું ફળ નાટકના ચાહમા માનોછો, અને વ્યાજનો વટાવ નાટક જેવામા માનો છો પછી વાક કોનો ? નાટકનો, નાટકકારનો કે નાટકવાળાને નાણા ધીરનારનો ? ”

" તમે કોક નવા માણુસ નીમાએલા જણાઓ છો ? '

" ત્યારેજ હુ તમને કહુ છુ કે શેઠ જેમ ચાલતુ હોય તેમ ચાલે, નકામો વાદ વિવાદ કરે બાજી બગડી જાય ! "

" તમારા જેવા માણુસની આ કપનીમા ખાસ જરૂર હતી ચાલો મને પણુ આજ આનદ થયો ! હવે કપનીનુ સુકાન સારા પ્રવીણુ વહાણુવટીના હાથમા આવ્યુ છે, કપની હવે સારો નફો કરશે એમ આશા રહે છે ! '

" જાઓ શેઠ પધારો અદર ! જ્યા બેસવુ હોય ત્યા સુખેથી બેસો, જમાનામા લેણુદારે એક વગર અધીકારે ફોજદારી અને દીવાની બને પાવર ભોગવે છે ! "

" વાહ વાહ સાહેબ તમે પણુ એક રત્ન છો ! '

" દેવાની દુનિયા દાસ તે આનું નામ ! '

આ પ્રમાણે વાતચીતના અમલમા સાડા નવ થવા આવ્યા એટલે તરતજ તાલીમ માસ્તર મધુકર પાસે આવ્યો, અને ખેલ શરૂ કરવાને વાસ્તે ત્રીજી ઘટડી વગાડવા સારૂ પૂછ્યુ મધુકરે શેઠને બોલાવરાવી ડૉર સોપી પોતે સ્ટેજની વ્યવસ્થા સારૂ અદર ગયો હાઉસ ચીકાર પ્રેક્ષકોથી ઉભરાઇ જતુ હતુ, શેઠને હાઉસ જોઈ બહુજ આનદ થયો, ઓડીઅન્સ શી રીતે કબજે રાખવુ તથા શાતી શી રીતે વર્તાવવી તે એક ગુચવાડો થઇ પડયો ! સાડા નવ થતા તો વીસલો ઉપર વીસલો વાગવા લાગી, તાળીઓ અને અવાજ ઉપર અવાજ થવા લાગ્યા, આખુ સ્ટેજ ધમાચકડીથી ધમધમી ઉઠયુ, મધુકરે ઘટડી કરી ઇલેક્ટ્રીક સ્વીચ હાથમા રાખી બદુકના બહાર સાથે ડોપસીન ઉપા

ડ્યો, નવી વ્યવસ્થા પ્રમાણે ખ લી સરગમની ગત ઉપર આખો પડદો ડમ્બ એકટી ના રૂળા વિધાનની યોજના મુજબ ઉપાડ્યો, બીજો પડદો પણ ફરી બ દુકના બે અવાજ સાથે ફુલ લાઇટના ભપકામા ઉપાડ્યો, અને ત્રીજો ફ્લાટ બ દુકના બે અવાજ સાથે ફુલ લાઇટના ભપકામા ઉપાડ્યો, નાન્દીમા કાળીદાસ કવિ અને સરસ્વતી તથા ચેટીકાઓના વાદ વિવાદમા તિલેસ્માતી સીન બતાવી નાટકની પરનાલિકા કાંઇ નવીન તરેહુની ઢબથી શરૂ કરી હતી, પહેલા સીનમાજ પ્રેક્ષકો તદ્દલીન થઇ ગયા, નટીઓના હાવભાવ અને અદા તથા બેમટાના ત લ દાદરા સાથેના ગાયને પ્રેક્ષકોને ખુબ ર જન કર્યાં અને તે સીનના ત્રણ વાર વન્સમોર લઇ નાટકને ગજાવી મુકયુ , બાદ ફ્લાટ ફાડી ગ્રાન્ડ ઓપનીગ સીન હેમકુટ પર્વતના રમ્ય પ્રદેશનો મધુકરે બતાવરાવ્યો, અને ખેલને સારી રીતે ઉચકરાવી જોતજોતામા વાહ વાહ કરાવી દીધી, આ પ્રમાણે દોઢ કલાકની રમત ગમ્મતમા પ્રથમ અ ક પુરો કર્યો, ઉર્વશીના લેડી પાત્રે તમાશગીરોને હદ ઉપરાત ર જન કરી દીધા અને પુરૂરવાએ પણ સારો પાર્ટ કરી અ ક ગજાવી મુકચો ! અ કની દશ મીનીટની રીસેસમા શેઠ અ દર આવ્યા, અને એકટરોને શાબાસી અને ધન્યવાદ ઉપર ધન્યવાદ આપવા મ ડી પડયા મધુકરની પણ સારી રીતે તારીફ કરી તેને માખણીઆ શબ્દોથી વધાવી લીધો બીજો અ ક શરૂ થયો, ઉર્વશીનો પાર્ટ ચાલતા ઓડીઅન્સમાથી વાહ વાહ મેરી જાન વાહ વાહ મેરી જાનના શબ્દો બોલાઇ રહ્યા, કેટલાક હર ખઘેલા પ્રેક્ષકોએ પુષ્પના હાર તોરા લઇ સ્ટેજમા ઉર્વશી પર

ફેંકવા માંડ્યા, ત્યા પ્રતિસ્પર્ધી કપનીના એકાદ માણસે એક જુનું જોડુ હારમા વીટી ઉર્વશીની છાતીમા માર્યું, હાર હેઠા પડ્યા અને જુનું બુટ પાલવના છેડા સાથે લપેટાઇ ગયુ, આખા ઓડીઅન્સમા હો હો મચી રહી તરતજ મધુકર ગુસ્સામાને ગુસ્સામા ઓડીઅન્સ ચેક કરવા ગટરકલાસમા ધસમસ્યો આવ્યો, મી ચીંથરીઆ શેઠ પણ બાહ્યો ચઢાવી ગાળોનો વરસાદ વરસાવતા ગટરકલાસમા આવ્યા ચોગરદમ પોલીસ પોલીસની બુમ પડી રહી, પોલીસ પણ દાઝની મારી આખ આડા કાન કરી આઘી પાછી થઈ ગઈ, છેવટે કપનીના ભૈયા તથા પઠાણને બોલાવરાવી જોડુ નાખનાર સખસને પકડવાનો પ્રયત્ન આદર્યો, ગટરકલાસમા મારા મારી શરૂ થઈ, તમાસગીરોએ જબરૂ હુલ્લડ મચાવરાવ્યુ, શેઠે ડ્રાપસીન પાડી ખેલ બધ કર્યો, મધુકરે ગટરકલાસવાળાઓને ધમકી આપી કે જોડુ નાખનાર શખસને મારે હવાલે કરો નહીતો ખેલ બધ કરવામા આવશે, આથી ઓડીઅન્સ ઉશ્કેરાઈ ગયુ અને જોતજોતામા ચોગરદમ ડડા ચાલવા લાગ્યા એકાદ બે ઝનુની પ્રેક્ષકે ઝનુનમા આવી એક ચપ્પુ કાઢી મી ચીથરીઆ શેઠનુ નાક કાપી લીધુ, અને મધુકરના પેટમા પણ ચપ્પુ ખોસી દીધુ સારે નસીબે ચપ્પુ પાટલુન તથા પટ્ટા હોવાથી પેટમા વાગવુ રહી ગયુ, અને પટ્ટાનુ ચામડુ તથા પાકીટ કાપી અટકી રહ્યુ દીવા બતી બધ થઈ ગયા, લાઈટ તોડી નાખ્યા, અને ડ્રાપસીનનો પડદો પણ ફાડી નાખ્યો, પ્રેક્ષકો સ્ટેજમા ધસી ગયા અને જેમ આવે તેમ નાટકનો સરસામાન તોડી ફોડી નાખ્યો એકટરો સીસ

પાછી સ્ટેજમાથી અ દર નાઠા, ઉર્મિલાને તાલીમ માસ્તરે ભોય-
રામા એક ઠેકાણે છુપાવી દીધી, પઠાણે મધુકર તથા શેઠને
બાથમા લઇ ભોયરામા ધકેલી દીધા, અને ર ગભુમી ઉપર પ્રેક્ષકો
તથા ક પનીના ડોરકીપરો બૈયાઓ અને પઠાણો વચ્ચે ડ ડાનુ
દ્વ દ્વયુદ્ધ થવા લાગ્યુ બે પોલીસનુ અપમાન થવાથી પોલીસ
આખ મીચી જેમ થાય તેમ ખરૂ એમ માની આઘીપાછી થઈ
ગઈ નાટકના પાસની મોકાણુમા એક જબરૂ હુલ્લડ મચી રહ્યુ
શેઠને ઇસ્પીતાલમા લઇ ગયા, ત્યા પણ પાસની મોકાણ સારૂ
કોઇએ દાદ ધરી નહિ, અને મધુકર તો આ હુલ્લડ જોઇ હદ
બહાર ઉશ્કેરાઈ ગયો, અને લગભગ અરધો ગાડા જેવો થઇ
ગયો રાતના દોઢ વાગતા પોલીસસારજ ટ અને ઈન્સ્પેકટર
આવી પહોચ્યા અને મહા મહા પ્રયત્ને હુલ્લડ શાત કર્યુ અ ધા-
રાનો લાભ ક પનીના તમામ માણસોએ જેમ લેવાય તેમ લીધો,
ચોર પણ ચોર બન્યા અને શાહુકાર પણ ચોર બન્યા એક
જુલમગાર અને દાવપેચી નાટકકારની ક પનીનો અ ત અકસ્માત
રીતે દાવપેચમા આવ્યો ક પનીનો સરસામાન જેમ લુ ટાય તેમ
લોકોએ લૂ ટયો ટીકીટ ઑફીસમા પણ પૈસાની પેટી ભાગી
પ્રેક્ષકો પૈસા લુ ટી ગયા, મધુકર પણ ઘવાયો, ઉર્મિલાની પણ
ઇજ્જત સ્ટેજ પર કોડીની થઇ અને શેઠ મી ચીથગીઆનુ નાક
ગયુ , નાટક ભજવતા નાક, સરસામાન અને આબરૂ એ ત્રણે
શેઠ ગુમાવી બેઠા મધુકર પણ ક પનીના હાલહવાલ જોઈ શર-
મી દો બની ગયો, અને રાતોરાત શેઠની રજા લઇ ઘેર ગયો,
રાતના ત્રણ વાગે ઘરના કમાડ હચમચાવા લાગ્યો, કુસુમ જાગી

અને એકદમ બેબાકળી બની દોડતી આવી બારણા ઉઘાડયા અને મધુકરને ઘરમા લીધો મધુકર કુસુમના ટેકાથી માડ માડ નીસરણી ચડી મેડે ગયો, અને એક કોચ પર પરાણે બેઠો ત્યા કુસુમ ગાભરી બની ગઈ, અને તેનુ પાટલુન લોહીના ડાઘાવાળુ જોઇ ગભરાઈ ગઇ તેના કપાળમા પણ ચાર પાચ ડ ડા વાગેલા હોવાથી મોટા ઢીમણા થયા હતા, તથા મધુકર પણ ગડદા અને પાસળીતોડ ઠોસાથી લગભગ અધમુઓ મરણતોલ થઇ ગયો હતો કુસુમે તેની આસનાવાસના કરી ધીમે ધીમે ખબર પૂછવા માડી, ખબર કહેતા કહેતા મધુકરની આખમા આસુ આવી ગયા, અને દ પતિ થોડીક વાર સુધી ડુસકા ઉપર ડુસકા આવા લાગ્યા છેવટે પરાણે પરાણે કુસુમના મુખમાથી નીકળી ગયુ કે "આ તે સુધારાનો સડો કે પાપનો ઘડો ?"

# પ્રકરણ ૩ જું.

## સુધારાનો વિકાસ કે સંસારનુ સત્યાનાશ ?!



### દોહરો

ઉંચ નીચ સમજે નહી, ગણે ન કુલાચાર,
સુધારાની જીંદગી કાંઇ ન આપે સાર



રાગ જેવો કોઈ અગ્નિ નથી, દ્વેષ જેવો કોઈ કલિ નથી, શરીરના જેવુ કોઈ દુ ખ નથી, શાતી કરતા ઉંચુ સુખ નથી આરોગ્ય એ મોટી બક્ષીસ છે સ તોષ એ મોટુ ધન છે વિશ્વાસ એ સૌથી ઉત્તમ સ બ ધ છે જેણે એકાત અને શાતિથી મીઠાશ અનુભવી છે અને જેણે શાસ્ત્રામૃત પીધુ છે તે ભય અને પાપથી મુક્ત છે મુર્ખનો સહવાસ એજ કષ્ટનો ત્રાસ છે

જોર વધે જાવકનુ જબરૂ આવક ઘટતી કરતા કામ,
કા મળગી મિલકત સૌ જાયે કા ચોરીમા જાયે દામ,
નીતિ પરથી પ્રીતિ ઉઠે ગૃહે અનીતિ દઇને માન,
ધરમ દયાને દે સળગાવી પડતીનુ છે એજ નિશાન

જીવનનું કર્ત્તવ્ય ભૂલી જે મનુષ્ય નવીન અને પ્રિય વસ્તુની પાછળ પડે છે, અભિમાનને તાબે થાય છે અને ધ્યાન કરી સારૂ નરસુ વિચારતો નથી તેને અ તે વિમાસણુ થાય છે.

મનુષ્યે પ્રિય કે અપ્રિય કોઇ પણ વસ્તુને વળગી બેસવુ નહીં પ્રિય વસ્તુ ન મળવી એ પણ દુ ખ છે અને અપ્રિય વસ્તુનો સ બ ધ થવો તે પણ ત્રાસ છે, માટે મનુષ્યે કોઈ પણ વસ્તુ ઉપર હદ ઉપરાત રાગ ધરવો નહી પ્રિય વસ્તુનો વિયોગ એજ દુ ખ છે જેઓ કોઇ પણ વસ્તુનો રાગ ધરાવતા નથી, તેમજ તેને ધિક્કારતા નથી, તેમને કોઈ પણ પ્રકારના બ ધનો નથી

* * * *

બોલી રહે જ્યારે પખી પ્રભાતમા ચાર પછી,
ઉઠતા કલાક આઠ ઉંઘમાથી થાય છે
થોડી ઘણી ગાળો દેઇ નારીને નચાવી ખુબ,
બાળકોને બોલાવવા જીવ અકળાય છે
ચમનની વ્હાલી ટેવ ટપ દઇ આવી યાદ,
ઉપયોગ કર્યા વિણ જરી ન જપાય છે
એક પહેર્યું બીજુ મેલ્યુ બાબરી બનાવી ઠીક,
છાપાની છપાઇ છતે ભાવેથી ભણાય છે
ઉની ઉની ચાની લેઇ લ્હેજતમા માની મોજ,
દાતણ પાણીને યાદ પછીથી કરાય છે,
છેન તણા ખેલમા રમેલ મિત્ર આવ્યા કાઇ,
તડાકામાં તાણી દ્રવ્ય લેવા પાણી પાય છે
ભોજનનો ભાવ થતા સ્નેહી સાથ બેઠા ઘેર,
વિવિધ કુથલી સાથે ભોજન ભૂલાય છે,
છાપરે ચડાવ્યા ત્યારે ટેકીને બિરાજ્યા ઠેઠ,
હેઠળનો વિચાર જરી ન વિચારાય છે
કક્કા અને બારાખડી પહેલાં પોથી સ્હેજસાજ,
ભણ્યો ને ગણ્યો છે પાઠ શીશયારી બેઠનો;

આઠ ઉઠુ આવડવા અઠ્યાસીને આપ્યુ ધન,
પકડ્યો ન થયો પડ્યોળો તોય મતિ છેકનો
શેઠાઇની સફાઇને વિદ્યા વિષે વાગે શખ,
ઢગમાહી પડી ધુળ થયો પાઇ એકનો,
શરીર શણુગારવામા ચાર પહોર ચાલ્યા જાય,
ફુલી ફરે મુઢ મહા હિન એ વિવેકનો
આઠ પહોર આળસ ને અકડાઇમા ગુમાવી,
જીવનને ધુળધાણી કરતા ન ડરવુ,
કાયરની સાથ કરી કુશળી ન ગણ્યુ કાઇ,
ફેશનમા ફરી ફરી મહી નિત્ય ફરવુ
પિતાનુ પમાડ્યુ ધન વિગતથી વાપર્યું ના,
રીતભાતમાહી રહી તેમા ન ઉમેરવુ,
તાણી મૂછ આણી અકડાઇ વિષે વહી ગયા,
સહજ વિચાર્યું નહિ સૃષ્ટિમા શુ કરવુ ! !
મોટા મોટા મૂછાળા ગુચ્છાળા ગુણવાનતણુ,
ચલણુ ન ચાલે ચતુરાની આગે પાઇનુ,
વલણુ તો વિશ્વને સુધારવાનુ વાળે પણુ,
કામીનીને હાથ કુચી ભોપાળુ છે ભાઇનુ
તોપોને તડાકે વાત સભામા ઉડાવે પણુ,
ઘરમા ગુલામ ચાલે રાજ્ય પોપાબાઇનુ,
નર એવા નામનાના બોલનો શો તોલ કહો,
દુકુલે બાપ્યુ છે નીર પ્રવાહી નવાઇનુ

“ વેલ મી ખીસ્કોલી આ એક દામનું અદ્ભૂત કામ તો સાભળો ! કવિતામા તેણે ઢોંઢીઆની હાડમારી સારી રીતે જણાવી છે ! મુફલીસોની મુફલીસી અને બબકાહારોની બબકતું

સારૂ ચિત્ર આપ્યું છે !"

"ઑલરાઇટ માય ડીયર બારીષ્ટર તમારી ફ્રીફમા કહેવુ શુ ? આજ કાલ જમાનામા દામ બધાને સલામ કરાવે છે !"

"જુઓ જુઓ સાભળો બાવા,"

" દામ રામનુ નામ ભુલાવે કામ કરાવે કુડા દામ,
દામ દેશ પરદેશ વમાવે ધાડો સ્નેહ તજાવે દામ,
દામ સલામ કરાવે નીચને ઝઝુ જૂઠ વદાવે દામ,
દામ કામ જુનાવે મગળી સગળી ગમ બાળે દીલ દામ
દામ મિત્રને શત્રુ બનાવે શત્રુને મિત્ર બનાવે દામ
દામ હામ હૈયામા લાવે તેમજ હામ હરાવે દામ
દામથી કામ કરે મોટા જન નિર્જન વન દીપાવ દામ,
દામ પાળ બાધે પાણીમા દીનનુ દળદર કાઢે દામ
દામ કરાવે કામ કુકામે પામે માન જો પાસે દામ
દામથી નામનો ડકો વાગે લાગે સૌથી વ્હાલો દામ
દામ દેવ સાચો દુનિયાનો સુખ દુખનો દેનારો દામ,
દામ બચાવે ગુન્હેગારને અજબ જાદુગર જોગો દામ "

"ઓહ થેન્ક યુ ડીઅર બારીષ્ટર તમે પણ દામની ફ્રીફ મજેની લીધી !"

"ડીઅર ખીસકોલી સાલ્લુ કવિતામા લખે છે, બ્યાજબી એટલે ઝટ આપણે કબુલ કરવુ પડે છે !

"કેમ સાહેબ ક્યારના પધાર્યા છો ? આજ રોજ તો હમેશના કરતા વહેલા પધાર્યા છો !'

"ભાભી સાહેબ તમારી તહેનાતમા આવ્યા વિના અમારે ન ચાલે ! સસારમા સન્મિત્ર તે સ્નેહ મુકવાનુ સ્થાન છે, અને

સન્મૈત્રીણી સ્નેહને નભાવવાનુ સ્થાન છે ! ”

" વાહ વાહ ડીઅર મીસકેશ્મી તે પણ અચ્છી કહી ! દોસ્ત તુ પણ એક રત્ન છુ ! ”

" સાહેબ સારા સૌને સારા જુએ, નરસા સૌને નરસા જુએ, વહેમી સૌને વહેમી જુએ અને અદેખા સૌને અદેખા જુએ ! તમે સારા સસ્કારવાળા છે। તે સૌને સારા સસ્કારી જુઓ છો ! સ્નેહને સારી રીતે અને બારીકાઈથી જોવો તે પણ સસ્કારનુ કાર્ય છે ”

" લ્યો ડીઅર હમણા બેઠા છોને હુ જરા એકાદ આટો મારી આવુ ! ”

" ના સાહેબ આ તમારી હેબીટ બીલકુલ સારી નથી, હુ તમને મળવા આવુ ત્યારે તમે રસ્તો માપો છો, આ રીત કઢ ગી કહેવાય ! ”

" એ તમારા વહેમી ઈન્ડીઆમા કઢ ગી કહેવાય ઇગ્લાડમા તો એવી રીતરસમનો બીલકુલ આઈડીઆ પણ ન આવે ! ! સ્નેહીજનો ગમે તે સ્નેહી સાથે છુટથી હરી ફરી શકે, બોલી ચાલી શકે અને મોજમજાહ માણી શકે, એનો કાઈ વાધો લેવાયજ નહિ સુગ ધીદાર કુસુમો અને પરાગરાગી મધુકરો આનદથી સુમનક્યારામા મરજી મુજબ રાગ અનુરાગમા રાચી થઇ વિહાર કર્યા કરેજ ! ! એની ટીકા કોઇથી થાયજ નહિ દીલને દીલ ખેચીજ શકે, એદીલને દીલ કોઇ કાળે પણ ખેચી શકે નહિ આખ આખનેજ મળે ! રાગ રાગનેજ મળે, અને પ્રેમી પ્રેમમાજ ઝળહળે ! ! દુનિયા નવર ગી છે તેમા ર ગી, અને

દોરંગી રંગમા રંગાયાજ કરે !! રંગ, સંગ અને અંગ એના અનુરાગ કોઇ રાગીજ માણી શકે !! '

" ભાભી સાહેબ તમે કહો છો ને કે બારીષ્ટર સાહેબ તો કાંઈ લૉ સિવાય સમજતા નથી આ બધુ લીટરેચર કયાથી નીકળે છે ? જાઓ જાઓ તમે સાહેબનું દીલ પીછાનતાજ નથી !!

" તમારા સાહેબ બહુજ નટખટ છે ! તે આવી રસમય વાતો તમારા જેવા આગળજ કરે છે, મારી આગળ તો કોઈ દીવસ પણ દીલ ખોલીને વાત કરતાજ નથી !! '

" તમે કયે દીવસે દીલ તપાસવા બેસો છો ? તમે સાહેબને જુઓ છો એટલે નેસેસીટીમાથીજ ઉંચા આવતા નથી અને સાહેબ તમારી નેસેસીટીઝ સાભળી તરતજ તમને વાટી વટાવી રસ્તો માપવા માડે છે !! એમનું દીલ જીતવાને વાસ્તે પારીસની દીલબરો જોઇએ !! આ બાળલગ્ન અને નાતરીઆ મેરેજથી ઝગમગતો ઇન્ડીઆ તેમને વાસ્તે લાયક નથી એમણે તો ખાસ કરી ઇગ્લાડ અને પારીસની હવા ખાવી જોઇએ !! લેટેસ્ટ ફૅશન અને લેટેસ્ટ ઢબની લેડીઓ તેમને વાસ્તે હોવી જોઇએ !!

" ઓહ થેન્ક યુ થેન્ક યુ માઇ ડીયર ખીસ્કોલી થેન્ક યુ દોસ્ત તુ મને ઘણીજ સારી રીતે ઓળખે છે !! ઈન્ડીઆમા જો કાંઇ મે સરસ અને મોહક વસ્તુ જોઈ હોય તો તુ એકજ !! '

" જાઓ હવે અમારૂ નામ ન દેશો !! '

" ઓહ માઇ લવ ભુલ્યો ભુલ્યો !! માઈ ડીઅર ખીસ્કોલી જોડે તુ પણ વસ્તુમા છુ અને તારી જોડે મારો માનીતો ટોમી ડોગ પણ છે !! "

" ભાભી સાહેબ વાતે વાતે રીસાવુ અને મનાવુ એ મારા બારીષ્ટર સાહેબને બીલકુલ પસદ નથી રીસામણી મનામણીની રમત છે તો સારી, પણ તે યોગ્ય પ્રમાણમા અને રીતસરની મર્યાદામા રમી શકાય તોજ આનદ આપે છે આ તો તમે વાતે વાતે છણકાઓ છો એ ઠીક નથી કરતા ! ! "

" સાલ્લુ આ ઇન્ડીઆની ઓરતમા એજ સ્ટુપીડીટી છે ' જાઓ, ઉહુ મારૂ નામ ન દેશો, આ મોટો દોઢ હાથનો છેડો વાળી ઘુઘટમા છબીલી રીસાઇ બેઠી, હવે એને મનાવવાનો પ્રયત્ન કરો, હવે રીસામણી મનામણીના પાઠ પાછો શરૂ કરવો જોઇએ, અને છબીલીને મનાવવી જોઇએ ' આ હમ્બગ આપણુને બીલકુલ પસદ પડે નહિ ' વિલાયતમા તો લેડીઓને સાથે લઇ બગલમા હાથ ઘાલી ગારડનમા દરિયામા નાચ પારટીમા અને ગારડન પારટીમા નિરાતે ફર્યાજ કરો, મોટર પર મોટરો દોડાવ્યાજ કરો, લૉન્ચમા બેસી દરિયાની હવા ખાધાજ કરો, સુદર વીલા કુજોમા આનદ કર્યાજ કરો, હૉટલમા સાથે બેસી એક ભાણે ચમચી ચમચીથી મીઠાઇઓની વાનગીઓ ઉડાવ્યાજ કરો, કોઇ પણ જેન્ટલમેન તેને વાસ્તે અણગમો બતાવેજ નહીં, કોઇ પણ ફ્રેન્ડ ટીકા કરેજ નહી, અને અહી તો ડગલે ડગલે પગલે પગલે, વાતે વાતે અને ઘડીએ ઘડીએ રીસકા છણકા, નિદા, અદેખાઇ અને કુથલી ચાલ્યાજ કરે ' મારા ફ્રેન્ડ મી જોન્સને મને કહ્યુ હતુ કે દોસ્ત તુ અહી રહીને પ્રેકટીસ કર અને મોજ મજા ભોગવ હુ અક્કલનો ઓથમીર અને કીસ્મતનો નબીરો તે તેની શીખામણ નહીં માની આ તમારા ઇન્ડી

આમા આવ્યો ! રીઅલી દોસ્ત હુ તો ઇન્ડીઆમા આવીને ડીઅટ બન્યો છુ ! "

" બારીસ્ટર સાહેબ આમ આકળા ઉતાવળા ન થઈ જાઓ ! હોય દુનિયા છે ! પાલવે પડેલા માણુસોને સમજાવી પટાવી કામ કાઢી લેવુ જોઇએ ! વિલાયત તે વિલાયત છે, અને હિંદુસ્તાન તે હિંદુસ્તાન છે ! સ્વદેશ એ સ્વદેશજ છે જન્મ ભુમી તે જન્મભુમી છે, તમે મરદ માણુસ થઇને આમ અકળાઇ જાઓ છો એ ઠીક નથી કરતા, સ્ત્રીઓ એ તો આપણા આગળ એક ચકલીઓ છે, તેને લાલચના દાણા નાખી જેમ આવે તેમ ઉરાડવી ! સ્ત્રી પરતંત્ર છે અને પુરૂષ સ્વતંત્ર છે ! સ્વતંત્રતા આગળ પરતંત્રતાની કાંઈ પણ વિશાત નથી ! લાલચ આગળ સુદરતા લાચાર છે ! સ્ત્રીઓને ખેલાવી ખીલવવી તે તો આપણા પુરૂષોની એક નાની સરખી રમત છે ! "

" થેન્ક યુ દોસ્ત થેન્ક યુ ! માઇ ડીઅર ખીરકોલી રીઅલી તુ માઇ ડીઅર જોન્સનને ભુલાવે છે ! '

" સાહેબ મને પણ આપનાથી અધીક આનંદ અને સુખ છે ! "

" ઓલરાઇટ દોસ્ત તુ ત્યારે હું આવુ ત્યા સુધી બેસજે ! પછી આપણે બધા ફરવા જઇશુ ! "

" ઠીક ત્યારે સાહેબ વહેલા પધારજો ! બહુ વાટ ન જોવરાવશો ! '

" યસ યસ ઓલરાઇટ હુ જેમ બનશે તેમ જલદીથી પરવારી આવીશ ! વેલ ડીઅર મારા દોસ્તની બરાબર તબીયત

ઉઠાવજો હાર્ટ !"

"જાઓ પાછા મારી સાથે ઓરડરલી કામ લીધુ ખરૂ કે ? હુ શુ બેવકુફ છુ ? હુ તમારા દોસ્તને પીછાનતી નથી કે મને તમે હુકમ કરી હુળવી પાડો છો ?"

"ઓહ માઇ ડીઅર ભુલ્યો ભુલ્યો એકસકયુઝ મી પારડન મી !'

"જાઓ જાઓ તમને તો ફક્ત વાતોજ કરતા આવડે છે તમે કોઇ પણ પ્રકારનો કાબુ કમાન્ડ કે દાબ મન ઉપર રાખી શકતા નથી !"

"ડીઅર ઇગ્લાડની અંદર કાબુ કમાન્ડ દાબ કે ઓરડરની તો વાતજ કરવી નહી ! ત્યા તો વીલ પાવર એજ કમાન્ડ છે !

"ત્યારે આમ વાતે વાતે કેમ ભુલો કરો છો ?

"ડીઅર એકસકયુઝ મી ફોર ઘેટ ફોલ્ટ !

"ઓલરાઇટ જાઓ, હવે ફરી મીસ્ટેક ન કરતા !

"ઓહ થેન્ક યુ માય હાર્ટ,

* * * *

જોઇ જોઇ સઘળુ જાયુ
બહુ હરી ફરીને મે જોયુ,
વાચુ વાચી શીખીને મે જોયુ,
પણ સ્ત્રી વશ કરવાનુ સાધન એક ન જોયુ !'

"ડીઅર હવે જાઓ જાઓ, આવુ બોલી બોલી મને ન બનાવો !"

"ઓલરાઇટ સાહેબજી બાવા !"

"શુ કહુ સાહેબ આવીને આવી લમણાફોડ રાત દિવસ તે કર્યાજ કરે છે! ન બોલવાનુ ઠેકાણુ, ન ચાલવાનુ ઠેકાણુ, ન જવાનુ ઠેકાણુ અને ન આવવાનુ ઠેકાણુ કેવળ વીમઝીકલ માણુસ છે, તરગી અને મનસ્વી છે, હુ તો એમના પાલવે પડી પસ્તાણી!'

"શુ કહો છો ભાભી સાહેબ! તમે છો ગુલાબ અને એ છે હજારીગોટા!'

"અમારા બેમા તમે છો ઉમરાવ અને દુલ્લાદીલના નવાબ!"

"એ તો એમજ ચાલ્યા કરે! સાહેબ એવા છે તેમાજ મઝા છે! જે કાઈ આનદ અને મઝા આપણે માણીએ છીએ તે એમનોજ પ્રતાપ છે! ખરેખર બિચારા સાહેબ ભોળીઆ દીલના જબરૂ દીલાવ છે!'

'હુ તે કબૂલ કરૂ છુ, પણ બોલવા ચાલવાનુ તેમને કાઈજ ભાન નથી!"

'ત્યારે ભાભી સાહેબ મનુષ્યમા એક ખોડ તો હોયજ! બધી વાતે સપૂર્ણ કાઈ પણ હોયજ નહી, જેમાને તમા એકાદ વાનો તો જરૂર હાય હોયને હાય!

"ઠીક ત્યારે સાહેબ હોય! મારી કયા ના છે? હશે અમારા બેમા તમે છો એટલે મારે અધીક આનદ છે!"

"મને પણ તમારાથી અધીક આનદ છે તમારૂ ભુવન મારે એક વિશ્રાન્તીભુવન, શાન્તીભુવન અને આનદભુવન થઇ પડ્યુ છે!"

"ત્યારે ભુવનમા વિશ્રાન્તી શાતિ અને આનદ તમે

અનુભવો ! '

"ઑલરાઇટ માઇ ડીયર ભાભીસાહેબ ઑલરાઈટ ! જુઓ સાંભળો –

* * * *

જુઓ લયલી માટે મજનુની પસ્તાઇ
બેહાલ બન્યો ગણી ખાખ બુરાઇ
યુસુફ ઝુલેખા તણી જુવોને વાતો,
બની ઇશ્કમાંહી ફિદા સહી તરસાતો
શીરી ફરહાદ તણી પ્રીતી શુદ્ધ માનો,
દીધા જેણે ઇશ્કમાં જીવના દાનો
હા ઈશ્ક વડાઇ ઇશ્કબાજ જાણે છે,
નાહક વહાલી ઇશ્કના નત તાણે છે '

"વાહરે મારા સાહેબ વાહ ! તમે તો ગુણ રત્ન છો, આ કાવ્યલીલા ક્યાંથી શીખ્યા ? '

"અરે ભાભીસાહેબ જુઓ –

* * * *

હું બની ગયો બેભાન ઇશ્ક તારામાં
તુજ પાસ પોંચ્યું એ નથી હવસ મારામાં
લથડું રાહે ચાલતો રાનમાં હું તો
આ કષ્ટથી તન ભર્યું જોઇ જા તું તો
નથી ઘડી એક વિશ્રામ મને તો મળતો,
ભાળુ બહ્માંડે ભરી રહે જીવ બળતો,
તુજ પ્રીતિ તણા પારખુ કોઇ નહી પેખુ,
બકનારા જન આ દુનિયામાં દેખું

" વારી જાઉં રે મારા વરણાગીયા ! આ કામણ ટુમણ ક્યાથી શીખી આવ્યા, આવા પટામણા મનામણા ક્યાથી લાવ્યા?

" શુ કરીએ, તમારી પાસે આવીએ ત્યારે કાઇક નવીન શીખી વાચી અને લખીને આવવુ પડે, જુઓ –

* * * *

શુ કહુ ઢગ ઇશ્કના રૂપ બહુ લાવે,
કદી આશક કદી માશુક બનીને આવે,
કદી થાયે મધુકર કદી પુષ્પ સુખકારી,
ઓળખે ઇશ્કનુ રૂપ ઇશ્ક પણ ધારી
કદી બાગ બને કદી ગાન કદી ફુલવાડી,
કદી બને ગૈબ કદી વિરાગ બને કદી ઝાડી,
કદી થાયે લૈલા કદી મજનુ સુખકારી,
ઓળખે ઇશ્કનુ રૂપ ઇશ્ક પણ ધારી
કદી વસત થાયે કદી ઉનાળો કાળો,
કદી વાદળ છાયા કદી વિજ ચમકારો
કદી તણખા થાયે કદી અગ્નિ ભયકારી,
ઓળખે ઇશ્કનુ રૂપ ઇશ્ક પણ ધારી
કદી પક્ષી થાયે કદી પશુ બની આવે
કદી થાય તનગર ગરીબનુ તન લાવે,
કદી બને ખૂની મુખ મારે માર ઉચ્ચારી,
ઓળખે ઇશ્કનુ રૂપ ઇશ્ક પણ ધારી "

" વ્હાલા આજ તો કાઈ બહુજ કાલા થયા જણાઓ છો !"

" શુ કરીએ તમે જ્યા બહુજ વ્હાલા લાગો ત્યારે અમારે કાલા થવુ જ પડે ! "

" વાહરે લાલા કાલા ? !

" શુ કરીએ ભાભીસાહેબ વાલા ? '

" લ્યો આમ આવો, ચાલો પેલા કોચપર બેસીએ હુ તમ રા વાસ્તે કાઈ નાસ્તો તૈ ાર કરૂ ! "

" નાસ્તામા તમારા મીઠા વચન ક્ષુધાને સારી રીતે તૃપ્ત કરે છે તમારા નયનના હાવભાવ મારો સારી રીતે સત્કાર કરે છે તમારા અ તરનો અનુરાગ મારા ઉપર સારી રીતે ઉભરાય છે, એટલે હવે આવવા જવાની હરવા ફરવાની અને બેસવા ઉઠવાની કાઈ જરૂર રહેતી નથી બસ ભાભીસાહેબ હુ તો તમને જોઉછુ કે ત્યાનો ત્યા પત્થરવત્ કરી જાઉં છુ, ઠરતો ઠરતો અ ત રમા વિચાર કરૂ છુ કે કીરતારે કેવા પ્રકારની કારીગરી એકઠી કરી કેવી કામગીરીથી આ પ્રેમની પ્રતિમા ઘડી છે ? "

" ઓહોહોહો આજ તો તમે મનેજ બનાવવા માડી છે ! મારોજ કેડો લેવા માડયો છે, ઠીક સાહેબ તમે મુખત્યાર છો !

" અખત્યાર અમલ કરવો તમારા હાથમા છે, હુ તો એક વીણા છુ જેમ વગાડો તેમ વાગુ ! "

' ત્યારેજ ઘડીએ ઘડીએ મારા બારીષ્ટર સાહેબને થનક થનક નચાવ્યા કરો છોને ! ભાભીસાહેબ કોક દીવસે તમારે પણ નાચવુ પડશેજ !

" હુ તો તમારા સ્નેહમા નાચી રહીછુ ને ! હવે નાચવાનુ અને રાચવાનુ એમા શુ શુ બાકી રહ્યુ છે ! "

" ભાભી સાહેબ મકાનના પૈસા સારા ઉપજ્યા ! એમા તમને કાઇ સાહેબે મઢ્યા કે નહી ! '

"નારે ના તે મકાનના પ તરીસો તો ફક્ત પાતરીસ મીનીટમાજ ખલાસ થઈ ગયા હજુ પણ દેવુ તો હદ ઉપરાત બાકી રહ્યુ છે ! ખરૂ પૂછાવરાવો તો હુ દેવાના ત્રાસથીજ અક-ળાઈ ગઇ છુ !"

"તમે શુ અકળાઓ આખુ ગામ અકળાય ! દેવુ ચીજ એવી છે !"

"પણ સાહેબ મનુષ્યે સમજવુ જોઇએ ! પોતાનુ ગજુ પ્રથમથી વિચારવુ જોઇએ ! ગજા ઉપરાતનો ભાર એક મોટ-મનો કર્મ લખાએલો માર છે ! ડાહ્યા પુરૂષે હમેશા પોતાની સ્થિતીનો વિચાર કરવો જોઇએ !"

"આ બધા ફળ અને પરિણામ જે તમને અત્યારે માલમ પડે છે તે સુધારનો પ્રતાપ છે ! ફૅશનના વાયરો જે વખતે મગજમા ભરાય છે ત્યારે મનુષ્ય આખી આલમનો શહેનશાહ થાય છે, તે જે કાઇ મોહક અને સુદર દેખે તે તમામ લઇને ઘરમાજ ભરે છે, જ્યારે તે વાયરો જતો રહે છે ત્યારે તેને પાછળથી નરા નરસનુ મ્હેજ પિછાન થાય છે અને બરાબર પિછાન જ્યારે લેણદારો દામ લેવા ઘર આગળ આવી દમામ કરે છે ત્યારે થાય છે !"

"ખરી વાત છે, તમારૂ કહેવુ અક્ષરે અક્ષર સત્ય છે ! અમારે તો બારે માસ દમામાજ જાય છે, હુ તો હવે એમ-નાથી હારી ગઈ છુ એમની વર્તણુકથી જ્યા સદા અતરનો ત્રાસ થાય ત્યા અતર અનુરાગ શી રીતે કાઢે ?"

"નજ કાઢે ! સુદરી અને સ્નેહનો સર્વદા સરખો નભાવ

એ ઘણુ જ અશક્ય છે ! એ નભાવમાજ મનુષ્યની સારી નરસી કીમત અ કાય છે ! ઓહો હ્યો સાહેબ આવતા જણાય છે ! ”

“ હા એતો એજ ! હવે જોજો વચનના કેવા તમ ચા ફોડે છે ! ’

“ એ હુ ડીઅર ખીસ્કોલી હુ ટાઈમિનરજ આવ્યો છુ ! મને બીજી બધી વસ્તુ કરતા ટાઈમિની વધારે કેર દરકાર છે !

“ હા સાહેબ હા આજકાલ તમારા જેવા સુધારકો ટાઇમમાજ હુરાજ થતા જણાય છે ! જુઓ,

“ ટાઇમમર ખવુ અને બમ ટાઇમમર ફ વુ
ટાઇમમર જીવ્યા પછી બમ ટાઇમમર મરવુ ”

“ ઓહ થેન્ક યુ થેન્ક યુ ખીસ્કોલી થેન્ક યુ તુ બી જમાનાનુ રમકડુ છે ! ’

“ તમારા જેવા સુધારકોના ખીસ્સ મા આજકાલ હવે થેન્કયુજ આપવાનુ રહ્યુ છે, જુએ ,

* * * *

ખાવુ અરે શુ થેન્ક યુ પીવુ અરે શુ થેન્ક યુ
લઇને બજાર વટાવવુ મારે તમારૂ થેન્ક યુ ‘
પહેરવુ અરે શુ થેન્ક યુ પાથરવુ શુ થેન્ક યુ
ચુના માહી સળગાવવુ મારે તમારૂ થેન્ક યુ ’
પાન બીડી ચાહમા શુ ચાટવુ બમ થેન્ક યુ
પાકીટમા શુ કામ સાટે મુકવુ શુ થેન્ક યુ ’
જુઓ જમાનો આગીઓ કડકા થયા ત્યા થેન્ક યુ
માસ્તર અને સાહેબમા સમાઇ ગયુ છે થેન્ક યુ ! ”

" વેલ સેઇડ ખીલ્કોલી વેલ સેઇડ ! દોસ્ત તુ જ્યારે મારી પાસે આવે છે ત્યારે હુ તમામ મારૂ દુ ખ ભૂલી જાઉં છુ ! '

" કહો ના કહો પણ તમારા ભાઇબ ધમા કાંઈ જાદુ છે ! જે કોઇ એકવાર એમને જુએ તે તરત જ એમનુ થઇ જાય !

" અરે બારીષ્ટર સાહેબ છે કે ? ઘરમા કોણ છે વારૂ ? '

" સાલા માણુસો પણ કેવા ઈડીઅટ આવે છે ! ગુમાસ્તા અને મુનિમ થયા એટલે તદ્દન બેશરમા અને બેપરવાઇ રાખ નાગ જમના એન્જલ દુત બન્યા ! "

" અરે સાબ ઘરમા છે કે બહાર ગયા છે ? કેમ કોઇ બોલતુ નથી ? હે બારીષ્ટર સાહેબ ! હે બારીસ્ટર સાહેબ ! હે બારીષ્ટર સાહેબ ! મારા બાપ બારીસ્ટર તમને સાત ગજના નમસ્કાર ! મારા બેટા મારાતો જોડાએ ફાટી ગયા ! "

" એ જ ગલી હજુ પણ આથી વધારે ઘાટા પાડ ! ગધેડા સમજ રાખ ! અક્કલના હેવાન બરાડા પાડી પોળ ભેગી કરે છે, ઉપર આવ ! '

" કહો શાબ શુ છે બોલો ! મારી ભૂલ થઇ, ગનો માફ કરો પણ શાબ રૂપીઆ આપો ! '

" લે તારા રૂપીયા સુવર રાસ્કલ સ્ટુપીડ ડેમ ! "

' ઓ મારા બાપરે મરી ગયોરે બાપલીયા ! મારા દીકરાએ મને મારી નાખ્યોરે મારી મા ! મારા દોઢસો રૂપીઆની ઉઘરાણીનુ પાણી થઇ ગયુરે મારી મા ! હાય હાય મારા મૂળાના પતીકા જેવા રૂપીયાનુ પાણી થયુ રે મારા બાપલીયા ! "

" ઓ જ ગલી બુમ પાડતો બ ધ થા, નહી તો જાનથી

મારીશ !"

"તો નાણાવટીના દીકરા, શાહુકારની પેઢી, મારા નાણા આપ, આમ માર માર શુ કરે છે ?"

"તો એ ગુમાસ્તા, ઉઘરાણી રીતસર કર ! જરા ડાહ્યો થા, ડાહીમાનો દીકરો થઈ વાણીઆના નામને લજવે છે, ઉઘરાણી આવી થતી હશે ?"

"તો મારા શાબ કોઈ મલકમા દેણદાર લેણદારને મારતો હશે ?"

"તો અક્કલના ઉંવા આમ બરાડા પાડે નાણા મળતા હશે ?"

"તો મારા શાબ મારા તો રોજ આવી આવીને ટાટીઆ ફરી ગયા !"

ગુમાસ્તી મફતની ખાતા હશો કેમ ? ગુમાસ્તી કરવી ને ધક્કાથી કંટાળવુ એ કયાનો ન્યાય ! પેલી કહેવત ભૂલી ગયો કે જે ફરે તે ચરે !"

"એ શેઠીઆ હુ કાંઈ ગુમાસ્તો નથી, પણ જાતે પડે દુકાનનો માલીક છુ, મારા ગુમાસ્તાને તો આ ડોળા કાઢે છે એ સાએ કોણ જાણે નવસે નવાણુ ધક્કા ખવરાવ્યા હશે, આજે મારા મનમા એવો વિચાર થયો કે મારો બેટો ગુમાસ્તો ઉઘ-રાણીજ જતો નથી, બારીષ્ટર સાહેબ તે વળી આટલા બધા ધક્કા ખવરાવતા હશે, એવુ પારખુ જોવા સારૂ હું જાતે આવ્યો, આ પારખુ જોતા ગાલ પર નફાના પાચ સાત તમાચા ખાધા !"

"હે હે કોણ જાતે તમે શેઠ છો ?"

" હા શાબ જાતે શેઠ મુઆ છાય ! "

" આવો ઉપર આવો બેમો આ ખુરશી ઉપર ! "

" અરે પણ તમે જાતે શેઠ માલેક થઇને આવા ધાટા કાઢો તે શોભે ! સારા માણુસને ઘેર ઉઘરાણી જતા પહેલા ઉઘરાણી કરનારે જાતે સારા થઇને જવુ જોઇએ ! "

" આ શાબ ખોટુ લાગે તો માફ કરજો ! સારા માણુસ હોય તે આમ ઝાઝા આટા ખવરાવે નહી ! એક વ ર બે વાર અને ત્રીજી વાર થતા તો ખુદ પોતે દુકાને આવી અમારી છાતીમા પૈસા મારે !

" શેઠ તમે જાતે પસાવાળા છો તે આખી દુનિયાને પૈસાવાળી જુઓ છો, પણ હવે વખત કેવો છે એનુ તમને ભાન છે ? પૈસો કયા છે તેનુ કાંઈ પિછાન છે ? "

" એ શાબ અમે તો તમારા જેવા શાબ લોકોના પાટલુનજ પૈસાથી ભરેલા જોઇએ છીએ ! આ હરવા જાય, ફરવા જાય અને કાંઈ વાતચીત કરે કે તરતજ આમ હેઠો હાથ ઘાલી આ રૂપીઓ કાઢી તરત એક ગજ દુર ફે કે એટલે અમે જાણીએ કે શાબ ખુબ રૂપૈયાથી ભરેલા છે ! "

" એ શેઠ તમારૂ ગામ કીયુ ? "

" એ શાબ સોરઠમા આવેલુ સરધાર ! "

" અહી કેટલા વરસથી આવી ધ ધો કરો છો ? '

" શાબ ધ ધો તો દસકાથી કરૂ છુ, આ શહેરમા આવ્યો ત્યારે પાસે પુરા પાચ નહોતા, પણ તમારા જેવા સાબ લોકોને સલામ કરી કરી પાચ સાતનો ઠામ કર્યો છે, શાબ દસકામા

કોઇનો ટુકારો ખાધો નથી, આ ધોળામા ધુળ તમે ઘાલી, આ દસકામા લમણો આ શાબે તોડી નાખ્યો !"

"એ શેઠ એ દહાડા જતા રહ્યા, હવે તો આવા શાબ લોકોના ખીસ્સામા રૂમાલે વીટેલા દામમા યસ નો અને થેન્ક યુજ રહ્યુ છે !"

"શેઠ આ મારા ભાઇબધ તો મશ્કરા છે, લ્યો પાન બાન ખાશો, બીડી પીશો, ચાહુબાહુ મુકાવુ !"

' એ શાબ ચાહ પાન ખાધા હોત તો ક્યારનાએ ઘરમા છોકરા ધોળા ધોળા શકોરા અને રકાબીયુ રમાડતા હોત ! ચાહ અને પાદડા ખાઇએ એના કરતા રોટલા શા ખોટા ?"

"લ્યો શેઠ ત્યારે હવે પધારો ! તમારી દુકાને મારા ગુમાસ્તા જોડે તમારા રૂપીઆ દુધે ધોઇ મોકલાવીશ હવે આટો ખાશો નહી"

"મોટી મહેરબાની શાબ, પણ મારો બેટો આ ગાલ તમાચાથી ધમધમી ગયો "

' હશે જાઓ શેઠ જે થવ નું હતુ તે થઈ ગયુ !"

"પણ બીરાદર હવે ફરી ધકકો ન ખવરાવતા હો કે !

"અરે કાઈ ઘેલા થયા ! જરૂર પહોચતા કરીશ !"

"લ્યો જુહાર શેઠ !"

"બારીષ્ટર સાહેબ ! હવે આવી નાદાની ન કરશો, આ વખતે તો હુ હાજર હતો એટલે વાત સુધારી દીધી, નહી તો કોક દિવસે તમને ભારી પડી જશે ! મોટા મોટા રૂસ્તમ જેવા મહારથીઓ પણ દેવાના દાસ છે તો તમારી શી ગણુના ! વિલા

યત જાઈ બારીષ્ટરની પરિક્ષા પસાર કરી આવ્યા, એટલે કેર્ઝનુ લીધુ હોય તે પાછુ આપવુજ નહી કોઇ લેવા આવે ત્યારે ધોલ મારવી, આ ક્યાનો ન્યાય ? આ તો તમારો લૉ તમને આવુ શીખવતો હશે કેમ ? તમે આ બધો પાવરજ લૉ ઉપર કરતા હશો કેમ ? સાહેબ સાહેબશાઈ પણ રીતની રાખવી જોઇએ બજારનો વ્યવહાર જીવ સટે પણ સાચવવો જોઇએ મોટા મોટા ધાડપાડુ બહારવટીઆઓ પણ પોતનો વ્યવહાર સીધો અને સાચો સાચવે છે બહારવટીઆની એક નાની સરખી ચીઠી હજાર રૂપીઆનો ઢગલો કરાવી દે છે, અને તેજ બહારવટીઆ ચીઠી સ્વીકારનાર વાણીયાને રૂપીઆથી નવરાવી દે છે સમજ્યા ! આવી મારફાડ કાયદાના બહાના અને જોરથી કરવી તે નાદાની કહેવાય ! ભલે દીવાની કોરટો નાદારની હોય પણ ન્યાય દરેકનો સરખોજ છે, ન્યાયની કોરટો કોઈ કાળે પણ એક ઇચ ચલાયમાન થતી નથી, માટે મહેરબાન ભાન રાખો ! ક્ષમા કરજો ! ખોટુ લગાડશો નહી, તમારા હીતને વાસ્તે મને જે ઠીક લાગ્યુ તે કહ્યુ છે સમજ્યા !'

"નો નો ડીઅર ખીમ્કોલી યુ આર ક્વાઈટ રાઈટ ! સાલો મારો મિજાજ મારા કાબુમા રહેનો નથી ! ઇગ્લાડની હવાથી મગજ એવુ સ્વતત્ર બની ગયુ છે કે કોઇના દબાણમા તે રહેતુજ નથી ! ઈગ્લાડની રીતરસમ હવા પાણી વગેરે તમામ દબાણ રહીત સ્વતત્ર છે ! આ તમારા પરતત્ર ઇન્ડીઆમા અમારા જેવા સ્વતત્ર મગજવાળા સુધારકોને એક મીનીટ પણ રહેવુ પાલવે નહી !"

" સાહેબ પણ જેવો વખત અને જેવો માણસ તેવી વાત કરવી જોઇએ! સર્વ ઠેકાણે સરખુ ધોરણ રખાય નહીં! સર્વદા એક સરખો દાબ કોઈ પણ વસ્તુ ઉપર રખાયજ નહી, હીંદુ સસારમા દ બ ફક્ત પેટભરા નોકરો અને બૈરા છોકરાઓ પરજ રાખી શકાય છે!"

" પ્લીઝ સ્ટોપ યોર લેકચર એકસકયુઝ મી મારી ભૂલ થઇ!"

" આટલુ વિવેચન ભવિષ્યમા ફરી ભૂલ ન થાય તે સારૂ હુ કરૂ છુ, આ ભૂલ તમારી ભયકર છે! ટોમી ડૉગને બારણા આગળ બાધો, એટલે તમારે બ ધી પચાતજ મટી જશે!"

" આહ યસ આહ યસ વેલ રીમેમ્બર્ડ! માઇ ટોમી ઇઝ માઈ બોડીગાડ! અરે રામ!"

" જી! જી! જી! જી!"

" પેલા હૉલમાથી ટોમીને છોડી હીચકા આગળ નીચે નીસરણી પાસે બાધ, જાળી ખુલ્લી રાખજે હોકે!"

" જી! બહુ સારૂ! બહુ સારૂ! બહુ સારૂ!"

" સાહેબ આજે તમે તમારા મિત્રને ઘણીજ સોનેરી શીખામણ દીધી! એટલુ કહેવાની જરૂર હતી, સાહેબનુ મગજ એવુ વિચિત્ર બોડ અને ગરમ છે કે મીનીટે મીનીટે તેમા નવા તરગો ઉભરાયાજ કરે છે!"

" ઓહ માઇ ડીઅર લેડી તુ તદ્દન ખોટુ બોલે છે, હુ તારા આગળ ઘણોજ સીધો અને નમ્ર છુ! તારા મુખમાથી નીકળતા શબ્દો હું ફુલની માફક ઝીલુ છુ! તને તો પાણી માગે

ત્યારે દૂધ આપુછું, અન્ન માગે ત્યારે મોતી આપછું, લ ડનમા રહીન લેડીની કીંમત તો હુ સારી રીતે કરતા શીખ્યો છું, જો કે રીસામણા મનામણા મને આવડતા નથી, પણ લેડીને રીઝવતા વાર લાગતી નથી !"

" ભાભી સાહેબ એમા કાંઇ મારા ભ ઇનું કહેવુ ખોટુ નથી ! તમે જે કહોછો તે તદ્દન દલીલ વગરનું છે ! સાહેબ તમારા આગળ એક બચ્ચા જેવા છે ! "

" જી ડૉગને બાધ્યો છે ! "

" અચ્છા જાઓ કામ કરો ! "

" અરે સાહેબ છે કે ? "

" કોણુ ? "

" એ તો હુ શીવલ લ ! "

' જે હોય તે ઉપર આવો ! "

" એ આવુ સાહેબ ! "

" હાઉ હાઉ હાઉ હુઅઅઅ હાઉ ! "

" ઓ મારા બાપ ખાધો મને ! બળી ઉઘરાણો જીવ લઇને નાસવા દે ! મારા બેટાએ બારણા આગળ વાઘનું બચ્ચુ બાધ્યુ છે આ તે કુતરો કે દીપડો ? મારા બેટાના ડોળા જોઇને મારૂ તો પોતીયુ જ ઢીલુ થઇ ગયુ ! હાશ, મારા બાપ જો એક લોતીયુ લીધુ હોત તો છ ગડ્ડીના ખાટલો વેઠવો પડત ! એ શાબ હુકાને નેમચ દ શેઠના કાપડના રૂપીયા મોકલાવી દેજો ! '

" અરે ઉપર આવો બહાર રહીને શા બોલ બોલ કરો છો ? "

" આ શાબ મારે ઉતાવળ છે એટલે હું તો જાઉ  છુ ! તમારા રૂપીઆ તો અમારા ઘરમા છે ! "

" અચ્યા ભાઇ કોઇ ઘરમા છે કે નહી ? આતે શો જુલમ કરવા માડયો છે, ધક્કા ઉપર ધક્કા ખાઇને મારા તો ટાટીયા ફરી ગયા, આ જોડા પણ ફાટી ગયા ! "

" ઉપર આવો, સાહેબ ઉપર બોલાવે છે ! "

" અરે શુ  સાહેબ ઉપર બોલાવે છે ! કેટલાક બધા ધક્કા, આતે શાહુકારના લક્ષણ કહેવાય ? ફરી કોઇ દીવસ બજારમાજ આવવુ  નથી ! "

" અરે તુ ઉપર મરને ! નીચે ઉભો રહીને શુ  ભસ ભસ કરે છે ! "

" સાહેબ જીભાન સ ભાળીને બોલો ! હુ જુદી ખે પરીનો છુ, બજારમા કોઇ દીવસ ઈજત લઇ નાખીશ ! ભૂલી ગયા  તે દીવસે માણુકાએ ઘોડાની રેન ઝાલીને વિકટોરીઆ ત્રણ દરવાજે રોકી હતી  યાદ છે તાબડતોબ તરતજ ગુમાસ્તાને ઘેર મોકલી ઉભા ઉભા પાચ મિનીટમા પૈસા આપવા પડયા હતા  હુ  પણ માણુકાનો બાપ છુ હો ! તમારા જેવા સફેદ લુગડાના ઠગ સાહેબોને સીધા કરનાર હુ  પણ એક ઉસ્તાદ છુ ! "

" ચુ ગદ્ધા ઉપર આવ, લઇ જા તારા પૈસા ! "

" તારો બાપ ગદ્ધો ! મોટો બારીષ્ટરનો ખાઃ  થઇ  ગયો છુ તે ! ખોપરી તોડી નાખીશ  પૈસા ઘાલી  જવા  અને  ઉપર મિજાજ કરવો, ગાળો ભાડવી, ગાળો ખાનારા અમે ઘાચી નહી ઘાચી સેતાનની માચી, ઘોઘળો ચુસી ખાઈશ ! "

"યુ રાસ્કલ પૈસા ઉપર આવી લઈ જા !"

"રાસ્કલ તુ અને તારો બાપ ! નાણાવટી હેઠો ઉતર એટલે હુ તને સીધો કરૂ !"

"અરે તુ ઉપર આવ તારા પૈસા લઈ જા ! તને પૈસા આપવાની કાગુ ના પાડે છે !"

'બ રીસ્ટર સાહેબ હુ તમને સારી રીતે ઓળખુ છુ, ઉપર બોલાવી કાયદાની કુચી ખોલી ઘર પ્રવેશની ફરીયાદ માડવી છે કેમ ?"

"અરે તુ ઉઘરાણી કરવા આવ્યો છુ કે ધાધલ કરવા, ઉપર આવી તારો હીનાબ ચુકતે લઈ જા, ઉઘરાણી કરવા નીકળ્યો છુ ત્યારે ઉપર આવતા કેમ ડરે છે ?"

"અરે કોણ ડરે છે, લ્યો આ ઉપર આવ્યો ! કરી નાખો જે તમારે કરવુ હોય તે, આપે એને રામ ! દરેકને બે હાથ છે, જોઈ લેવાશે !"

"હ ઉ હાઉ હાઉ હાઉ હુઅઅઅ હાઉ !"

"ઓ તારી માનુ આ પણ એક જબરૂ કૌતક છે ! મારો બેટો આ પણ બ રીસ્ટરનો બેટો છે !"

"હાઉ હાઉ હાઉ !"

"અરે તને ખાઉ ખાઉ ખાઉ !"

"હાઉ હાઉ હાઉ !"

"લે સાલા હાઉ લેતો જા !" કહી જાળી ઉઘાડી ચોપડો ટોમી ડૉગના માથામા માર્યો ટોમી પણ બળ કરી કુદી સાકળ તોડી ઘાચીના પગે બાઝયો, ઘાચી પણ મરણીઓ થઈ ટોમીને

ઝુટે ચોપડે મારવા લાગ્યો, ટોમીએ ચોપડાના પાના કરડી ખાધા અને વલુરીયા ભરી ચોપડો ફાડી નાખ્યો, ઘ ચીનું કેડીયુ કરડી ખાધુ , ધોતીયુ ફાડી નાખ્યુ તથા ચાર પાચ લોહીલુવાણ બચકા ભરી તેને અધમુઓ કરી નાખ્યો !"

"એ મારા બાપરે, એ મારી મારે ! મને કરડી ખાધો અલ્યા કોઇ આ કુતરાના પ જામાથી મને બચાવો ! હાય હાય મારો ચોપડો ફ ડો નાખ્યો, એ તારી માના બારીષ્ટર તે પણ વેર વાળ્યુ મ ગ દીકરા પૈસા આપવા પડે ત્યારે બારણા આગળ કુતરો બાધી ઉઘરણીવાળાને હેરાન કરવા માડયા, મારો જાન જાય તો ભલે, ઘરના પાચ ને અવ ળા થાય તો પેર પણ તારા ઉપર અને કુતરા ઉપર ફરીય દ માડી ભગ કયે ગીમા હુ તને બચકેને બચકે તોડી ખાઉ !" આ પ્રમાણે જબરૂ ધાવલ મચી રહ્યુ , ઉપરથી ખીસ્કોલી ક ગી ા, રામે અને બ રીષ્ટર નીચે આવ્ય , આડોસી પાડોશી ભરઇ ગયા ઘ ચીએ જેમ આવે તેમ ગાળો ભાડવા માડી, ખીસ્કોલીએ ઘ ચીને જેમ તેમ સમજાવી પદરના પૈસા આપી તેને માડ માડ પ્રયત્ને પ છો વાળ્યો, બારીષ્ટરને પણ ખુબ ધમકાવ્યા અને ઝગડો શાત કરી તે પણ છાનામાના રસ્તો માપી ગયા, બારીષ્ટર પણ ઝ ખવાણા પડી ઉપર ગયા, ર મો જાળી વાસી કુતરાને ત્યાનો ત્યા ફરી બાધી પોતાનુ કામ કરવા મ ડી ગયો, કપિલા પણ બારીષ્ટ ઉપર સારી પેઠે રૂવાબ કરતી બડબડ કરવા લાગી, સમય વિચારી બારીષ્ટર પણ બધુ સાભળવા લાગ્યા !"

"આવા નોનસન્સવેડા અને ઢેડફજેતા મારાથી બીલકુલ

જોઇ નહી શકાય ! તમારા દેવાનો તમારે તરતજ બ દોબસ્ત કરી લેવો, ખબરદાર જો અહી કોઈ ઉઘરાણીવાળા આવ્યા તો, પેલા ઘરના વેચાણના રૂપીવાની શી મોકાણ વાળી આવ્યા ? કયા નાખ્યા ? ”

“ ડીઅર તે તો બધા વાઇનવાળાને અને હૅાટલવાળાને આપવામા ગયા ! ”

“ પાતરીસે રૂપીઆ ચાહ પાણી અને એકસો નબર બે ની બાટલીઓનો હિસાબ ચુકવવામા ગયા ! ”

“ શુ કરીએ લચાર ! દુકાનવાળા આપણી ક્રેડીટ સાચવે તો શા મટે આપણે તેમને ન સાચવવા ! કોઈ દીવસ પણ તે લોકોએ બીન મોકલ્યુ જ નથી ! આપણે બીલ અને વ્યાજ વગેરે જે કાઇ હોય તે સભરી સભાગીને આપણી ક્રેડીટ ખતર ચુકવવુ જ જોઇએ ! ”

“ અરે તમારી ક્રેડીટમા આગ ઉઠે ! આવી તે ક્રેડીટ હતી હશે ? ’

ડીઅર ત્રણ વરસનો હિસાબ મે ગઈ કાલે કર્યો ! ”

“ અરે તમારા હીસાબમા ધુળ પડે હુ તે તમને શુ કહુ ? બજારમા તમને ઉધાર માલ મળ્યો એટલે તમે ક્રેડીટ સચવાઈ ગઇ જાણો છો ! ”

‘ ઓહ યસ રીઅલી રાઇટ, ધેર ઈઝ નો ડાઉટ એબાઉટ ઇટ ! ”

“ અરે પણ તમારા ખાતામા એકના અનેક માડતા હશે તેનો વિચાર કર્યો ? વ્યાજ, તેનુ વ્યાજ અને તેનુ પણ ચક્રવૃદ્ધિ

 વ્યાજ તમારી પાસેથી લીધુ, તેનો કાઈ ખ્યાલ આવ્યો !"

"ડીઅર દુકાનદાર ઘણોજ ભલો છે, હું જાઉં છુ કે તરત ઓફીસના બારણા સુધી તો સામો લેવા આવે છે, જે કાંઈ હુ મારા ફ્રેન્ડના દેખતા મ શુ છુ તે મીનીટ મીનીટમા લાવી હાજર કરે છે, અને જાઉં છુ કે પછી કઇ બોલતો નથી, ઘણોજ રીઅલ માણુસ છે, ફક્ત બીલ પર એક સેકન્ડમા સહી લઈ લે છે ઘણો એટીકેટ સમજનારો ! રીઅલી ઘણોજ જેન્ટલમેન છે"

"દુકાનવાળાને તમ ર જેવા મળ્યા એટલે પછી શુ બાકી રહ્યુ, લોભીઆ હેય ત્યા ધુતારા ભખે ન મરે ! ફેશન અને સાહ્યબીમા માસ્તરો સુધારકો અને તમ રા જેવા સાહેબો ઉધા રમા રાજી થાય ત્યા દુકાનદારો સલામીમાજ પોતાનું પેટ ઠડુ કરે !"

' ચાલો ડીઅર હવે શાત થાઓ, હવેથી તેવી મીસ્ટેક નહી કરીએ, હવે બધા બીલ લવી તમને આપીશુ !"

"તમારા બીલ પેલી ગટરમા નાખો ! ડીઅર તે શુ કરે મરે આ રોજ ઉઠી ઢેડફજેતા શા ! આ બે ઘડી નિરાતે બેઠા એટલે (ઘરાણીવાળા આવી જીવ ખાઈ જાય !"

' ડીઅર હુ તેટલા સારૂ કહુ છુ કે આ શહેર ઘણુ ખરાબ છે ! એક તો ઉધાર માલ આપવો, એકના દશ કરવા અને વિશ્વાસ બીલકુલ રાખવો નહીં, એ કયાનો ન્યાય, રીઅલી આ ઈન્ડીઆથી તો હુ કટાળી ગયો ! ઇગ્લાડ અને ફ્રાન્સની બ્યુટી અને મજાની વાતજ જુદી ! ત્યા આવા નોનસન્સવેડા બીલકુલ નહીં !"

"હવે કાંઈ સુધરો! જો તમારી આવક ન હોય તો ઘર-બાર મુકી જ્યા આવક થતી હોય ત્યા જાઓ! ખર્ચ કમી કરો, અગર પેદા કરો!"

"ડીઅર હુવે હુ તેનીજ જોગવાઈના વિચારમા ફરૂ છુ!"

"બારીષ્ટર શામ હ્યુ?"

"કોન હ્યુ?"

"મે તુરખા પઠાણ"

"ઓ માગ બાપ આ રોયો પઠાણ તો કોણ જાણે શુએ કરશે? પઠાણનુ શુ બાકી છે?"

'ડીઅર પેલી શાલ જોડાના ઓન ની સો રૂપી મા બાકી છે!"

"ત્યારે પાનશેસેમ લીના પહેલા અને અપવા હતાને?'

'ઓહ, મર્ય હાર્ટ હુ તે વાત ભૂલી ગયો! મારૂ ભેજુ બહુ ડલ બની ગયુ છે!'

"અરે તમારુ ભેજુ ત ભુસુ પડે, પણ આ પઠાણ કાકો તો કોણ જાણે અત્યારે શુ એ કરશે! હુ તો તેના ડોળા દેખી નેજ ડરી જઉ છુ!"

"એહ નેવર માઈન્ડ તેની સાથે એટીકેટથી કામ લેશુ એટલે ઝટ પતશે!"

"અરે એ તો કાંઈ પણ તમારી એટીકેટને ગાઠશે નહી!"

"તો આપણો બોડીગાર્ડ ટોમી છેને!"

"અરે એતો ટોમીને ખાઈ જાય તેવો છે, ટોમીના ડોળાથી તો વાણીઆના ગુમાસ્તા બીએ, પણ આ પઠાણ તો ટોમીનુ ડાચુ ઝાલી એક પળમા ઉંચો કરી પછાડે તેવો છે!"

" કહ્યો બારીષ્ટર સાહબ ઑફીસમા હય ? "

" હાઉ ! હાઉ ! હાઉ ! હુઅઅઅઅ હાઉ ! "

" ઓહ ઇશ્વર તો બડા શેર હય ! કોઈ અફલાતુન વિલાયતી કુત્તા હય "

" ઓહહ હાઉ ! એ હહ હાઉ ! "

" એ બી બારીષ્ટર સાહબને ઠીક તમાસા કીયા હય ! ઓહ કુત્તે ચુપ હો જા ! જાદે કરેગા તો તેરી હડ્ડી પસલી તોડ ડાલુ ગા ! "

" હાઉ ! હાઉ ! હાઉ "

" બસ અબી ચુપ હો જા ! "

કહી જાળી બળ કરી ઉઘાડી પઠાણ ઘરમાં દાખલ થયો, કુતરો પણ ઉછળી ઉછળીને ભસવા લાગ્યો પઠાણ પણ કુતરા સામો દાતીય કરવા લાગ્યો, પઠાણ નીસરણી પર પગ મુકવા જાય કે તરત ટોમી કુદી કરડવા આવે થોડીકવાર સુધી તો પઠાણ અને કુતરાના દાવપેચ ચાલ્યા, છેવટે બળ કરી ટોમી પઠાણ પર તાડુકી તોડી નાખ્યો કુચે, પઠાણને વલુરી ખાધો અને ઉપરા ઉપરી પાચ સાત બચકા ભર્યા, બારીષ્ટર અને કપીલા ગભરાઈ દાદરના નીચે આવ્યા, બારીષ્ટરે ટોમીને શાત પાડવા ખુબ ધમકાવ્યો, પણ વફાદાર ટોમી કમે કરી શાત પડ્યો નહી, ઉલટો પઠાણને કરડી ખાધો, તેના શાલ જોટાની ગાસડી ફાડી નાખી, પઠાણના કપડા પણ ફાડી નાખ્યા, છેવટે પઠાણે ખુબ ગુસ્સો કરી કુતરાને ડાચાથી પકડી બે હાથે બળ કરી માથે ફેરવી બારણા જોડે ખુબ પછાડ્યો, કુતરો પણ જીવ ઉપર આવી

લોહીલુહાણ થઇ ફરી પઠાણના પગે ચોંટ્યો, પઠાણ પણ જીવ પર આવી કુતરાની છાતી પર ચડી બેઠો અને બળ કરી ચપ્પાવતી કુતરાને ચીરી નાખ્યો, કુતરો લોહીલુહાણ થઇ બારીષ્ટરના બારણા વચ્ચે મરવા પડયો આડોશી પાડોશી પુષ્કળ ભરાઇ ગયા, પઠાણ પણ ખુબ ગુસ્સે થઈ બારીષ્ટરની ઑફીસમા ગયો, અને લાલચોળ ડોળા કાઢી પૈસા માગવા લાગ્યો!"

"અચ્છા બાવા અમારા ચાલ જોટાકા પયસા લાવો!"

'પઠાણ સાબ ગુસ્સે મત હો જાઓ! કુત્તા મર ગયા તો કુચ્છ ફીકર નહીં, તુમ શાન્ત હો જાઓ!'

"અભીને અભી અમારા પયસા ઈધર મુકો!"

"સાબ તુમારા પયસા પરમુ આકે લે જાઓ!"

"નહી બાવા અમ પરમુકી બાત ન સમજે, પયસા અભી અહીએ!"

"અબી પયસા નહી હય!

"નહીં બાબ હમ પયસા લીયા વિના ઇધરસે કભી ન જાયેગે!"

"ઈધર પયસા નહી હય! શ્યામકુ કોરટમા આવો!"

"કોરટકી અયસી તયસી! અબી પયસા છોડો!"

"ડીમર તારી ટ્રન્કમા જો તપાસ કર! કાઈ નોટ બોટ છે જાને લાવ કાઈ!'

"હુ શુ કરૂ? નસીબ તમારા! ઉધાર લાવવાનો બહુ તમને ચડસ છે ઠીક આ પઠાણ પણ માથાનો મળ્યો છે! જેનુ તેનુ આ લવી નામે મ ડાવી ઘરમા ઘાલ્યુ, કાકાને શો જવાબ

દેવા પડશે તેનો કાંઇ વિચાર કર્યો ! ઉલટું અધુરામા પુરૂ લેણુ-
દારોને મારફાડ કરોછો, વગી એટલેથી પણ ન ધરાયા ત્યારે
છેવટે ટોમી ડૉગને લાવી બારણે બાધ્યો, આ તે તમારા ઢ ગ છે ?
લોકોના પૈસાનું પાણી કરવુ, અને માગવા આવે ત્યારે ડ ડા માજી
કરવી એ કયાનો ન્યાય ? ઠીક આજે ગમ્મત આવી છે, મ રી
પાસે તો કાંઇ નથી !"

"બારીષ્ટર સાહેબ અમારા પયસા અ મી દે દો ! ડેર મત
લગાવો !"

"અરે પઠ ણ સાબ માફ કરો ! તુમારા પયસા કલ જરૂર
દેગા, અહીંએ તો બ્યાજ લેના !"

"નહી પયસા અભી દે દો ! તુમ અયસે કોટ પ ટલુન
વાલે સાબ લોક હોકર અમને મવાલી હોતે હુય ! તુમારી પાસ
જબ દામ નહી થા, તબ સાલ જેટા કયાં લીયા !"

"ડીઅર ઓહ માઈ ડારલીંગ જરા દયા કર ! હેવ પીટી
ફોર આ પુઅર હસબન્ડ ! વ્હાલી આ વખતે ખ સ મહેરબાની
કર ! મારી પાસે જેવા પૈસા આવશે કે તરતજ હુ તને પગાથી
દાટી દઇશ !"

"અરે પણ હુ લાવુ કયાથી ? ના હોય તો ચોરી કરવા
જાઉં ! તમને વિચાર નહોતો આ ચો ? ઉધ ર લાવી શોખ માણ
વાનો મેનીયા આવો કયા સુધી રાખશો ?"

"આમા પયસા લાવો, દેર મત લગાવો !"

"પઠાન સાબ અભી તો પયસા નહી હુય !"

"અબી પયસા છોડ દો, નહી તો ઝગડા હો જાયગા !"

" હ્યો આ મારી એક સોનાની અંગુસ્તરી છે, તે પચીસ રૂપીઆની છે ! "

" અચ્છા લાવો અંગુસ્તરી ! "

" દુસરા પયસા કલ દેગા ! "

" નહીં અભી ચહીએ ! "

" અચ્છા લ્યો એ મેનેકી ઘડીયાળ ઓર એ સોનેકી ચેઈન ! "

" રહેને દો એ સુન્ના જુઠા હુય ! અમારે કામકે નહીં ! અમકુ દાગીના ચહીએ ! "

" અરે નહી સાબ ઘડી માળ સુન્નેકી હય ! "

" નહી બાબા એ તુમારી ઓરત કે ડોકમા જો ચેઈન હુય વો હમકુ દે દો ! "

" ડીઅર મહેરબાની કરી તારી પાસે જે ચેઇન છે તે તુ આ પઠાણને આપ ! હુ તને ડબલ મોટી કરાવી આપીશ ! "

" જાઓ જાઓ છ ન મ ના બોલતા શરમાઓ ! બાઈ-ડીના દાગીના ઉતારવા આવ્યા છો ! એવો શો ધધો કર્યો કે તમારે આવે વખત આવ્યો ? "

" ઓહ માઈ હાર્ટ આ વખતે મારી આ માગણી કબુલ રાખ ? હુ હવેથી આવી કદી ભૂલ નહિ કરૂ, મારો જાન જશે તો જવા દઈશ પણ કઈ ઉધાર લાવી વ્યવહાર નહિ નભાવુ પછી કાંઇ ! "

" અરે ગમે તેમ થશે તોપણ હુ મારી ચેઈન નહિ આપુ તે નહિજ આપુ પાતરીસો બાટલી અને પ્યાલામા આપ્યા તે

વખતે આ પઠાણકાકા યાદ નહોતા આવ્યા ? ”

“ ના ડીઅર ના જો તે વખતે પઠાણ યાદ આવ્યો હોત તો આ વખતજ ન આવત ! ”

“ શી રીતે યાદ આવે ! કોઇ દિવસે નામુ રાખવુ છે ? બધો ગલ્લે હીસાબ ! મળ્યુ ત્યારે મીર, નહિ તો ફકીર ! હાથમા પૈસા આવે છે ત્યારે કાંઈ વિચાર સૂઝે છે ? ”

“ ડીઅર આ વખતે મારા ઉપર ખાસ મહેરબાની કર, હવેથી તુ જેમ કહીશ તેમ હુ કરીશ ! અત્યારે આ પઠાણના ત્રાસમાથી મારો બચાવ કર ! વ્હાલી હુ ગભરાઇ ગયો છુ ! ”

“ હા તમારૂ કહેવુ બધુ સાચુ છે પણ હુ શી રીતે મારી ચેઇન તમને આપુ ! ચેઇન તમારા બાપની નથી ! ”

“ ત્યારેજ મારી ડીઅર હુ તારી પાસે કરગરીને માગુ છુ ! ”

“ એ તો હુ પણ જાણુ છુ કે તમે કરગરીને માગો છો, નહિ તો ક્યારનીએ ડોકમાથી કાઢી લીધી હોત ! ”

“ વ્હાલી હવે બહુ થયુ ! મને ઝાઝો ન તલસાવ ! હુ બે હાથ જોડીને તારી પાસે ક્ષમા માગુ છુ ! આ વખતે દયા કરી મને દેવાના ત્રાસમાથી મુક્ત કર ! ”

“ લ્યો આ ચેઇન ! ખબરદાર હવે જો વગર વિચાર્યું દેવુ કરી તોફાન કર્યું તો ! ”

“ લ્યો પઠાનસાબ આ ચેઇન લ્યો ! ”

“ લાવો બાબા ! ”

“ લ્યો સાહેબ ! હવે મહેરબાની કરો ! ”

“ ક્યા મહેરબાની કરે ! અભી અમારા દામ પૂરા નહિ

હોતા હય ! હજુ પચાસ રૂપીઆ કમ હય ”

“ નહિ સાબ વીસ પંદરનોજ ફેર છે, તે હુ તમને કાલે પૂરા કરી આપીશ, અત્યારે જાઓ મહેરબાની કરો ! ”

“ નહિ બાબા અમારા પયસા છોડો, તુમ લોક ઉપરસે અચ્છા શાહુકાર દેખાતે હો મગર ભીતરકે અચ્છે નહિ હો ! ’

“ કયો પઠાનસાબ ઇસ તરેહસે બોલતે હો ? ”

“ બાબા શાહુકાર શરીફ લોક અયસે કુત્તે પૈસા માગને વાલેકુ કાટનેકે લીયે બાધના હય ! ઓ તુમ બડી બદમાસી કરતા હય ! અમ જો કુચ્છ સચ કહેવે તો તુમ બડા શરીફ બદમાસ હો ! જેન્ટલમૅન લોફર હો ! બજારસે માલ ક્રેડીટ પર લાના, અગર કીસીકુ દેના નહિ ! ”

“ અચ્છા સાબ અબી માફ કરો તુમ જાઓ ! જરૂર કલ પૈસા દેગા ! ”

“ નહિ બાબા રૂપૈયા પચાસ કમ હય ! અબી લાવો અમ કબી નહિ જાયેગે ! ”

“ ચલો સાબ અબી મેરી પાસ કુચ્છ નહિ હય ! જો આપકુ ચહીએ તો એ ઘડીઆળ લ્યો, એ અછોડા લ્યો, ફીર કયા કરે ? ”

“ નહિ બાબા, એ તુમારી લેડીકે કાનમે જો એરીંગ હય ઓ અમકુ દેદો, જાસ્તીમા તુમારી ઘડી, ચેઇન ઓર એ ચશ્મા અમકુ દેદો ઓ સબ માલ અમ તુમારા લેકર કલ શામકુ ઈધર આયગે, અમારા દોઢસો રૂપીઆ દેદો, ઔર તુમારા સબ એ માલ લેલો ! ”

" પઠાનશાબ માફ્ કરો, તુમ બડા જુલમગાર હો ! "

" તુમારા જયસે શરીફ્ બદમ સોપે અયસા જુલમગાર હોના ચાહીએ ! તુમ લોક અમારી આગે સીધે હો ! તુમ ઔર તુમારા એ કુત્તા દોનું બડા બદમાસ હય ! યાદ રખો જો કુછ અમારા ખુન ઇધર નીકલા હય, મગર અમલોક તુમકુ દેખ લેવે ગે ! અયસી નાદાની બદમ મા ઓર ચાલાકી કોઇ શાહુ કારલોક નહિ કરતે હય ! એ શહેરમા એક તુમ ખુદ શરીફ્ બદમાશ હો ! "

" પઠાનશાબ માફ્ કરના ! એ કુત્તાએ જો કુછ કીયા હય એમા મારો વાક નથી, એને પણ પાપની સજા સારી થઈ છે ! એ બી જાનસે મુઆ હય ! "

" તુમ જીતે રહે હો એ અમકુ બ્હોત ખટકતા હય ! કયા કરે અમ લાચાર હય ઇધર તુમારા મકાન હય, એ છુરીસે જો સજા કુત્તેકુ કીઈ હય, એ તુમકુ બી અમ કરતે, મગર ઈધર તમારા મુકામ હય ! જો બજારમા અયસા ઘાયલ હોતા તો અમ તુમકુ ઓર કુત્તેકુ દોનુકુ એ છુરીસે કાટ ડાલતે ! મગર અફ્સોસ, તુમારા મકાન હય ! અમકુ બ્હોત ગુસ્સા હોતા હય ! અમારા સારે બદનમે આગ ઉઠતી હય ! દેખો બારીષ્ટર સાહેબ અમ તુમકુ છેલ્લી દફે કહેતે હય કે જો કુછ અમને કહા હય એ જલ્દી કરો, અમકુ દેદો, નહિ તો ઈધર તુમારા ખુન હો જાયગા ! "

" ઓહ માઈ ડીઅર લેડી તુ જલ્દી તારા એરીંગ આપ નહિ તો રજનું ગજ થશે અને જોતજોતામા આ પઠાણ ગજબ કરશે, હુ તને કરગરીને કહુ છુ કે મને જલ્દી એરીંગ આપ, તને

આથી પણ સારા એરીંગ હુ કરાવી અપીશ !’

“ જો જો ! એ લીને ફરી ન જતા ! આ વખતે તો તમે જેમ કહો છો તેમ હુ કરૂ છુ પણ હવેથી આવુ નહીં ચાલે ! ”

“ ઓહ થેન્ક યુ માઈ ડીઅર ! ’

‘ અરે પાછુ થેન્ક યુ બોલ્યા ! ”

“ ઓહ ભૂલ્યો પારડન મી !

*　　*　　*　　*

જોઇ જાતને સઘળુ જોયુ
ઘણુ ફરી ફરીને મે જોયુ
ઘણુ ગાગી વિચારી મે જોયુ
પણ કો વશ ઇન્સાન માનવ એક ન જોયુ !

“ ડીઅર એક્સક્યુઝ મી ! ’

“ લ્યો એરીંગ ! ”

“ લ્યો પઠાન સાબ આ વૉચ, ચેઈન, ચશ્મા અને એરીંગ હુવે આપ આ દાગીના લઈ જલ્દીથી ઘેર પધારો, કાલ સાંજના ઘેર આવજો, એટલે હુ તમારા પૈસા ચુકવી દાગીના છોડાવીશ ”

“ અચ્છા લાઓ સબ દાગીના અપ પાકીટમાં ડાલો ! ”

“ લ્યો સાબ ! માફ કરના પઠાન સાબ ! આપકુ તકલીફ તો બહોત પડી ! ”

“ ઓહ અયસી તકલીફ અમ સારી જી દગીમે નહી ભૂલે ! અચ્છા બારીષ્ટર સાબ અભી તો મે જાતા, મગર કલ નહી મે પરસુ સામકુ આવુ ગા, તુમ પયસેકી તજવીજ કરના ! દુસરા કુછ કુત્તા બાંધનેકા હુય ને અમકુ બોલો અમ જમૈયા બરછી લેકર આવે ! ”

" નહી નહી સાબ કુછ નહી કરનેકા ! એ કુત્તા તો મર ગયા લો જહાન્નમમે ગયા, અમકુ કુછ દરકાર નહી હુય ! "

" મગર મે ઔર તુમ દોનુ જીતે હુય । "

" નહી નહી સાબ માફ કરના ! "

" અચ્છા બારીષ્ટર સાબ સલામ ! "

કુતરાને મારી પછાડી બારીષ્ટર સાહેબની અક્કલ અ તરથી ઉઘાડી પઠાણુ ચાલ્યો ગયો કપિલા તથા બારીષ્ટર પઠાણને જોઈ થરથરી ગયા હતા ઝનુન પર આવેલો પઠાણુ કુતરાને મારતી વખતે જાત ઉપર હુલ્લો કરશે એવી સજ્જડ ભીતી સુધરેલ દ પતિના હૃદયમા પેશી ગઈ હતી તે કયમે કરી દુર થઈ નહિ ટુ કમા બન્ને જણુા કુતરાને લોહીલુહાણુ જોઇ ચમકી ઉઠયા હતા રક્તનો કુદરતી દેખાવજ એવો ભય કર છે કે મનુષ્યની દ્રષ્ટિએ પડતા મનુષ્યને દ્રષ્ટિ બધ કરી મૂર્છાવશ કરી નાખે, એ પ્રમાણેનો પ્રસ ગ અત્યારે બન્યો હતો કોટ પાટલુનથી સોલજર જેવા લાગતા બારીષ્ટર સાહેબ કુતરાના ખુનથી ગરીબ ગાય જેવા થઈ ગયા હતા સીમીગ આ ટાઇગર એન્ડ ઈનસાઇડ આ કાઉ અને ઈનસાઇડ આ ટાઈગર એન્ડ સીમીગ આ કાઉનો અજબ અખતરો અત્રે થએલ હતો બારીષ્ટર સાહેબનુ રૂપ સોલજર જેવુ હતુ પણ હૃદય ગરીબ ગાય જેવુ હતુ, તેથી તેમના આખા શરીરમા ભીતીના ભણકારા વાગી રહ્યા !

" હુ તમને રોજ કહેતી હતી કે આ ટોમીનુ તોફાન કાઢી નાખો ! સારૂ થયુ કે તોફાનમા ટોમી જીવથી ગયો, વખતે મામલો જીવ પર આવી તમારી અ ઘાતે ભથમબથા થઇ હોત

તો તમારી શી દશા થાત !"

"ડીઅર, ટોમીને ઑફીસના બારણે બધાવનાર પણ તમે હતા અને અત્યારે હવે કડક ટીકા કરનાર પણ તમેજ છો "

"સાહેબ જે થયુ તે સારૂ થયુ આજ તમારૂ પાપ ગયુ ! નહિ તો કોક દિવસે તમારી જીદગી જોખમમા હતી !"

"ડીઅર મને શી ખબર કે ટોમી અ વુ ડેન્જરસ તોફાન કરશે ? જો જરા પણ મને માલમ પડયુ હોત તો હુ તેને જાણી જોઈને આગળ બાધતજ નહિ !"

"ચાલો હવે ચિન્તા તજો ! ટોમીનું મોત પઠાણુના હાથેજ થવાનું નિરમાણુ હશે ત્યા અફસોસ કરે શુ વળે !'

"વેલ ડીઅર હુ જરા પોળ આગળ આટો મારી આવુ કોઇ ભ ગી નજરે પડે તો આ કુતરાને ઘરમાથી દુર કરાવુ !

"હા, હા, તે કામ જલ્દી કરવાની જરૂર છે ! આ બુ આગણુ લોહી લોહી થઈ રહ્યુ છે !'

"ઓલરાઇટ ત્યારે હું જાઉં છુ ! તુ એક જુનું પૂરાણુ ધોતર ફાડી કુતરા ઉપર ઓઢાડ હુ જલ્દી આવુ છુ !"

"સારૂ જાઓ જલ્દી જાઓ ! '

બારીષ્ટર સાહેબ ચસ્મા વગર લથડીઆ ખાતા અને આખો ચોળતા ચોળતા ઘર બહાર નીકળી પોળ તરફ જવા લાગ્યા, કપીલા પણ આગણુ પાણીથી ધોઇ સાફ કરવા લાગી સડક ઉપરથી પસાર થતા લોકોને બારીષ્ટર સાહેબ ઝીણી નજરે આખ ખે ચી ખે ચી નિહાળવા લાગ્યા પણ કોઇ ઝાડુવાળો ભ ગી કે ઢેડીયો નજરે પડયો નહિ રસ્તે પસાર થતા મેલા

હુગડાવાળા મજુરને ભ ગી ધારી બોલાવવા લાગ્યા પણ ભ ગી શોધ્યો જડયો નહિ કોઈ દહાડો નહિને આજ એકાએક પોળ આગળ બારીષ્ટર સાહેબને ઉભેલા જોઇ પોળના પાડોશી આડો શીઓ તાજુબ થવા લાગ્યા અને તેમને પૂછપરછ કરતા જ્યારે માલમ પડયુ કે બારીષ્ટર સાહેબનો ટોમી નામનો કુતરો મરી ગયો, ત્યારે તમામ ઘણુાજ આન દમા આવી ગયા પોળ પાડો શમા ટોમીનો જુલમ પારાવાર હતો એક દર પોળમા ટોમીને વાઘનું બચ્ચુ લોકો માનતા હતા. એકદમ કોઈ પણ નાણુસ બારીષ્ટરના ઘરમા પ્રવેશ કરી શકતો નહોતો અને જો વખતે ઘરમા ગયો ને ટોમીને ભેટો થઇ ગયો તો તરતજ મૂઠીઓ વાળી જીવ લઇને ઘર બહાર કુદકો મારી નાશી છુટતો હતો એક દર બારીષ્ટર સાહેબે ટોમીને ઓળખાવ્યો હતો અને ટોમીએ બારીષ્ટર સાહેબને ઓળખાવ્યા હતા ક ઇક જણા ટોમીના લોતીઆ બચકામા આવી ગયા હતા, અર્થાત્ બારીષ્ટર સાહે- બનો ગૃહસ્થાઇનો ભપકો આ ટોમીથી નભે જતો હતો ટોમીને લઇને બારીષ્ટર સાહેબ બજારની શરાફી વાયદામા ચલાવે જતા હતા ટોમીના ડોળા જોઇને ક ઇક ઉઘરાણીવાળા બગલમા ચોપડા મારી મુઠીઓ વાળી વાળી નાસી જતા હતા વખતે ઑફીસ ઉપર ચડી જવાને ભાગ્યશાળી થતા હતા અને જ્યારે પૈસાની બારીષ્ટર સાહેબ પાસે માગણી કરતા હતા ત્યારે નજી- કની ચેર પર ટોમીને ઘુરકતો જોઇને છાનામાના સારૂ સાહેબ કહીને રસ્તો માપી જતા હતા, અર્થાત્ ગુમાસ્તા શેઠને વાય દાની મીઠી સાકરના વચનમા જુઠુ બોલી રમાડતા હતા. ટોમીને

લઈને જ્યારે બારીષ્ટર સાહેબ બજારમા કે શહેર બહાર હવા ખાવા જતા હતા, અગર કામ પ્રસંગે અન્ય સ્થળે ફરતા હતા ત્યારે ટોમીના વિક્રાળ દેખાવથી બારીષ્ટર સાહેબનુ ઘણુ ખરૂ કામ સ્હેજમા પતી જતુ હતુ આ પ્રમાણે આજરોજ અચાનક બારીષ્ટર સાહેબના એડીકૉગ ફ્રેન્ડ કે નિમકહલાલ રક્ષક બોડી-ગાર્ડ ટોમી કુતરાનો અ ત આવ્યો ! એકવાર એક નાટક ક પનીમા બારીષ્ટર સાહેબ ટોમીને લઇને નાટક જોવા ગયા હતા, નાટકના દોઢડાહ્યા અને અવળચ ડા મેનેજરે બારીષ્ટર સાહેબને ટોમી ડોગની ખાસ ઓરચેસ્ટ્રાની ટીકીટ લેવાની ફરજ પાડી હતી બારીષ્ટર સાહેબ પણ હઠે ભરાઈ ટોમીની ટીકીટ લઈ ઓરચેસ્ટ્રામા દાખલ થયા હતા જ્યારે નાટક શરૂ થયુ અને તેનો ઓપની ગ સીન બ દુકના અવાજ સાથે ખુલ્લો થયો ત્યારે ટોમીએ અવાજથી ઉશ્કેર ઇ નાટકનુ એક અચ્છુ કોમીક બતાવી દીધુ હતુ અર્થાત્ બ દુકનો બહાર થતાની સાથેજ ટોમી કુદકો મારી ઉછળી સ્ટેજ પર ધસી ગયો હતો અને સુત્રધાર અને નટીઓને બચકે બચકે કરડી તોડીને તેમના કપડા લુગડા ફાડી નાસમનાસા કરાવી મુકી હતી, અર્થાત્ આખા ઓડીઅન્સમા હો હો મચાવી દીધી હતી છેવટે માડ માડ મહા મહા પ્રયત્ને નાટકના માલેકના હદ બહારના કાલાવાલાથી અને ખરચેલી ટીકીટના ત્રણ ગણા દામ ખીસ્સામા મુકાવી સાહેબ બહાદુરે ટોમીને પ પાળી પ પાળી સ્ટેજ પરથી ઉતારી ખુરશી તળે દાબી દીધો હતો આ પ્રમાણે બારીષ્ટર સાહેબને ટોમીએ અને ટોમીને બારીષ્ટર સાહેબે સારી રીતે ઓળખાવી દીધા હતા.

આવા પરાક્રમી ટોમીના મહેમાને ભગી પાસે ખેચાવી લેવરાવવા સારૂ બારીષ્ટર સાહેબ મનમા અફ્સોસ કરતા રસ્તાના આવતા જતા લોકોને જોતા હતા અત્યારે ચશ્મા વગર તેમની ઘણીજ કઢગી હાલત થઇ હતી ચશ્મા પહેરનારની મુશ્કેલીની મજા જ્યારે ચશ્મા એકાએક ભાગી જાય છે, અગર ખોવાઇ જાય છે ત્યારે સારી ચાલે છે પોળોની ગલીકુચીઓના અધારામા, નાના ગામડાઓમા અગર દરવાજા બહાર કે સ્મશાનમા અને કૃષ્ણપક્ષના અવસરમા જ્યારે ચશ્મા માસ્તરો ચશ્મા વગગ ચાલે છે ત્યારે તેઓ જાનવરને માણુસ અને માણુસને જાનવર જુએ છે, અર્થાત્ ડગલે ડગલે ગોઠીમડા ખાઇ એવી મુશ્કેલીમાથી મશ્કરી ભર્યા પસાર થાય છે કે જે ચશ્મા વગરનો પ્રસગ એક જીદગીનો આખનો ધડો થઇ પડે છે આ પ્રમાણે ઘાટ અત્યારે બારીષ્ટર સાહેબને વાસ્તે થયો !

" એ ભગી ઇધર આવ ! કયા જાય છે ? "

" અરે મારા શાબ નજરે જુએ છે કે આધળો છે ! મજુગને ભગી કહેતા શરમ નથી આવતી ! "

" ઓહુ ભુલ્યો ભુલ્યો તુ ભગી નથી જા જા ચાલ્યો જા ! "

" મારા બેટા આવાએ છતે દહાડે આધળા કેટલા પાટલુન માસ્તર હશે ? "

" એ ઢેડીઆ આમ આવ, કયા જાય છે, ચાલ મારી સાથે આગળ થા ! "

" માસ્તર સભાળીને બોલો, ઢેડીઓ તમારો બાપ ! કાઇ ઢેડ ભગીનેએ ઓળખો છો કે નહિ ! "

" અરે ભાઇ તું ઢેડીઓ નથી ? માફ કરજે હો જ્યારે વસ્તુ પાસેથી જાય છે ત્યારેજ વસ્તુની કીમત થાય છે ચશ્મા વગર કેટલી આપદા પડે છે તેનો મને આજે સારો ખ્યાલ થયો! "

" તો મહેરબાન કાળા એટલા ભૂતના સાળા, જેટલા મેલા એટલા ઢેડીઆ અને જેટલા ઉજળા ધોળા એટલા બધા શાહુકાર માસ્તર ! શુ ન્યાય છે ! જમાનામા મજુર અને ઢેડની કીમત લોકોને થતી નથી ! "

" અરે એ ખટારાવાળા ઉભો રહે ! ગાડુ પોળમા હાક !"

" કેમ તમારે ગાડાનુ શુ કામ છે ? "

" અરે એક કુતરો મરી ગયો છે તે આ ગાડામા નાખી ઉપાડી જા ! "

" મહેરબાન આ કચરાપટીનુ ગાડુ નથી ! તમે તે શુ અમને ઢેડીઆ ગણો છો ? "

" એમ ત્યારે આ કચરાપટીનુ ગાડુ નહિ ! ઠીક જા ભાઈ જા ! "

" તમને એટલીએ ખબર નથી પડતી શાબ કે આ મેલાનુ ગાડુ છે ! "

" મારૂ બેટુ આ પણ એક ગજબની વાત છે મારા જેવો બારીષ્ટર એક કલાકથી પોળ આગળ ખોટી થાય છે અને એક પણ ભગી નજરે પડતો નથી આ તો છેક સધ્યાકાળ થવા આવ્યો પણ પત્તો ખાધો નહિ ! "

" માળા લોકો આખ મીંચીનેજ જુએ છે ? ભૂલોજ આવા શાબલોક કરે છે, હમણા બીજાએ ભૂલ કરી હોય તો મારા

હાહરાને એવી તો ચોપડાવું કે ફરી ખો ભૂલી જાય ! ”

“ એ કચરાપટીવાળા, ગાડુ પોળમા વાળ ! ”

“ કેમ શુ કામ છે ? ”

“ એક કુતરો ઉપાડી જવાનો છે ! ”

“ શાબ મને નવરાશ નથી, તેમ ગાડામા જગ્યા નથી ! ”

“ તો ગધેડા સીધો સીધો ચાલ ! તને કુતરો ઉપાડવાના પૈસા આપીશુ ! ”

“ શાબ શુ આપશો ? ”

“ ચાર આના ! ”

“ એ ના શાબ પૈસા આઠ આનાના લઇશ ! જો એમ હોય તો આવુ, નહિ તો હુ મારે આ ચાલ્યો ! ”

“ સાલા સુવર કેમ માન ખાય છે ! ચાર આના લેતા શુ ક આવે છે ? કરવા દે કોઠામા રીપોર્ટ ! મ્યુનિસિપાલીટીનુ પણ ઓછુ અંધેર છે ? આવા લો કલાસ ગટરવાલા તે પણ આટલા કડક મીજાશવાળા જણાય છે ચાલ પોળમા ગાડુ હાંક ! ’ ”

“ એ શાબ એમ તમારા ડોળાથી બી નહિ જાઉં ! તમારે જવુ હોય તો સુખેથી કોઠામા જાઓ ! મારે કયા એક શેઠ છે કે ઠપકો દેશે ? કોઠામા તો શેઠીયાનો પાર નથી ! ઝાઝા શેઠ વાળા નોકર મલકમા રાજા થઇને ફરે ! ”

“ નો ડોન્કી બકવા મુકી સીધો ચાલ ! ”

“ કેમ શાબ આઠ આના કબૂલ ? ”

“ લે ચાલ છ આના આપીશ હવે બોલીશ નહિ ! ”

“ સારૂ શાબ ! આ ગાડુ અહીં છો ઉભુ રહ્યું, હુ હાથે-

વતી કુતરાને ઉપાડી ગાડીમા નાખીશ!"

"ઑલરાઈટ ચાલ!'

"ભ ગીઓ અને બારીષ્ટર બ ને ઘર આગળ ગયા, લોહી લુહાણ કુતરાને લૂગડાથી બાધી ઢેડીયાએ ઘર બહાર કાઢ્યો અને તેને પૂછડુ પકડી ઘસડવા લાગ્યો લોકો પણ કુતરો મરી જવાથી ઘણાજ ખુશ થયા, અને આસપાસ ટોળાબ ધ ઉભા રહ્યા આ બાજુ લોકોને બારીષ્ટર સાહેબ વીખેરી નાખવા લાગ્યા અને પોતે છ આના લઇ પોળ ભણી જવા લાગ્યા પોળ આગળ આવ્યા કે તરતજ આસપાસ કુતરા એકઠા થઇ ભસવા લાગ્યા, એટલામા એક સાઇકલવાળો આવી બેલ ઉપર બેલ વગાડવા લાગ્યો અને તેની પાછળ એક આખલો અને ગાય પૂર સપાટે દોડતા આવ્યા ગાયે ઢેડીયા ઉપર પડી ઢેડીઆને પાડી નાખ્યો અને આખલે સાઇકલવાળાને તથા બારીષ્ટર સાહેબને ગોથે ચડાવી દોઢ ગાઉ દુર ફેકી દીધા આમ કુતરાએ શોરબકોર મચાવી દીધો, એટલામા એક રાહદારી મજુરને માથે કર ડીયો મુકાવી પોળમા પેઠો, તેને કુતરા ભસવા લાગ્યા એટલે બિચારો બીકનો માર્યો જીવ લઇ એક ઢેખાળો શોધવા લાગ્યો ઢેખાળો શોધતા શોધતા એક કુતરો મજુરને બાઝ્યો, મજુર બૂમ પાડી કર ડીઓ ફેકી દઇ જ્યા આગળ બારીષ્ટર સાહેબ પડ્યા હતા ત્યા ઢેખાળો લેવા ગયો તે પણ આફળો ફાફળો બની ઢેખાળો શોધતો શોધતો સ ધ્યાકાળનુ અ ધારૂ હોવાથી બારીષ્ટર ઉપર પડ્યો, ત્યા બારીષ્ટરે બુમ પાડી!"

"ઓ બેવકુફ જો તો ખરો કે હુ બારીષ્ટર છુ!"

"તો બાપુજી આમ ખૂણામા કેમ પડ્યા છો? શાખ બાટલી ફાટલી ચડાવી તો નથી?"

"અરે એક સાઈકીઆના સપાટામા આવી જવાથી હુ ગોથુ ખઈ પડયો છુ!"

"અરે મારા ભગવાન એક કુતરાને મારવા ઢેખાળો શોધવા જતા હાથમા બારીષ્ટર સાહેબ આવ્યા? શુ જમાનો આવ્યો છે કે શહેરમા ગલીએ કુચીએ જ્યા નજર કરીએ ત્યા વકીલ ડાકટર ને બારીષ્ટ નજરે પડે, તેમાએ ઢેખાળો શોધતા બારીષ્ટર હાથમા આવે, ભલા ભગવાન તુ જે કરે તે ખરી!"

"ચાલ ભાઈ ચાલ હવે તુ ઉઠ ઉભો થા! કેળવણીનો પ્રતાપજ ઉમદા છે અને દેશના સુભાગ્ય છે કે દેશમા વકીલ બારીષ્ટર અને દાક્તરો વધ્યા છે, નહિ તો ગીની આપતા શોધ્યા ન જડે!"

"મહેરબાન ખોટુ ન લગાડશો હવે તો બધા પાટીઆ-વાળા કીડીયોની માફક ઉભરાવા લાગ્યા છે! ઝાઝા મળ્યા અને બાવા ટળ્યા, બહુ ભેગા થવાથી ધધાની પત્તર જખી નાખી!"

આ પ્રમાણે અફસોસ અને આશ્ચર્યના ઉદ્ગાર કાઢતા રાહદારી, બારીષ્ટર અને સાઈકલવાળો એ ત્રણે રસ્તે પડ્યા! ઢેડીયો પણ ટોમીને ઘસડી ગાડામા નાખી રસ્તે પડ્યો! તેને પણ ગાયની જબરી ચોટ લાગી બિચારો કુતરાને ઉપાડવાના છ આના પણ બારીષ્ટર સાહેબ પાસે માગવા ભૂલી ગયો સાહેબ પણ હાથમાથી છ આના પડી જવાથી વિસ્મય થઇ માથુ ખજવાળતા અડબડીઆ ખાતા ચશ્માના હાયપટોરા કરતા ઘરમા પેઠા વાચકો આતે "સુધારાનો વિકાસ કે સસારનુ સત્યાનાશ"

# પ્રકરણ ૪ થું.

## સુધારાનુ પાપ કે કુધારાની છાપ!



દોહરો

ચડતી પડતી ભરતી એ ઠરે ન ત્રણ લગાર
અસ્ત તણો ઉદય અને ઉદય અસ્ત નિરધાર

દ્રવ્યથી પુત્ર પ્યારો છે, પુત્રથી પોતાનું તન પ્યારૂ છે, તનથી ઇંદ્રીઓ પ્યારી છે ઇંદ્રીઓથી પ્રાણ પ્યારા છે અને પ્રાણથી આત્મા પ્યારો છે, આથી આત્મા છે તેજ સૌથી વધારે વ્હાલો છે પોતે સર્વનો કર્તા રહી અક્રિય રૂપે બિરાજે છે અને જેમ જેમ રૂચે તેમ તેમ રહે છે। કેમકે વિશ્વ એક ધર્મશાળા છે, તેમા જન્મ મરણ રૂપી આવાગમનના માર્ગો સ્પષ્ટ જણાય છે કેટલાક એ ધર્મશાળામા આવે છે કેટલાક જાય છે અને કેટલાક આવી જઇને સ્વરૂપમા સમાઇ ગયા છે આવાગમનના ઉભય રસ્તાઓ નિરંતર ચાલતાજ રહે છે, તેમા જાણી જોઇને શા માટે ભરમાઇ રહ્યા છો? ખરેખર જેઓ અણસમજથી એને ગ્રહણ કરી બેઠા છે તેઓ આખરે પસ્તાય છે।

ચડતીમા કુમાર્ગ ચડતા મનને તુજ રોકજે
સન્માગ રહીને હંમેશ તુ ધર્મ દયા રોપજે
પડતીમા પડી પ્રાણને પ્રજાળાવનો તુ તો નહીં,
કરીશ નવ કાંઇ પાપ કર્મો ધર્મ રૂડો ચિત્ત ગ્રહી।

જે કામ કરવુ તે એવી રીતે વિચારીને કરવું કે જેથી પછી પસ્તાવાનો સમય ન આવે, વિવેકપૂર્વક તેજ માર્ગ શોધીને ચાલવુ કે જ્યા જઇને પાછુ આવવુ ન પડે, જીવતાજ ત્યા ચાલ્યા જવુ કે જ્યા મરીને અ ત સમયે જવાનુ છે. મુવા પછી મુક્તિની શી મજા મળવાની હતી ? માટે જીવતાજ મુક્ત થઇ રહેવુ જોઇએ ઘટઘટને વિષે રહીને જે બોલે છે તથા સાભળે છે તેજ ત્રણે કાળને વિષે વિદ્યામાન છે અને જે હુ તથા તુ પણાનો ત્યાગ કરીને મારા તથા તારામા વસી રહેલ છે, તેજ એ અ ત્મા રામ છે તેજ આત્મારામ કોઇ સ્થળે અમીર તો કોઈ સ્થળે ફકીર થઇને રહેલો છે કોઈ સ્થળે દેવ તો કોઈ સ્થળે દાનવરૂપે રહેલ છે, કોઇ ઠેકાણે મીન તો કોઇ ઠેકાણે જગ રૂપ રહેલો છે અર્થાત્ સર્વ રૂપે એ પોતેજ એક રસ છે

*   *   *   *

અરે હુ તો નથી બીતો નથી બીતો નથી બીતો,
ભલે દુ ખ હોય તે વીતો નથી બીતો નથી બીતો -૦
નથી કઇ કામની માયા નથી કઇ કામની માયા
વિના જપના વૃથા કાયા નથી બીતો નથી બીતો -૦
ભલે ભગની પિતા માતા તનયે તનુજા તથા ભ્રાતા,
સદા સૌ સૌખ્યના શાતા નથી બીતો નથી બીતો -૦
કરૂ હું મિત્રતા કોની પ્રતીતી છે ન લોકોની,
ભર્યા સ્વાર્થે સહુ કો'ની નથી બીતો નથી બીતો -૦
તજી સસારના રોગો તથા કૃષ્ણ કૃતિ કાગો,
પ્રભુ પ્રતિ જોડિધુ ભાગો નથી બીતો નથી બીતો -૦
વિભૂ ગાનાર્થ ઓ વાણી તથા દાનાર્થ આ પાણી,

વિભુ પરમાર્થ મમ જાણી નથી બીતો નથી બીતો —૦
ભવિક ભવમા વૃથા ભૂલે અભીત થઇને ભયે ફુલે,
ચડે છે શાખી નિર્મલે નથી બીતો નથી બીતો —૦
કરી ભક્તિ સદા સાચી તથા સદ ધ્યાનમા રાચી,
તજુ પ્રીતિ બધી કાચી નથી બીતો નથી બીતો —૦
કુટુમ્બી એક છે મારો ભવદ ભગવાન જે પ્યારો,
ન એ મમ અન્ય મળનારો નથી બીતો નથી બીતો —૦

નારાયણ

* * * *

સબ દિન ગયે વિષયકે હેત,
ગંગ જલ છાડ કુપ જલ પીવત હરિ તજ પુજત પ્રેત મન
જાનિ બુઝી અપનો તન ખોવે કેશ ભયે સબ શ્વેત
શ્રવન ન સૂનત નેન ન દેખત થકે ચરન અચેત —૦
રૂપે લાગ મન કૃષ્ણ ન આવત ચંદ ગૃહે જમ કેત
સુરદાસ કછુ કામ ન લાગત શ્રી કૃષ્ણ નામજ લેત —૦ ”

* * * *

તન સુખા કુબરી પીઠ ભઇ લાડે પગ જીન ધરો બાબા,
અબ મોત નગારા બાજ ચુકા ચલનેકી ફિકર કરો બાબા ”

“ શીયાવર રામચંદ્રકી જય, શીયાવર રામચંદ્રકી જય, શીયાવર રામચંદ્રકી જય

મોટરમા બેસી રઘલા જોડે નાઠેલી કાન્તા ભર જંગલમા રઘલાનું ખુન થવાથી તથા પોતાનુ નાક કપાવાથી રોતી કકળતી લાજની મારી શરમમાને શરમમા એક કોતરમા ભરાઇ ગઇ રખે ઘોડેસ્વારો તેને પકડે એવી ભીતી ધારી ભયથી કાપતી

કાપતી જ ગલના ધીચ ભાગમા લપાઈ ગઈ જ ગલા જાનવર આવી તેને મારી નાખશે એની પણ ભીતી થોડીક વ ર ભૂલી ગઈ પોતાનુ નાક કપાવાથી તે અ તરમા ખુબ કકળી ઉઠી હવે ક્યા જવુ શુ કરવુ તેનો ખુબ વિચાર કરવા લાગી, નાક વગરનું રૂપ તેને હવે અળખામણુ લાગવા લાગ્યુ હવે કોઈ સારા શહેરમા નાકકટ્ટી બનેલી કાન્તાને કોઇ પણ સ ઘરવાની હીમત કરશે નહી છેવટે મો પર રાખ ચોળી કદરૂપી બની ગમે તેવા હલકા કામ કરી દીવસ ગુજારવાના નિશ્ચય પર આવી, શહેરના વાસ કરતા કોઇ નાના નાના ગામડામા રહેવુ તેને વધારે અનુકુળ જણાવા લાગ્યુ કોઈ સારા માણસની ચાકરી કરવી કે એઠવાડ અબોટ કરવો અગર કાઈ છાણુ વાસીદુ કે વાસણુ કુસણુ માજી જી દગી ગુજારવાના ઠરાવ ઉપર આવી ! નાત જાતથી ભ્રષ્ટ થએલી નાતરા ઉપર નાતરા કરી નામચીન થએલી અને અધુ-રામા પુરૂ નાકકટ્ટી બનેલી સ્રીને કયા આશ્રય મળશે, તથા કોણુ ઉભુ રાખશે એનો અ તરમા ઉડો વિચાર કરવા લાગી આમ વિચારમાને વિચારમા એક કલાક વીતાવ્યો, છેવટે વાઘ વરૂ અને રીછની બીક લાગવાથી કોતરમાથી નીકળી આમ તેમ ઝાડીમા ભટકવા લાગી, નાક પરનો પાટો જે લોહીથી ભીજાએલો હતો તે દુર કરી એક બીજો પાટો સાળુમાથી ફાડી નાક પર બાધ્યો અત્યારે તેને પોતાની સ્થિતીનું ખરેખરૂ ભાન થવા લાગ્યુ સદાચાર અને અનાચારની કીંમત તેને હવે કાક વધારે સારી થવા લાગી, આ પ્રમાણે ચાલતા ચાલતા તેને એક સામેથી અલમસ્ત જેવો બાવો આવતો જણાયો, રખેને કોઈ અઘોરી

ખાવો હોય અને તેનો ભક્ષ કરી જાય એવો ભય તેના મનમા ભરાઈ ગયો, બાવાને જોઇને તે વધારે કાપવા લાગી બાવો પણ જ ગલમા એકાએક એકલી સ્ત્રી રખડતી જોઇને વધારે શ કા-શીલ બની તેની પાસેને પાસે આવવા લાગ્યો, છેવટે બને સામસામી સન્મુખ થઈ ગયા !

" અએ રડી તુ કોન હુય ? "

" મહારાજ મે મે હુ ! "

" સચ બોલ તુ કોન હુય ? જ ગલમા કયો ભટકતી હુય ? તેરા નાક કીને કાટા હુય ? "

" મહારાજ તેનું તમારે શું કામ છે, તમે તમારે જ્યા જતા હો ત્યા ચાલ્યા જાઓ ! "

" તેરેકુ લે કર ચલે જાય ગે ! અચ્છા તેરે જયસી કોઈ નાજની હુમકુ નહી મીલી હુય, અબી મીલગઈ ! બહોત અચ્છા હુવા, ચલો નાકકટ્ટી તો નાકકટ્ટી મગર રામકી તો હુય ! સેવા બરદાસ બહોત અચ્છી તરેહુસે ઉઠાયગી ! "

" જાઓ મહરાજ જાઓ મને જવા દો ? "

" કહા જાનેદે, ચલો મેરી જોરૂ, તુમ ઓર હુમ દોનુ બરાબર હુય ! જયસી તુ કોઇ ગુન્હેગાર હુય અયસા મે બી ગુન્હેગાર હુ , અપન દોનુ ભયકે લીયે વેશ બદલકર ઇધિર ચલે આયે હુય ! અચ્છા બન જા અબી રામકી તુ હુય અમારે કામકી ! "

" મહારાજ મને તમે શુ કરશો ? આ નાકકટ્ટી સ્ત્રીને શી રીતે રાખી શકશો ? "

" અરે તેરા નાકકી અમારે કયા પરવા હુય ! મનુષ્યને

જબ નાક રહેવે વહા તક એ અયસા નહી હોતા હય. એ તો દુનિયામે નાક ગયે વા સબ ગયે ! ચલો મેરી સંગ તૈયાર હો જાઓ ! તુમ ઓર હમ દોનું મઝા કરે ગે !"

"મહારાજ મને સાથે રાખવાથી તમે સપડાઈ જશો ! હું ગુન્હેગાર છું !'

"તો મે બી અયસા હુઉં ! તેરા સબ કપડા બદલાય ગે ઔર તુમકુ એક અચ્છી છોટીસી રામકી બનાય ગે !"

"એમ મહારાજ તો ચાલો મારે કાંઈ ના નથી, પણ મને કોઈ ન ઓળખે એમ કરજો !"

"અચ્છા ચલો મેરી જાન મે તુમકુ બહોત અચ્છી બનાઉગા !"

"તો ચાલો !"

"હા ચાલો !"

આ પ્રમાણે મસ્ત ઉખડેલ બાવો અને નાકકટ્ટી કાન્તા બંને જંગલ ભણી ચાલવા લાગ્યા, બાવો કાન્તાને જંગલ વટાવી તેના રહેઠાણમા લઈ ગયો, ત્યા તેનો પાટો છોડાવી ધાબાજરીયુ નાક પર લગાવી ઘા રૂઝાવી દીધો, તેના કપડાલતા બદલાવી નાખી એક વેરાગણ રામકી જેવા લુગડા પહેરાવી દીધા, તેના મો પર તથા માથામા અચ્છી રીતે રાખોડી ચોળાવી શરીરનો રંગ સુદ્ધાત બદલાવી દીધો અને તેને ચાર પાચ ભજન મોઢે કરાવી હીંદી જબાન ભાગી તુટી શીખવાડી દીધી બજારમા તેની જોડે કેમ ચાલવુ કેમ બોલવુ વગેરે શીખવાડવા માડ્યુ આ પ્રમાણે ચાર પાચ દીવસ સુધી તેને રાખી, તેની પાસે જે

કાંઈ માલમતા હતી તે વેચી કરી દશ પંદર દીવસની ખોરાકીનો સગવડ કરી તેને હુશિયાર બનાવી દીધી અને એક શહેર આગળના દુરના મહાદેવના એક રડયાખડયા જીર્ણ મંદિરમાં તેણે મુકામ રાખ્યો. મહાદેવની આસપાસ એક બે ભાગીતુટી ઓરડી હતી, તેમાની એક બાવાએ પસંદ કરી કાંક જોઈતી-જાઈતી મરામત કરાવી સુધારી પડાવ નાખ્યો અને કાન્તાને ત્યાં રાખી, તેને જીબન ન અને વેશ બદલાવવા લાગ્યો. કાન્તા પણ કેળવાએલી હોવાથી ઝટ હીદી શીખી ગઇ અને વેશ બદલી અચ્છી રીતે વેરાગણના રૂપમાં રહેવા લાગી. તેનું નાક પણ રૂઝાઈ ગયુ અને આથી કાંક વધારે સંતોષ રાખી આનંદથી બાવાની સેવા ચાકરી ઉઠાવવા લાગી, બાવો પણ અચાનક ભેટો આવી સરસ રામકીનો થવાથી ઉમંગમાં આવી રામકીને ખુબ રીઝવવા લાગ્યો અને વસ્તીમાંથી ઢોંગધતુરા કરી માગી ખાવાનો પ્રયત્ન આદરવો શરૂ કર્યો!

અત્યારે તે કાન્તાને લઈને બજારમાં ભજનો લલકારતો માગવા નીકળ્યો હતો. કાન્તા પણ ખુબ અબધુત જેવી વેરાગણ બની વાળ બાળ છુટા રાખી એક સફેદ મેલુ ધોતીયુ પહેરી બાવા પાછળ ભજન લલકારતી માગવા નીકળી હતી, એક દર અને ઠગ ગુન્હેગારો દુનિયાને છેતરવા નીકળ્યા હતા.

*            *            *

"જનમ સબ બાતે બિત ગયોરે,
બાર વરસ ગયે લડકાઇ વીગે જોબન ભયો,
ત્રીશ વરસ માયા કે કારન દેશ વિદેશ ગયો-જનમ૦
ચાલિશ અંદર ધનકુ પાયા ચટે લોભ નિત નયો,

સુખ સંપત માયાકે કારણ એસે ચલત ગયો —જનમ૦
સુકી ત્વચા કમર ભઇ ઢીલી એ સબ ઠાઠ ભયો,
બેટા વહુ તેરા કહ્યો ન માને પરવશ દુખમે પર્યો —જનમ૦
ના હરિ ભજન ના ગુરૂ સેવા ના કછુ દાન કિયો,
સૂરદાસ મિથ્યા તન ખોવત જમને ઘેર લિયો —જનમ૦

**શીયાવર રામચંદ્રકી જય ! શીયાવર રામચંદ્રકી જય !**

* * * *

તન સૂખા કુબડી પીઠ ભઇ ઘોડે પર જીન ધરો બાબા !
અબ મોત નગારા બાજ ચુકા ચલનેકી ફીકર કરો બાબા !

**શીયાવર રામચંદ્રકી જય ! દીયે ઉસ્કા ભલા ન દેવે ઉસ્કા બી ભલા !**

* * * *

'કોઇ ભેખ ન ખાલી પાઇયેજી સબ ભેખમેં આપ અલેખ હૈજી,
વહિ એક અલેખ અનેક બની ઘટ ઘટ વિચાર સો દેખ હૈજી
બિન આપ યે આપકો ઢુંઢ લીજે મે કૌન યહી સો વિવેક હૈજી,
ચૈતન્ય બિના જ્યુ અચેત સબી સબ ભેખમેં વોહિ અલેખ હૈજી

**રામજી દીલાવે સો દો ! ભેખનકુ કુછ રોટી દો ! દીયે ઉસ્કા ભલા ન દીયે ઉસ્કા બી ભલા !**

* * * *

'મનકે કહને પર જો જાતે હૈ ચાહ અગનમે દહતા હૈ
સુખ દુખમે દુખિયા હોઇ રહા આનંદકી વાસ ન લહતા,
જિનકે કહનેમે ચિત હોવે તજિ ચાહ અચાહ સો રહતા હૈ,
જહાં ચાહ નહિ વહા ચેન હિ—હૈ સુવિચાર બલિ યહ કહતા હૈ
તન સૂખા કુબડી પીઠ ભઇ ઘોડે પર જીન ધરો બાબા !
અબ મોત નગરા બાજ સુકા ચલનેકી ફીકર કરો બાબા !

શીયાવર રામચંદ્રકી જય ! શીયાવર રામચંદ્રકી જય !
દેવે ઉસ્કા ભલા ઔર ન દેવે ઉસ્કા બી ભલા !

"એ બાવાજી અહીં આવો ! લ્યો આ લોટ !"

"રામજી તેરા ભલા કરો બાબા !"

"એ બાવી લે આ પૈસો !"

"રામ તેરા કલ્યાન કરો મૈયા !"

આ પ્રમાણે બજાર માગતા બાવો અને કાન્તા આખા શહેરમા ફરવા લાગ્યા, કાન્તા પણ ફરતા ફરતા વેરાગણનો પાઠ બરાબર ભજવતા શીખી, હવે હીદી પણ તેને સારી રીતે બોલતા આવડ્યુ, વખતો વખત ચાલતા ચાલતા ફૈશનના ચાળાનુ ચટકુ થઈ જતુ હતુ, પણ તરત સભાળીને ચટકાને દબાવી દેતી હતી આ પ્રમાણે બજાર માગીને બને જણા સાજના ઉતારામા આવ્યા બાવો ન્હાવા સારૂ તળાવ ઉપર ગયો, અને કાન્તાને રાધવાનુ બતાવ્યુ, કાન્તા પણ સીધા પાણીની સોઈ કરવા લાગી, બજારમા ફરી ફરીને તેના ટાટીઆ થાભલા જેવા સુજીને થઇ ગયા હતા, પણ શુ કરે તેમ કર્યા વગર તેનો છુટકો નહોતો, પારાવાર અંતરમા કલેશ કરી થાકી કટાળી ચુલો સમો કરવા લાગી, આ બાજુ બાવો તળાવમા ન્હાવા પડ્યો, એટલામા મહાદેવમા કોઈ સેલાણી જેવા બે ચાર યુવક આવ્યા, તે મહાદેવની પાછળ ઓટલા ઉપર બેસી ગજીફો રમવા લાગ્યા એક જણ રમતા રમતા લલકારવા લાગ્યો કે,–

**ચાલ કવ્વાલી.**

"ખુશકકા પચ હય ન્યારા ફીરે અઠ જામ મતવારા;
પ્રીતકી રીત નહિ જાને વિસર ગઇ લોક કે કાને—

જગમે મદ અશ્ક હૈ ખાક્રા જાને નહિ પિડ હય યાક્રા,
ક્હા કુ જાત નહિ જાને પડ્યા રે ખલ્ક દરમ્યાને—૦
લગા દિલ લાલ કે સેતી સુરત નહિ આવતી હેઠી,
ખલક મબ બ્હાવરા કહતી ઉસે કોઉ માન નહિ દેતી—૦
નહિ પરવા ઉસે જગકી ખુમારી ઇશ્કકે મદકી,
બાહારા દેખી લાલનકી ત્રિવિક્રમ શોક દાહનકી—૦

તેના ઇશકી ગાયનની સાથે કાન્તાનું મન પરોવાયું, તે ચુલો મૂકી ગાયન સાભળવા ઓરડીની બહાર આવી, પાના ખેલનાર અને ગાનારની સરત કાન્તા ઉપર બીલકુલ પડી નહોતી, પણ કાન્તા ગાનારને એકી ટસે નિહાળી રહી હતી

આ પ્રમાણે પ્રસંગ અહી થઇ રહ્યો ! ચાર સેલાણીઓ કુદરતીજ અત્રે આવી ચઢયા હતા, ગાનાર પણ કુદરતીજ ગાતો હતો, તેનું ધ્યાન બાવી ઉપર બીલકુલ નહોતુ, પણ ચળેલી બાવીનું ચિત્ત ગાનાર ઉપર ચોટયુ હતુ, ચચળ નારીકો નૈન છુપે નહી એ કહેવત અનુસાર રાગીણી કાન્તા રાગમા પરવશ થઈ હતી, ચુલો ખાલી બળતો હતો, એટલામા બાવો ન્હાઇ ધોઇને મહાદેવ ભણી આવવા લાગ્યો, બાવાનુ ધ્યાન ગજીફા ખેલનાર સેલાણી ઉપર ગયુ, કાળો કાળાને દેખે અને મેલો મેલુ જ જુએ તે અનુસાર વહેમી બાવો બીજાને વહેમી માનવા લાગ્યો, અર્થાત્ તેના મનમાએમ ઠસી ગયુ કે જરૂર આ લફંગા લોકો મારી રામકીને ભોળવવા સારૂ આવેલા છે, આથી બાવો ક્રોધાતુર બની દમમાને દમમા ઉતાવળા કદમે મહાદેવ ભણી આવવા લાગ્યો, જેવો મહાદેવ સાક્ષાત આવ્યો કે વખત કાન્તાને મણુ ઓરડી બહાર ઊભેલી જોઇ, આથી તેનો ક્રોધ હદ બહાર

વધી ગયો, કાન્તા બાવાને જોતાજ ઓરડીમા જઇ ચુલો ચેતાવવા લાગી, બાવાએ કારમો ખુખારો કર્યો, ખુખારો સાભળતાની સાથે ચાર સેલાણીઓ પત્તા ત્યાને ત્યા મુકી જીવ લઈ નાઠા, બાવો એકદમ ધસમસ્યો ઓરડીમા ગયો અને કાન્તાને ચોટલો ઝાલી બહાર લાવ્યો !"

"કયો રંડી કયા કરતીથી ?"

"કુછ નહીં રામજી કુછ નહીં !"

"બહાર ખડી હોકર કીસીકે સાથ નયન મીલાતીથી ?"

"કીસકી સાથ ભી નહી !"

"બોલ સચ બોલ કમજાત, તેરા જાન લઉગા !" કહી એક લાત બરડામા મારી કાન્તાને સામી દીવાલ સાથે અફાળી !"

"ઓ બાવાજી મરી ગઈ મારા બાપ, હુ તો અમસ્તી ઉભી હતી, મારે કાઇ ગુન્હો નથી મારા રામ હુ મરી ગઇ !"

"સચ બોલ રંડી સચ બોલ, કયા કરતીથી ! બદમાસ મેરેકુ પહેચાનતી નહી, મે તેરા શીર ફોડુગા, ખુન પીઉંગા, ઓર હડ્ડી તોડુગા, યાદ રખો રંડી મરજાયગી !" કહી એક ચીપીઓ બળ કરી કાન્તાના બરડામા માર્યો !

"ઓ મારા બાપરે ! ઓ મારી મારે ! જીવ જતો રહ્યો, કોઇ બચાવો આ દૈત્યના પંજામાથી મને કોઇ છોડાવો !"

"ચુપ બદમાસ ચુપ, નાક કટાયા તોભી બદમાસ રહી ! ચુપ, તેરા જાન નીકાલુગા !"

"ઓ મારા બાપ, મને માફ કરો ! હું કશુ જાણુતી નથી; કંઇ પણ ગુન્હામા નથી, હુ હાથ જોડું છુ, પગે લાગુ છું, હવે

ઓરડીની બહાર પગ પણ નહીં મુકું, રામજી મને ક્ષમા કરો! પ્રભુ મને જવા દો!"

"બદમાસ યાદ રખના, જો ફીર અયસી તરેહસે ખડી રહી તો જાનસે મારૂગા!"

"નહીં રહું બાવાજી નહી રહુ, મારી ભૂલ થઇ, મે જખ મારી મને હવે જવા દો!"

"નાકકટી કાન્તાને હવે પાપની સજા પ્રભુ તરફથી ધીમે ધીમે થવા લાગી, અનાચારના ફળ હવે મળવા લાગ્યા, બાવાના માર જેટલો માર અર્થાત્ તેથી અરધો માર જો કોઈ તેના વડીલે માર્યો હોત તો કાન્તા આ રસ્તે ચઢત નહી, પણ સ્વતંત્રતાની હવામાં તેની આ સ્થિતી થઇ મનગમતી છુટનું આ પરિણામ આવ્યુ, સુધારાના વાયરાથી મિશ્રિત થયેલી કેળવણી મનુષ્યને કેવા પાયમાલ કરે છે તે હવે કાન્તાના દાખલાથી સિદ્ધ થવા લાગ્યુ! બાવાના ચીપીયાના ચાર પાંચ ઝપાટાથી કાન્તાનો સુધારો ફેશન અને સ્વતંત્રતાનો વાયરો જોતજોતામાં જતો રહ્યો અત્યારે ગરીબ ગાય જેવી થઇ ગઇ, બાવાને મારે છેક મરણતોલ અધમુઇ થઈ ગઈ અત્યાર સુધી જેને એક સોટી સરખી અડેલી નહી તેવી સ્રીને ચીપીયાના ઝપાટા–માર જીંદગીનો એક જુલમ થઈ પડ્યો ભિતિ વગર પ્રીતિ નહી અને દંડ વગર સુખ નહીં તેમ બાવાનો ઝપાટો અને ચીપીયો કાન્તાનો એક અફલાતુન ગુરૂ થઇ પડ્યો, મારની પીડા અને બજારનો થાક એકદમ ભૂલી જઇ બાજરીના મોટા કથરોટ જેવડા ટીક્કર બનાવી ચઢવવા મંડી બાવો પણ એક વટલોઈ ભરી કોઇ ઠેકાણે જઇને

છાશ માગી આવ્યો અને પાંચ સાત લીલા મરચા માગતો આવ્યો, અને કાન્તાને તેની ચટણી બનાવવાનું કહી પોતે મહાદેવમા આરતી ઉતારવા સારૂ ગયો, આમ કાન્તા પણ બાજરાના રોટલા તૈયાર કરી ચટણી બનાવવા મ ડી, થોડીકવાર થઇ એટલે બાવો પૂજા કરી પરવારી ઓરડીમા આવ્યો, અને બાજરીના રોટલા તથા છાશનું તાસળુ ભરી ચટણી લઇ પ્રસાદ લેવા બેઠો કાન્તા ટગર ટગર બાવાના મો સામુ જોઇ રહી દુધ પુરી શાક ભજીઆ અને ગરમા ગરમ પુલકા શીરો પુરી ખાનારીને છેવટે બાજરાના ચકરમ અને છાશ ખાવાનો વખત આવ્યો બાવો જોતજોતામા ખાઈ રહ્યો અને પછી કાન્તાને ખાવાનો હુકમ કર્યો, કાન્તાએ ખાવાની આનાકાની કરી એટલે બાવાએ આખ દેખાડી ખુ ખારો કર્યો ખુ ખારો સાભળતાની સાથેજ બાજરાના રોટલાના કકડા કરી છાશમા પલાળી ચોળીને ગટગટાવી ગઈ અને બાવાને ગાજાની ચલમ ભરી આપી વાસણુ અજવાળવા બેઠી, બાવાએ ચલમના દમ ઉપર દમ મારવા માડ્યા અને છેવટનો ગાજાનો એક જબરો દમ મારતા એક મોટી બુમ પાડી ખુ ખારો કરી મો ફાડી બધી ગાજાની ધુમાડી મુખમા ગળવા માડી અને પછી અલમસ્ત થઇ આળોટવા મ ડ્યો કાન્તા વાસણ માજી ઓરડીમા આવી અને લમણે હાથ દઇ વિચારમા બેઠી, એટલામા બાવાએ એક લાત કાન્તાને લગાવી કાન્તા આકુળવ્યાકુળ થઇ હાથ જોડી સામે ઉભી રહી !

" કયો ર ડી કયા કરતી હય ! અચ્છા અબી ઇધર બેઠકર પગચ પી કરો ! "

" બહુ સારૂ બાવાજી જેવો તમારો હુકમ ! " અલમસ્ત પાડા જેવા બાવાના હાથીના જેવા જાડા પગ ચાપવા લાગી જી દગીમા જો એક દીવસ પણ ગરીબ ગાય જેવા નિર્દોષ ભરથાર ભાનુશકરના ચર્ણ તળાસ્યા હોત તો આ દુ ખ માથે ન પડત ! માબાપની અને સાસરીઆની જો એક દીવસ આમન્યા માની હોત તો આ ભય કર લાતો ખાવાનો વખત ન આવત ! બાવાના પગ ચાપતા ચાપતા કાન્તાને હાથે આઠા પડ્યા પગ ચાપતા ચાપતા જો જરા વાર હાથ રહી જતો તો તરતજ છાતીમા એક લાત પડતી હતી અને લાતના પ્રહારે ઉઘના ઝોકા ઉડી જતા હતા આ પ્રમાણે છેક મધરાત સુધી બાવાની સેવા ચાકરી કાન્તાને કરવી પડતી હતી છાસ રોટલો ખાવો પડતો હતો અને હજરાહજુર બાવાના વચન પ્રમાણે હાજર રહેવુ પડતુ હતુ અને તેની જોડે ત બુરો લઈ જ્યા જ્યા જાય ત્યા ગાતા ગાતા ભટકાવુ પડતુ હતુ આ સા ન છુટકે બીકનુ માર્યું કાન્તાને કરવુ પડતુ હતુ તે નાસી છુટવાનો ઘણો લાગ શોધતી હતી પણ બાવો તેને જરા વાર પણ વીલી મુકતો નહોતો, એક દર બાવો કાન્તાને શિક્ષારૂપ થઇ પડ્યો હતો કાન્તાના જે કાંઈ નાસતા નાસતા જુજ દરદાગીના અને કપડાલતા રહ્યા હતા તે સૌ બાવાએ ધીમે ધીમે વચવા માડ્યા હતા અને તેના પૈસા ટકા છાનામાના છુપાવા માડ્યા હતા તેના મનમા એમ હતુ કે આ રાડ જતે દીવસે નાસી છુટસે માટે જેટલી લહેર ઉડાવાય તેટલી ઉડાવી લેવી પછી જે થાય તે જોયા કરવુ માટે બાવાએ કાન્તા જોડે દમ અને ધાકથી કામ લેવા માડ્યુ હતુ

કાન્તા પણ બીકની મારી જે પ્રમાણે બાવો કહે તે પ્રમાણે કરતી હતી પણ છેવટે કાન્તા તે કાન્તા હતી અને બાવો તે બાવો હતો પુરૂષને પળમા એક પોપટ સમાન બનાવનારી આખરે નારી જાત તે નારી જાત કાન્તા હતી! બાવા જોડે કાન્તાનો ઘરસ સાર આ પ્રમાણે દશ બાર દીવસ સુધી નભવા લાગ્યો! એક દીવસે બાવો કાઇક કાન્તાની જણસ વેચવા સારૂ બજારમા ગયો જણસ વેચતા વેચતા કોઇ દુકાનદારને બાવા ઉપર શક આવ્યો, એટલામા અચાનક ત્યા પોલીસનો ભેટો થયો પોલીસે બાવાને ખુબ દમ દીધો અને તેને ચોકીમા લઇ જવા માડયો, બાવો પણ આ પ્રમાણે ફસ ઇ ગયો, છેવટે પરવશ થઇ પોલીસને કરગરવા લાગ્યો અને નાઇલાજે પોલીસ પાછળ ગેટમા જવુ પડયુ આમ આ બાજુ કાન્તા પણ બાવાને ઘણી વાર થઇ નહિ આવવાથી લ ગ જોઇ ઓરડીમા જે કાઇ હાથ આવ્યુ તે લઇ હાથ મારી બાવાની ઓરડી છોડી પાનેના એક બીજા ગામ ભણી નાસી જવા તેયાર થઇ! તેણે તરત વેરાગ ણનો પોશા ક કાઢી નાખી બ વ ના પ મામાથી એક બ ઇને મન-માનતા પેસા આપી પોશાક બદલી એ રડીને સલામ કરી અગીઆરા ગણી ગઇ આમ બાવો પોલીસને પુષ્કળ લાચ આપી કરગરી માડ માડ મહા પ્રયત્ને નાસી છુટયો તે તરતજ ગભરાતો ગભરાતો એકદમ મુકામ પર આવ્યો ઓરડી ઉઘાડી જોયુ તો કાન્તા ન મળે આથી તે ખુબ ગભરાયો તપાસ કરતા પૈસાની પોટકી પણ ગુમ થએલી માલમ પડી આથી વધારે ક્રોધાતુર થયો અને એકદમ રાતો પીળો થઇ એક ચીપીયો

લઈ કાન્તાને શોધવા સારૂ નીકળ્યો થોડીકવાર સુધી તેણે ઓર-ડીની આસપાસ તપાસ કરી, તલાવ પર જઇ આવ્યો વખતે એનરમા જંગલ સારૂ ગઈ હશે એમ ધારી થોડીક વાર સુધી ખોટી થયો પણ કાન્તા ક્યમ કરી ગઈ તે પછી આવીજ નહિ બાવો પણ પારકા પૈસા અને પારકી નાર પચાવતા પોતાના પણ જે કંઈ પાચ પચીશ હતા તે પણ ગુમાવી બેઠો, છેવટે કાન્તાને પકડી તેનો જીવ લેવો અગર તેની પાછળ જીવ આપવો એવો અંતિમ નિશ્ચય કરી ક્રોધ ભર્યો બાવો કદમ ઉપાડતો ઉપાડતો કાન્તાને શોધવા સારૂ નીકળ્યો।

પારધીના પાસમાથી હરણી જેમ છટકે તેમ તક મળતા જીવ પર આવી નાસી છુટેલી કાન્તા મહાદેવ મુકી સીધી ને સીધી જ્યા જવાય ત્યા શ્વાસભેર ચાલવા લાગી ચાલતા ચાલતા છેક અસુરે ગામ ભેગી થઇ ગઈ અને એક વૃદ્ધ કુભારને ઘેર જઇ દુખની વાત કરતા કરતા રડી પડી કુભારને દયા આવી તેથી એક ઉતારો ઉઘાડી આપ્યો અર્થાત્ એક ઓરડીમા કાન્તાને રાખી પાણી હાલ્લુ અને ખીચડા આપી તેનુ આશ્વા-સન કર્યું, કાન્તા પણ જે મળ્યુ તે સોનુ એમ ગણી ખાઇ પી કુભારને આશિષ દેતી રાત પડી રહી, સવાર થતા તે ઉઠી અને હવે શુ કરવુ તથા કયા જવુ તથા પાપીના પાસમાથી શી રીતે છટકવુ તેના વિચાર કરવા લાગી કુભાર પણ પ્રભાત થતા જાગી ઉઠ્યો અને બાઈ પાસે આવી રાધી ખાઈ જમી પરવારી જ્યા જવુ હોય ત્યા જાય એમ કહી તેને વાસ્તે સીધા સામા-નની સોઇ કરવા લાગ્યો એટલામા અકસ્માત કાન્તાના સુભાગ્યે

એક પટેલીઆનો કાશીએ જવા સારૂ સઘ નીકળ્યો, સઘના એક બે આગેવાન પટેલીઆ કુભારવાડામા આવી કુભાર સાથે વાતચિતમા મશગુલ થયા, ત્યા એકાએક કાન્તાના હૃદયમા અણચિન્તવી સુબુદ્ધિની પ્રેરણા થઈ એટલે તરત ઓરડી બહાર આવી પટેલીઆ પાસે કરગરવા લાગી

" એ મારા ધર્મના ભાઈઓ તમે શીદ જાઓ છો ? "

" કેમ બહેન તમારે તેનું શુ કામ છે ? "

" ભાઈએ હુ જાતની બ્રાહ્મણી છુ, દુખની મારી આ સ્થિતિને પામી છુ મારે ઉપર આભ અને તળે ધરતી છે, ખાવા પીવાનો આધાર એક ભગવાન ઉપર છે, જો મને કરૂણા કરી દયા દાન આપો તો પરમાત્મા તમારૂ કલ્યાણ કરશે ! "

" તો બુન અમે સો સઘ કાઢી કાશીએ જઈએ છીએ, જો તેમા તારી આવવાની મરજી હોય તો તૈયાર થઈ જા એક કરતા બે ભલા જાતની બામણી છુ એટલે અમને ડગલે ડગલે પાપ કરતા પુન્ય થશે આખા સઘના સીધામા તુ વધારે નહિ પડે કેમ છે મરજી ! "

" બાવા પ્રભુ તમારૂ કલ્યાણ કરો ! હુ એજ માગુ છુ મારે કાશીની જાત્રા થશે અને બોળીયુ પાવન થશે, પાપ ધોવાશે અને આત્માનુ શ્રેય થશે ! મારાથી જે બની શકશે તે હુ સઘની સેવા કરીશ "

" ઠીક ત્યારે ચાલ જા ગાડામા જઈ સઘ ભેગી બેસી જા ! "

" પ્રભુ તમારૂ કલ્યાણ કરો ! "

" અરે પણ બહેન તુ જા તો ભલે જા, પણ અત્યારનું

મારૂ સીધુ ગાહે બાંધતી જા પરભાતના પહોરમા બ્રાહ્મણ નિમિતે કાઢેલુ અન્ન મારા ઘરમા રખાય નહિ !"

"બહુ સારૂ ઓઝા બાપા હું તેમ કરીશ જરૂરાજરૂર સ ઘ જ્યારે જમશે ત્યારે તમારૂ સીધુ હુ પહેલુ રસોઈ કરી ખાઈશ પછી કાંઈ !"

"હા બુન તેમ કરજે ! જા ભગવાન તને સુખી કરશે ! ભુખ્યાને અન્ન, તરસ્યાને પાણી અને દુ ખીઆને દિલાસો જ્યારે પરભવના પુન્ય ઉદય પામે છે ત્યારેજ આપવાનો લ્હાવ મનુષ્યને મળે છે ! જેણે કમાણી કરી પોતીકુ પેટ ભરતા ભરતા પારકા પેટ ઠાર્યા નથી તેવા એકલપેટાની કમાણીને ધિ કાર છે !"

"લે ત્યારે ચાલ બહેન ! ઠીક અત્યારે પરભાતના પહોરમા મારા શુકન થયા !"

"આ પ્રમાણે કીસ્મત કાન્તાને પટેલીઆના સ ઘમા લઈ ગયુ પરમાત્માનો શો શુભ હેતુ હશે, તથા કાન્તાને પુન્ય પાપના શા ફળ ચાખવા બાકી હશે તે હરી જાણે પણ અત્યારે તો તેને ડાશીની વાટપર ચઢાવી ! પટલાણીઓ ભેગી આ બ્રાહ્મણી પણ ભળી ગઈ ! કાન્તા કેળવાએલી અને અનેક પ્રકારના સ કાર પામેલી હતી તેથી વખત પ્રમાણે વાજા જેવા જોઈએ તેવી રીતે વગાડી શકતી હતી, આખી આલમને નચાવી શકે તેવી મીઠી જીભવાળી હતી, પણ તેનું કપાએલુ નાક તેની ચાલાકી ચતુ ગઈ અને કેળવણીને રાખમા ચોળી નાખતુ હતુ ! કપાએલુ નાક એકદમ સામા માણસના હ્રદયમા માનુષી નીચતાનુ ભાન કરાવતુ હતુ , પણ કીસ્મત યોગે એ નીચતા ક ઈક વખત સુધી લોકો

ભૂલી જતા હતા, આ રીતે બાપલીઆ અને પટેલીઆના પુન્યાર્થી સઘમા આ એક પાપીણી નાકકટ્ટી કાન્તા સામેલ થઈ ગગાસ્નાન સારૂ જવા લાગી ! સઘના ગાડા રાગે રાગે રસ્તો કાપતા ભાગોળ વટાવી ગામડાના જગલો પસાર કરવા લાગ્યા, આમ બાવો પણ એક ઠેકાણે રાત ગાળી ચીપીઓ લઈ કાન્તાને શોધવા સારૂ ચાલવા લાગ્યો ! કીસ્મત યોગે તે પણ ગાડા સામે દુરથી આવતો જણાયો, કાન્તા દુરથી બાવાને જોઈને શરીર સકોચી મુખ છુપાવી કોકડુ વળી ગડામા એક છેડે લપાઇ ગઈ, રાગ જોગે ગાડા અને બાવો એક ચીલાની વાટમાજ નજીકાનજીક આવી ગયા, રસ્તે ચાલતા બાવાને જે કોઈ સ્ત્રી સામે મળે તેને કાન્તાની શોધ સારૂ ધારી ધારીને જોતો હતો, જો કે કાન્તા નાક કપાવાથી તરત હજારમાથી રત્નની માફક બહાર નીકળી આવે એવી હતી, છતા પણ શકાશીલ બાવો હદ બહાર શકા લાવતો હતો ! બાવો સઘના ગાડા તપાસતો તપાસતો બેરાના ગડા આગળ આવી ગયો, અને જ્યા કાન્તા વસ્ત્ર બદલી અર્થાત્ ભગવા ઉતારી સસારી વેશમા લાજ કાઢી નીચુ ઘાલી બેઠી હતી, ત્યા પણ જોવા લાગ્યો, ચોર પાપ અને અસત્યતા છુપાવ્યા છુપાતાજ નથી તે પ્રમાણે ત્રાસ અને ભયથી કાન્તા કપી ઉઠી એટલે તરત બાવાએ તેનુ કાડુ પકડ્યુ !

“ અરે બાવાજી બાવાજી આઘા જાઓ તમે કેમ પારકી બાઈડીને હાથ અડાડો છો ? ”

“ માઈ ફીકર મત કરો એ રામકી હમારી હય ! ”

“ અરે જારે મારા ભાઈ રામકીવાળા, આઘો મેર નકર

એક ડાચામા દઈશ ! ”

“ એ મારી હાહુરના જોગટા રસ્તે ચાલતા ગાડાને તુ કેમ રોકે છે ? મારી હાહુના આઘો ખસ નહીં તો એક ડાચામા દઇશિને તો જીવથી જઈશ ! ”

“ એબે ર ડી ચલ;ગાડામાથી નીચે ઉતર ! ’

“ ઓ મારા બાપ મને આ દૈત્યથી બચાવો ! મારો રોયો આ બાવો મારી કેડે પડ્યો છે તે ક્યમે કરી મારો કેડો મુકતો જ નથી ! ”

“ ચલ લુચ્ચી-હેઠે ઉતર નહી તો મારૂગા ! ’

“ મારી દીચોરના આઘો જા આઘો, માળા રસ્તે જતા આ બાવાનો દી ફરી ગયો જણાય છે ! ”

“ એ હાહુરાના આઘો જા નહી તો ધર્મ કરતા ધાડ થઈ જશે ! ”

“ ભૈયા તુમ સબ લોક ટકટક છોડો, એ રડી હમારી હય, અમારા પૈસા લે કર ચલી આઇ હય ચલ રડી ઉતર નહી તો જાન લઉગા ! ” આ પ્રમાણે કહી બળ કરી બાવાએ કાન્તાનું કાડુ ઝાલી તેને ગાડામાથી નીચે નાખી

“ એ બાઈ સાચુ બોલ તુ કોણ છુ ? આ બાવો તારી વાસે કેમ લાગ્યો છે ? ”

“ એ માબાપ હુ વખાની મારી અને હુ ખની ભરી એક ગરીબ બ્રાહ્મણી છુ, હુ જ ગલમાથી આવતી હતી ત્યારે આ રોયો મને એકાએક સામો મળ્યો, અને મને બળાત્કારે પકડી મારા દરદાગીના ઉતારી વેચી ખાધા અને, મને મારી મારી

અધમૂઈ કરી નાખી ! ઓ બાપ મને આ કસાઈના હાથમાથી બચાવો ! ઓ મારા પટેલબાપા આ ગાયને કપાતી ઉગારો, રોયાએ મારૂં નાક કાપી નાખ્યું તોયે મારો કેડો મુકતો નથી ! ”

“ કમબખત રંડી જૂઠ બોલતી હય, મેને તેરા નાક કટાયા ? બદમાસ તેરા તો મૈં જાન લઉંગા મૈં મરૂ મગર તુજકુ કભી ન છોડુંગા ! ” કહી બાવાએ કાન્તાને ચીપીઆ ઉપર ચીપીઆ લગાવી અધમૂઈ મરણતોલ કરી નાખી, આ બાજુ પટેલીઆને કાળ ચઢ્યો કે ગાડામાથી આડુ કાઢી બાવાની કેડ તોડી નાખો અને સારી રીતે તેને ખોખરો કરી નાખ્યો ! ’

“ ભલા રામજી મેરેકુ મત મારો ! મે અબી ચલા જાતા, એ રંડી મેરા પચીશ રૂપીઆ ચુરાકે લાઈ હય, એ અમકુ પીછા દીલાવો ! ”

“ મારી હાહરના અમારા પટેલીઆના રખવાળામાથી તુ અસ્ત્રીને છોડાવનારો, હાહરા મારનારો, મારી હાહરના જા જા જોગટો છુ તે જવા દઈએ છીએ જો કોઈ મીયાભઈ કે ખાસળો હોત તો કસારનો ઝટકે વાઢી પાણી પીતો કરી દીધો હોત એ મારા હાળા પટેલબાપાનું રખવાળુ એ રામનું રખવાળુ હમજ્યો, મારી હાહરના જોગટો થયો તો પણ રામકી છોડતો નથી ! ”

“ ભલા બાવા અમારા રૂપૈયા પાછા અપાવો, નહીં તો મે મેરા શીર એ પૈડાપર અફાળકે જાન નીકાલ દઉંગા ! ”

“ એ ખુન એ બાવાનું જે કાંઈ બન્યું હોય તે આપ એને તારે શું દેવતા મૂકવું છે ? ”

“ ઓ બાપા મારી જણસો વેચીને શામે રૂપીઆ બોઠલ

કર્યાં છે, એમા એનુ કાંઈએ નથી ! રોયો બળે પડે છે ! ”

“ એ બા લાલબાઈ લાગી એના રૂપીઆમા ! જે કાંઇ હોય તે રોયાને આપી દે ! ગંગામૈયા તને જે જોઇએ તે આપશે ! આ વાટે વળગેલુ પાપ આપણે શુ કામ વહોરવુ પડે ! ”

‘ લે રોયા કસાઈ ચંડાળ લે આ પોટકી ! રોયા ભગવાન તને કીડા પાડશે ! ”

“ અબે રંડી યાદ રખના કે રામજી તેરેકુ તો કભી નહી છોડેગા ! કીડા તેરેકુ પડેગા, મેરેકુ નહી પડેગા ! ”

“ મારી હાહુરના જતો હોય તો જા નહીં તો એક આડુ દઈશ તો પૂરો થઇ જઇશ ”

“ દાજી કહો ના કહો પણ કાંક દાળમા કાળુ છે, આમા એનો દોષ છે ! ”

“ આપણે શુ કામ છે ? આ કાશીએ જઈ બઇને કહીશુ કે બા તુ તારે હવે રસ્તો શોધી લે, આપણે જો અત્યારે તેને ઉતારી મુકીએ તો દોષ લાગે ! બ્રહ્મહત્યા જેટલુ પાપ લાગે, માળો એ બાવો તેને જાનથી મારી નાખે તેવો છે, એ તો આપણે આટલા બધા એટલે ભયનો માર્યો રસ્તે પડ્યો, જો એકાદ બે હોય તો હાહરો પુરા કરી નાખે એવો પાવરધો છે ! ”

“ હા દાજી તમારૂ કહેવુ ખરૂં છે, આ તો મારી હાળી ધર્મ કરતા ધાડ થઈ જાય ! હશે હવે જે કર્યુ તે કરી આપ્યુ ને લીધુ તે લઇ આવ્યા ”

“ એ ખુન આ આ તારૂં વહાણુ છે ત્યારથી અમે તો સમજી ગયા હતા કે કાંક દાળમાં કાળુ હશે; પણ હું આતની

બામણી છુ એવુ કહ્યુ એટલે અમે જીભે દોરા બાંધી પાપ બાંધતા અચકાઈ ગયા, બાકી બુન જગતમા કોઈ અસ્ત્રી જાતનું નાક કાપી કદરૂપી ના કરે ! એ તો છીનાળુ અગર ચોરી કે હત્યા જેવું કંઈ કર્મ કાળુ હોય ત્યારેજ તેને નાક કાપી દુનિયામા ગુનેહગાર તરીકે છતી કરે, બુન હવે ડાહી થજે ! આ તારા પૂર્વના કાંક પુન્ય હોય ને ગગામાનો જો તને ભેટો થાય તો ગગાસ્નાન કરી આ મનખાદેહનો ફેરો સુધારી લેજે ! બુન માણુહને જ્યારે ખત્તા વાગે ત્યારે ડાહ્યુ થાય તેમ તને પણ હવે હદ બહાર ખત્તા વાગ્યા જણાય છે માટે મારી બા ડાહ્યા થઇને રહેજો ! ભેમણુનો દેહ મળ્યો છે કે મળશે માટે હાચી પ્રોત ભગવાનથી જોડજો ! ”

“ જો બુન આ દાજી બોલ્યા એ પરમેહર બોલ્યા સમજજે ગધાડી ગગામા ન્હાય તો પણ પવિત્ર થાય નહી એ પ્રમાણે કરતી નહી ! જેણે તારૂ નાક વાઢયુ હશે તે પણ કોઇ દયાવાળો માણુહ હશે બાકી અમારા ગામડામા તો જો કોઇ અવળુ ચાલે તો ઝટ તરવારથી વાઢી બે કટકા કરી ભાગોળે ફેંકી દઇ સમળીઓ અને કાગડાને ઉજાણી કરાવીએ મારી બા ! આ બધા ગોટાળા તમારા શહેરમા ચાલે ! મારી બુન અમારે તો ગામડુ એ ગોકુળીયુ અને શહેર એ નરક ! અમે શહેરી માણસથી આઘા જઈએ ! શહેરની લ્હેરો અમારા ગામડામા કેર વરતાવે મારી બા ! આ થોડુ કહ્યુ ઘણુ માનજે ! આ તારી ખાતર અમારે ધર્મ કરતા પાપ થયુ, ભેખને બરડામા આડા લગાવવા પડયા, મારી બુન અમે આવુ પાપ વહોરી કીયે અવ-

તારે છુટીશુ. આ માટે સમજી જજે, જમનાતના પહોરમા કાશીની જાત્રાએ જતા રસ્તામા સાધુની કેડા ભાગી નાખવી પડી, રામ રામ રામ રામ આ પાપ કેટલુ બધુ લાગ્યુ મારી ખુન ? આ બધુ તારા વાસ્તે થયુ, માટે હવે એ તરથી સમજી જજે, ડાહી થજે, અને પ્રભુનો ડર રાખી હે ડજે !"

"મા બાપ મને માફ કરો ! હુ અપરાધી ગુન્હેગાર છુ, તમે મને ઘણુ કહ્યુ છે ! હવે મને તમારો ઉપદેશ રગેરગમા વ્યાપ્યો છે, આ નાક વાઢ્યાની શિક્ષા કરતા પણ સહસ્ર ગણી અધીક શિક્ષા તમારા વચને મને કરી છે, બાપલા હુ બ્રાહ્મણી છુ, નારી જાત છુ, પાપણી છુ મને માફ કરો ! પ્રભુ તમારૂ કલ્યાણ કરો, મને કાળના મુખમાથી બચાવી છે, ઉગારી છે તો ઉગારી જાણો, મને કાશીની જાત્રા કરાવશો અને ગગાસ્નાન કરાવશો તે બધુ પુન્ય તમને છે, હુ પણ કાશીએ જવાજ માગુ છુ, હુ પણ મરતા જીવતા કાશીમા રહીશ, ગગાસ્નાન કરી મારા પાપનુ પ્રાયશ્ચિત કરીશ, ગગામૈયા તમારૂ કલ્યાણ કરશે ! મારા ધર્મના બાપ, મારા પુન્યના ભાઈ આ જગતમા પટેલીયા છે, તે પરમેશ્વરનો અવતાર છે, એક પ્રભુ બાપ કે બીજો પટેલ બાપ, માટે મારા બાપ તમે જગતના બાપ છો, તમે દુનિયાને ઉછેરતા આવ્યા છો તે ઉછેરો છો અને ઉછેરશો પ્રભુ તમારૂ કલ્યાણ કરો ! ગામડાના જીવન અને ગામડાના પુન્ય તમારા જેવા ભોળા સખાવતી અને પરગજુ પટેલીઆઓના કર્ણ જેવા ઉદાર હાથ પરજ ચાલે છે ! પરમાત્મા તમારો જય કરો ! હરિ તમને સુખી કરો ! ત્રિભુવન તમે આત્મવત સમજો છો તો

ત્રિભુવન તમારૂ કલ્યાણુ કરો ! તમે અનેકના રૂણુ છોડાછો તો મારૂ પણુ રૂણુ છોડો ! ઋણીના રણુ છોડો, બાપલા અનેક રૂણી રણુછોડ તમનેજ ચાહ્ય છે તો હરી અંતે કરૂણાજ કરો, અને સૌને સમાન ગણી સર્વદા દયા શાંતી અને સુખજ ભરો !'

"બુન બા તને પણુ હવે સાચુ જ્ઞાન પ્રગટ્યુ જણાય છે ! બા જે કંઈ મે તને કહ્યુ તેની માફી આપજે ! જગતમા સ્વાર્થીઆજ મીઠા હોય, સ્નેહી સર્વદા કડવાજ હોય, જેને લાગણી થાય તેજ કડવુ કહે, બુન, તારૂ સારૂ કરૂ એવુ કહેનારા અભિમાની હુ પદીઆથી તો સદા વેગળાજ સારા ! મીઠા બોલા અદેખાથી આઘાજ રહેવામા સાર છે ! '

"પરમાત્મા સૌનું કલ્યાણુ કરો ! સૌ સૌને ઓળખતા શીખો, અને સારા નરસાની પરિક્ષા કરી સૌનો સારામાજ સમાસ થાઓ !'

"બોલો કાશીવિશ્વનાથ મહાદેવની જય ! જય ! જય ! '

"કાશીવિશ્વનાથ મહાદેવની જય ! જય ! જય !"

"હરી જો તુ હવે મારો થયો તો મારોજ થજે ! હવે હુ તારોજ છુ, મારા બાપલા હવે ન્યારો ન થઇશ ! તારા ન્યારાપણામા મને મારો ભવ ખારો થયો તો મારા અંતરયામી હરી હવે તુ મારોજ થજે !"

આ પ્રમાણે પટેલીઅના સંઘનો અને નાકકટી કાન્તાના પ્રસંગનો અંત આવ્યો, સારાના પ્રસંગે સૌ સારૂ થાય, પટેલીઆના પુન્ય પ્રભાવે કરી પાપણી કાન્તાના પાપનો કંઇક નાશ થયો અને ગંગો કમળના સંગે શંકરના શિર ચઢ્યો, એ પ્રમાણે

સમયાનુસાર એક અધમ પાપણી પનોતી પ્રમદા કાશીની યાત્રાના પથે ચઢી, ગાડામા બેસતા અને પથ કાપતા કાપતા કાન્તાના મુખમાથી ઉદ્ગાર નીકળ્યા કે—

" છોડ દુખ ઋણ છોડીને રણ છોડ હરી છોડ
છોડ ત્રિભુવન તું હરી દે દર્શન હરી દોડ '

વ્હાલા વાચકવૃંદ આતે " સુધારાનુ પાપ કે કુધારાની છાપ ! "

# પ્રકરણ ૫ મું.

## ચડતીનો સત્કાર કે પડતીનો માર.



દોહરો.

થાય પ્રીત પરબ્રહ્મમા જાય જુદી જગ ઝાખ
પ્રેમ અનુભવ પરખતા ઉતરે ઉરની આખ



તીરને ધનુષ્યધારી જેવી રીતે સીધુ બનાવે છે, તેવીજ રીતે અનિશ્ચિત અને ક્ષણે ક્ષણે બદલાતા વિચારો જેમને વશ કરવા અથવા રોકવા બહુ મુશ્કેલ છે તેમને સુજ્ઞ મનુષ્ય સીધા બનાવે છે મીન જળના નિવાસમાથી બહાર સૂકી જમીનપર મૂકવામા આવે તો જેવી રીતે તે તરફડે છે તેવી રીતે મોહના પાસમાથી છુટા થવાને આપણા વિચાર તરફડે છે મનને વશ કરવુ એ ઉત્તમ કામ છે, કારણ કે મન બહુ મુશ્કેલીથી વશ થાય તેવુ અને ચપળ છે તેની મરજી માફક તે જ્યા ત્યા દોડે છે વશ કરેલુ મન સુખ લાવી આપે છે



જે ધ્યાન પૂજન ભક્તિ સયમ કીર્તનાદિ તમામ છે,
તે વિવિધ સુદર સર્વ કેવળ પ્રેમના મધુ નામ છે,
છે યજ્ઞ અદ્ભૂત પ્રેમ પ્રેમીનો જગત માહી મહા,
તે યજ્ઞમા તે સ્વાર્થનુ બલિદાન આપે છે અહા.

વિબુધોએ પોતાના વિચારો તરફ લક્ષ આપવુ જોઈએ, કારણ કે તે જણાતા નથી, બહુ દગાખોર હોય છે અને તેઓની ઇચ્છા પ્રમાણે તે દોડે છે સારી રીતે રક્ષણ કરાએલા વિચારો સુખ લાવી આપે છે મન ઘણે દૂર ભટકે છે, એ એકલુ ફરે છે, શરીર વગરનુ છે, અને હૃદયના ઓરડામા પુરાઈ જાય છે આવા મનને જેઓ વશ કરે છે તેઓજ મોહથી મુક્ત થાય છે જો મનુષ્યની શ્રદ્ધા અનિશ્ચિત હોય, જો તે સદ્ધર્મ સમજતો ન હોય અને જો તેની મનની શાતીમા વિક્ષેપ થતો હોય તો તેનુ જ્ઞાન કદાપિ સ પૂર્ણ હોઈ શકે નહિ જો મનુષ્યના વિચારો અસ્થિર ન હોય, જો તેનુ મન ગભરાએલુ ન હોય, જો તેણે પુણ્ય તેમજ પાપનો ત્યાગ કર્યો હોય તો જ્યા સુધી તે જાગૃત અપ્રમત્ત છે ત્યા સુધી તેને ભય નથી

* * * *

અહી આધી અને વ્યાધી ઉપાધીમા વ્યથા થાયે,
વિરામે આત્મ દ્દષ્ટિએ સમાધી બ્રહ્મની આએ
પ્રવેશી મોહ માયામા હ્રદય વ્યાધિ મહી ડુબે,
તથાપિ બ્રહ્મ વૃત્તિથી સમાધી એ મહુ પામે

સમાધિ બ્રહ્મની આએ હ્રદય વ્યાધિ વિરામો એ
વિનાશી જીદગીનુ એ બગાડે કર્મ માયાએ
રિપુમા કામ પ્રોત્રી એ સમાધી હોય ના જો એ,
સમાધી બ્રહ્મની આએ હ્રદય વ્યાધિ વિરામો એ

ખરી શાન્તી નહી ત્યાએ સ્વરૂપાનન્દની ત્યા એ,
હ્રદય વ્યાધિ ન ત્યા જાએ સમાધીમા વિરામો એ.

સમાધી બ્રહ્મની આએ હૃદય વ્યાધિ વિરામો એ,
કટાક્ષો ક્રુર માયાના થઇ સ્વાહા પ્રકાશે એ

ધ્વનિ ઓમકારની આએ સદાનંદે વિકાસાયે,
સમાધી બ્રહ્મની આએ હૃદય વ્યાધિ વિરામો એ
ખરો આનંદ છે ત્યાએ સ્વરૂપા શકિત છે ત્યાએ
પ્રલય અંતે સુખેન્દુએ ક્ષણે ક્ષણ સાખ્ય છે ત્યાએ

સમાધી બ્રહ્મની આએ હૃદય વ્યાધિ વિરામો એ
**सोहं सर्व भूतेषु** એ ધ્વની તો બ્રહ્મની થાએ
**भजन्तिमाम् जीवाभक्त्या** સમાધી સદા ત્યાં થાયે,
સમાધી બ્રહ્મની આએ હૃદય વ્યાધિ વિરામો એ

હરિ ચરણે ચિત ચોડ હો મનવા હરિ ચરણે ચિત ચોડ
જોમન ધન લુટાએ જોતા સુતો શું તાણી સોડ—હો મનવા૦
જગ પ્રપંચથી છેવટ છે દુઃખ છંદ તું તેનો છોડ—હો મનવા૦
જૂઠા જર જુવતિના લોભે મૃગવત મિથ્યા દોડ—હો મનવા૦
સાચું જર છે અજર ઉપામન જુકિત કરી તે જોડ—હો મનવા૦
આવાગમન ન તુટે તો પણ તત્વ વિચારે તોડ—હો મનવા૦
જનહિત ચિંતવ નિત્ય હૃદયમાં કાન પુરે પ્રભુ કોડ—હો મનવા૦

કલકત્તા હાવરા લાઇન ઉપર સુસવાટા મારતી પંજાબ એકસપ્રેસ રાક્ષસી ઝડપથી રસ્તો કાપી રહી છે મીણુમીણુકાર અંધારી રાતમાં પણ ટ્રેન પૂર ઝડપે સ્ટેશનો પસાર કરી રહી છે અત્યારે સર્વ પેસેન્જરો નિદ્રાવશ થએલા જણાય છે ગાડી અને ડ્રાઇવર સલામતીની સીગનલો જોતા લેતા અને આપતા

ટ્રેનને પૂર ઝડપે ચલાવી રહેલા છે આ ટ્રેનમા પ્રસ્તુત નવલ કથાની નાયિકા કુદન પણ મુસાફરી કરતી દૃષ્ટિગોચર થવાનો સભવ રહે છે વિબુધ અધીરા વાચકો કુદનનુ શુ થયુ તથા ક્યા ગઈ એ શકાના સમાધાનાર્થે અત્રે જણાવવામા આવે છે કે એન્જીનના બફરના આચકે મૂર્છાવશ થએલી કુદન થોડીક વારે જાગૃત થઇને ભયથી કાપતી ઉભી થઈ ચોગરદમ દૃષ્ટિ ફેરવવા લાગી રેલ્વે લાઇન પર તેની પાછળ પડેલા મનુષ્યોના મડદા ધડ હાથ પગ અને શિર છુદાએલા ઘવાએલા અને કચરાએલા માલમ પડવા લાગ્યા કુદન આ રક્તપાતમય ભયકર દેખાવ જોઈ ત્રાસથી ચમકી રેલ્વે લાઇનપર નાકની સામી દૃષ્ટિમા નાસવા લાગી નાસતા નાસતા એક સ્ટેશન હાથ કરી કાશીની ટીકીટ લઈ ટ્રેનમા ચઢી બેઠી એક યુરેઝીયન ગાર્ડની નજર કુદન પર પડી, અને તેને ભયથી કાપતી એકલી અને સ્વરૂપવાન જોઇને તે પોતાના મનમા અવનવી અટકળો બાધતો બાધતો વિચારગ્રસ્ત બની ડબ્બામા આમ તેમ ફરવા લાગ્યો જે ટ્રેન અત્યારે પૂર ઝડપે રસ્તો પસાર કરી રહી છે તેજ ટ્રેનમા કુદન અત્યારે થર્ડકલાસના સ્ત્રીઓના ડબ્બા જે ખાસ કરી ગાર્ડના ડબ્બાની નજીક જોડવામા આવે છે તે ડબ્બાના એક ખાનામા નિદ્રાવશ થઇને સૂતેલી જણાવા લાગી સ્ત્રીઓના ડબ્બામા બહુધા સ્ત્રીઓજ બેઠેલી માલમ પડે છે રાતના ટ્રેનની મુસાફરી સ્ત્રીઓ જેમ બને તેમ ઓછી કરે છે, એ પ્રમાણે આ એકસપ્રેસમા પણ કુદન એકલીજ ડબ્બાના ખાનામા નિદ્રાવશ થએલી સૂતેલી જણાય છે તેના આખા કમ્પાર્ટમેન્ટમા

તેના સિવાય બીજું કોઈ ઓી ઉતારૂ એઠેલું માલમ પડતું નહોતુ આ પ્રમાણેનો શાંત મામલો સમસમ સુસવાટા મારતી રજની અને ટ્રેનના પ્રસંગમા બનેલો માલમ પડતો હતો

અત્યારે અચાનક કુંદન કાક કાક વિચાર ખખડાટ અગર સ્વપ્નાની વિચિત્ર અસર ઉત્પન્ન થવાથી જાગૃત થઇ ગઇ બારી ઉઘાડી ટ્રેન બહાર દૃષ્ટિ કરી તો મધ્ય રાતનું ભયંકર અંધારૂ તેને જણાવા લાગ્યું પવનના પૂર ઝપાટાથી પાછી પડી બારણુ એકદમ બંધ કરી બારટીલના પાટીઆ ઉપર આડી થઈ, અને તેનાપર પડતા અનેક અવનવા સંકટોનો વિચાર કરવા લાગી વિચાર કરતા કરતા તેના મુખમાથી ઉદ્ગાર નીકળી પડ્યા કે -

" હરિ ચરણે ચિત ચોડ હો મનવા હરિ ચરણે ચિત ચોડ
જોબન ધન લુટાએ જોતા સૂતો શું તાણી મોડ —હો મનવા૦ "

માયા તથા મોહની જાળ એ ખરેખર મહા જાળ છે તેમા સર્વ દેહધારીઓ સપડાઈ જાય છે પરન્તુ ત્યાંજ આનંદનો વિનોદ અને વિલાસ છે કે જ્યા સદ્બુદ્ધિ અને સદાચરણ છે સત્સંગ અને આત્મજ્ઞાન વિના જે કાઇ છે તે સઘળુ આળ પંપાળ છે કામ અને લોભ જેનું આખુ જગત દાસ છે તે બંને સાધક સાધુ મહાત્માઓના દાસ છે આથી સંત પુરૂષોની સેવા એજ સંસારમા સાર છે અન્ય મનુષ્યો તો મહાત્માઓના દાસ જે કામ અને લોભ તેના પણ દાસ છે મન અને બુદ્ધિને જેણે વશ કર્યા છે તેજ સાધુ પુરૂષો ખરેખરા ભક્ત છે અહો આ બધુ મને ગંગા કિનારે પ્રાપ્ત થશે ! ! કાશી એજ કૈવલ્ય મોક્ષનું ધામ છે અને તે પવિત્ર નિવાસમાજ મારો વાસ સમાપ્ત થશે

ગુણ રૂપ સઘળા દેશો ફરીને થાકી ગયો પરન્તુ સુખ તો માત્ર સ તોષના દેશમાજ મળે છે મન જ્યા જ્યા સુખને શોધતુ રખડયુ ત્યા સ તોષ સિવાય કયાય પણ સુખ દીઠુ જ નહિ જ્યા ત્યા દ્વ દ્વ વાદવિવાદ અને કલેશજ વ્યવહારમા દૃષ્ટિગોચર થયો, ત્યા ત્યા આત્મવિચાર તથા વિવેકનો સ ગ મળ્યાથી પ ચ ભૂતાત્મક સઘળો પ્રપ ચ અનિત્ય જોયો અને તેથી કેવળ ચૈતન્ય સ્વરૂપને વિષેજ ચિત્તને સ્થિર કર્યું ! ! સાગરમા જઈને જુઓ કે તર ગોનુ આવવુ જવુ એ શુ છે ? જેવુ તેનુ ઉદધિમાથી ઉઠવુ તેવુ જ તેમા સમાવુ છે તર ગો વારિધીથી ભિન્ન નહી છતા નામ રૂપાત્મકપણે જણાય છે, તેમ જગત બ્રહ્મથી ભિન્ન નહી છતા નામ રૂપ વડે જુદુ જણાય છે માત્ર અ ત કરણમાથી હુ ને તુ રૂપી જે મળ છે તેને મટાડવો અર્થાત્ અહ તા મમ તાનો નાશ કરવાનો છે જેણે વિજ્ઞાન રૂપી અનળમા પાપ પુણ્યના બીજ બાળી નાખ્યા છે, જેણે ષડ્રિપુ કહેતા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ શત્રુઓને વિવેકરૂપી સાક ળથી બાધીને વિચારનગરના ચોકમા લ વીને ઠાર કર્યા છે તથા જેણે મન અને ચિત્તને શ્રી સત્ચિદાન દ રૂપી સાગરમા ફેકી દીધા છે તેજ ખરેખર આ સ સાર સમુદ્રના અથાગ જળને તરી ગયા છે ! હરિ હરિ હરિ ! મારે તો માયામા બાથ ડીઆજ ભર વાના રહ્યા ! ! હુ ન ઠરી તે નજ ઠરી ! જ્યા ગઈ ત્યા ચોગરદમ આગ આગ ને આગજ ઉઠી ! જે વૃક્ષ તળે વિશ્રામ સારૂ બેઠી તેજ વૃક્ષ મારા ઉપર ઉખડી પડયુ ! જે ભીંત આગળ ઉભી રહી તેજ ભીત મારા ઉપર તુટી પડી ! અરે ધરાપર જ્યા

રહેમ મૂકયા ત્યા ધરાજ નીચી ઉતરતી ગઈ!

આ અ તરદ્દાવાનળ શી રીતે શાત થાય! કેવળ પ્રભુ નામના પોકારથીજ હવે શાતી વળશે! મનને વૈરાગ્યમાજ રમાડવાથી શાતી મળશે! આધિ વ્યાધિ અને ઉપાધિ ભર્યા સ સારમા મને કેવળ ઉપાધિજ પ્રાપ્ત થશે! હવે ન રાયણના નામ સિવાય આન દ નહિ મળે તે નહિજ મળે! નિષ્કામતા માજ કે કે અવસરે સકામતા પ્રાપ્ત થશે! નિરાશામાજ આશાના કિરણો કોક વખતે મળી આવશે! દુ ખમાજ સુખ એકાદ દિવસ પણ ડોકીઆ કરશે! વિપત્તિમાજ ભાગ્યબળે સ પત્તિ અવલોકી શકાશે! જીવ હવે સ સાર ઉપરથી માયા ઉતારવા-માજ સાર છે! ચાલ આ બધુ સુખ કાશીપુરીમા મળશે! મહાત્માઓના નિવાસસ્થાન અને પાપવિમોચની ગ ગા અને કાશીવિશ્વનાથ શ કર ભગવાન મને શાત કરશે! તેમના દર્શન થીજ મારા પાપ પ્રલય થશે! હવે બ ધી લમણાકોડ મૂકી જીવને ગ ગા દર્શનમાજ જોડવો લાભકારક છે! યોગરહમ ફરી પણ ફેરામા ને ફેરામાજ ફસાણી! ઢાકયા કપાળમા શુ શુ લખ્યુ છે તેની કાઇ ખબર ન પડી તે નજ પડી! જીવ હવે જ જાળ મૂકી જગદીશ્વરની ઝા ખી કર! તુ પોતાને ઓળખ! તુ તારામા ડુબકી માર! જે તુ શોધે છે તે તનેજ શોધી કાઢશે, માટે ફાફા મૂકી તુ તારામાજ સમાઇ જા! અહમ્ બ્રહ્માસ્મિ અને તત્વમસિ એ મહાવાકયોના તાત્પર્યાર્થ પ્રમાણે હુ તે બ્રહ્મ છુ અને તુ તે છુ એ સૂત્રાનુસાર તુ જેને યાદ કરે છે તે તને યાદ કરશેજ! તુ જેને જુએ છે તે તને જોશેજ! તુ જેને શોધે છે

તે તને શોધશોજ ! હવે તું તે એ છુ અને એ તે તુ છે, માટે ભ્રમણા મૂકી ભ્રમિત ન થા મૂરખ મન હવે જરા શાત થા ઉત્પાતીઆ અને ઉધમાતીઆ જીવડા હવે જરા જ પ ખા સૌ સારૂ થશે ભાવિ જ્યા તને લઇ જાય છે ત્યાજ તને સુખ મળશે કુદરતી જે થાય તે જોયા કરી ! ઇશ્વર ! કૃપા સિવાય પુરૂષ પ્રયત્ન વૃથા છે પ્રયત્ન એજ યત્નની ઉપાધિ છે પ્રયત્ન ફળ છે પણ અદ્ધર છે, માટે,

" ફળ તો અદ્ધર છેર ભાઈ ત તો કેમ કરીરે લેવાય,
થડ ન દીસે પાન ન દીસે કેમ કરીરે ચડાય—ફળ૦
લીલો ન પીળો વાલો શામ ન સફેદ વ્હાલો
રૂપ તો કહ્યુ નવ જાય—ફળ૦
ભેળો છે પણ ભાળ્યો નથી ન પોતે પોતા માય,
અનુજ થઈને લેવા લાગ્યો નહીં આવે હાથેકે માય—ફળ૦
ચૌદ ભુવનમા વ્યાપી રહ્યો છે જીવ બુદ્ધિ નવ થાય,
નાની છે પણ નજર ન આવે ચારિત્ર લામ્યુ નવ જાય—ફળ૦
કથા અથામા કાઇજ નથી જાણ્યામા ન જણાય
કાનપુરીો કરૂણા થઇ છે મીઠડા હરી ગુણ ગાય—ફળ૦

માટે હવે મનને મનનો ગુરૂ કરવામાજ મઝા છે મન મનથીજ મળશે ભાવ ભાવમાજ ભળશે, ને રાગ રાગમાજ કળશે ! હવે આધિવ્યાધિની ઉપાધિ પ ર્વતી પતિના દર્શન માજ ટળશે ! ઉમાકાન્ત એજ શાતિદાતા થશે ! આ પ્રમાણે ગાડા ઘેલા, વ્યાજબી ગેરવ્યાજબી અને આડા અવળા જાગૃતિ સુષુપ્તિના ઉદ્ગાર કાઢી મનને કાક સતોષી અકુશથી મારી કુદન નિંદ્રાધીન થતી જણાવા લાગી ! ધીમે ધીમે પૂરી રીતે

નિદ્રામા તદલીન થઈ ગઇ જોતજોતામાં પાસુ વાળી લસલસાટ ઉઘવા લાગી ! ટ્રેન પણ પૂર ઝડપે સ્પીડ વધારતી વધારતી આગળની આગળ વધવાજ લાગી ચોગરદમ શૂન્યતા અને ભય કરતા જણાવા લાગી ! મધ્યરાત, અ ધારૂ અને એકાન્તનો લાભ લઇ એક યુરેઝીયન ટીકીટ કલેકટર કુદનના ડબાના ખ ડમા એકદમ એકાએક અને અચાનક ધસી આવ્યો ! કુ દનને ઉ ઘતી જોઇ તે પળવાર આસપાસ નજર નાખતો ઉભો રહ્યો ! જેમ જેમ કુ દનનુ મો જોતો ગયો તેમ તેમ તેને મોહ પણ વધતો ગયો ! જે સ્ટેશનથી કુ દન ટ્રેનમા બેઠી હતી, તેજ સ્ટેશ નથી આ ટીકીટ કલેકટરની દ્રષ્ટિ કુ દન પર ચોટી હતી જેમ જેમ તેને તક અને સમય મળતો ગયો તેમ તેમ તે છેક નજી કના ખાનામા આવીને બેઠો, અને ટ્રેનને એક જબરજસ્ત પુલ ઓળ ગવાનો નજીક આવતો ગયો તેમ તેમ આ યુરેઝીયન કુ દન પર હુમલો કરવામા વધારે ને વધારે ઉત્સુક થતો ગયો છેવટે સાહસ કરી કુદનના ખાનામા ધસી આવ્યો, અને તેને ઉ ઘતી જોઈ તેના સૈ દર્યનુ નેત્રથી પાન કરવા લાગ્યો ઉ ઘતી કુ દન પર કેવી રીતે હુમલો કરવો તેનો તે મન સાથે વિચાર કરવા લાગ્યો, છેવટે કુ દનના માથા આગળ બાસ્ટીલ પર બેસી ખીસ્સામાથી રૂમાલ કાઢી કુ દનને આસ્તે આસ્તે પવન નાખવા લાગ્યો મોહ અને અધીરતામા આગળ વધી કુ દનના મુખ પર તે રૂમાલથી સ્પર્શ કરવા ગયો કે તરત કુ દન જાગૃત થઈ બાસ્ટીલ પર બેઠી થઈ ગઈ, અને એકદમ પરાયા પુરૂષને પોતાની છેક નજીકમા આવેલો જોઈ હીમત ધરી મુખમુદ્રા

ગભીર સખી તેને ધમકાવવા લાગી !

" તમે કોણ છો ? કેમ મારી પાસે આવ્યા છો ? મને ઉંઘતી શા માટે જાગૃત કરી ! "

" હુ હુ છુ ! તારા રૂપપર ફીદા થએલો તારો આશક છુ ! દીલજાન ગભરાઈશ નહીં ! હુ તને હેરાન કરીશ નહી પણ સુખ આપીશ ! "

" જાઓ એકદમ જ્યાથી આવ્યા હો ત્યા ચાલ્યા જાઓ ! આબરૂ સાચવી રસ્તે પડો ! વધારે જીબાન ચલાવશો તો સાકળ ખેચી ટ્રેન ઉભી રાખીશ ! "

" દીલદાર જરા દયા કર ! મારા દેદારપર નજર કર ! હુ તારાપર મરી ફીટતો મોહાધ આશક છુ ! ડીઅર મારૂ અપમાન નહી કર ! આવ મને ભેટી સુખી કર ! ગલે લગ જા ! "

" હજુ એક વાર ફરીથી તમને માનભરી રીતે જણાવુ છુ કે તમે ચાલ્યા જાઓ ! હુ લાલચવાળી નફ્ટ નિર્લજ સ્ત્રી નથી, પણ આબરૂદાર ખાનદાનની પુત્રી છુ ! મને સતાવવામા તમે કઈ સાર કાઢશો નહીં ! જાઓ ઈશ્વરને ખાતર ચાલ્યા જાઓ ! "

" છબીલી આમ છનછનાટ ન કર ! હુ કાઇ જેવો તેવો માણસ નથી ! હુ એક રેલ્વેનો અમલદાર અધિકારી છુ ટીકીટ કલેકટર છુ જરા મારા બીલ્લા સામી નજર કર ! "

" હજુ પણ કહુ છુ કે ચાલ્યા જાઓ નહીંતો પછી અપમાન કરી હુ કાસાથી વાત કરી ટ્રેન થોભાવી રાખી તમને હેરાન કરીશ ! "

"બુલબુલ તુ મારૂ એક રમકડુ છે. તારાં જેવા કઇક ગભરૂ ગુલાબો મે સુધી સુ ઘીને જવા દીધા છે અત્યારે તુ મારા તાબામા છુ ખુશીથી માનીશ તો મજાજો સચવાશે, નહીં તો પછી બળાત્કારનો લાભ લેવાશે !"

"અરે નીચ કુતરા વીલ યુ કલીઅર માય ડૅાલ ઓર નોટ ? ગો આવે !"

"અરે વાહ વાહ માશુક તુ ઇગ્લીશ પઢેલી હુય ! બડી એટીકેટવાલી મેમ મડમ હુય ! અચ્છા અભી ખૂબ મજા આયગી!

"અરે ગદ્ધા અહીંથી દુર થા, નહી તો લાત લગાવી દુર કરીશ !"

"ઓહ કોન તુ મને લાત મારેગી !"

"અરે કુલાગાર કાગડા તુ તે કોણુ જાતનો છુ ! ઘડીકમા ગુજરાતી, ઘડીકમા હિન્દી અને ઘડીકમા ઇગ્રેજીમા ભસે છે, તારો ડાકડીમાક કેવો દુનિયાને છેતરનારો છે ?"

"ઓહ માઇ ડીઅર તુ પણુ એક અચ્છુ રમકડુ છે ! વાહ વાહ ગુલઝાર તારી તે હુ શુ તારીફ કરૂ !" કહી બદમાસ કુદનને બાઝવા ગયો કુદને એક ધોલ તેના મોપર મારી એટલે તે વધારે ગુસ્સે થઇ કુદનને બાઝી પડયો બને જણા બરાબર બળજોરીથી ટ્રેનના ખાનામા બથમબથા કરવા લાગ્યા કુદન બળ કરી કુદકો મારી સાકળ ખેચવા ગઇ, ત્યા બદમાસે તેને કમ્મરમાથી પકડી પાટલી નીચે નાખી તેની છાતીપર ચઢી બેઠો કુદને તેના કાડાપર એક સખ્ત બચકુ ભરી હાથ લોહીલુહાણુ કરી નાખ્યો અને કારમુ બળ કરી તેને ઉછાળી એકદમ ઉભી

થઈ સાકળ ખેંચી. બદમાસ ખડ઼ કરી ખાનામાથી નીચે કુદી પડયો, કુદી પડતા કુદનને તેની ટોપી ચાલાકીથી લઈ લીધી. ટ્રેન એકદમ ઉભી રહી, ત્યા ડ્રાઈવર અને ગાર્ડ બન્ને બત્તી લઇ ડબ્બા તપાસતા તપાસતા કુંદનના ખાના પાસે આવ્યા, કુંદને સઘળી બાબત અંગ્રેજીમા ગાર્ડને તથા ડ્રાઈવરને સમજાવી અને બદમાસની ટોપી આપી, ગાર્ડે સઘળી હકીકત ડાયરીમા નોંધી લીધી ટોપીનો નંબર ઉતારી ટોપી કબજે કરી અને કુંદનને તેના પોતાના ડબ્બામા બેસારી ટ્રેનને આગળ ચલાવવા ડ્રાઈવરને કહ્યુ, ડ્રાઈવર પણ અચંબો પામતો પામતો એન્જીનપર ગયો, અને ટ્રેનને ચાલુ કરી! ગાર્ડે સીગનલ થતા ટ્રેનને પૂર ઝડપે ચલાવરાવી કુંદનને દીલાસા ઉપર દીલાસા આપી તેનુ શાંત્વન કરવા લાગ્યો, કુંદન પણ સભ્યતાથી વરતી ગાર્ડનો ઉપકાર માનવા લાગી, ગાર્ડ પણ ધીમે ધીમે કુંદનની ચાલાકી હોશિયારી અને કેળવણી જોઇ મનમા ખૂબ આનંદ પામ્યો અને કાંક તેનાપર મોહીત થયો! વખત જતા જતા તેની પણ દાનત બગડવા માડી અને જેમ જેમ કુંદનનું રૂપ જોતો ગયો તેમ તેમ તે પણ આધળોભીત બનવા લાગ્યો!

"બાનુ ગભરાશો નહીં, આવો બેસો મારી પાસે! સોડા લેશો!?"

"નહીંજી, મારે કાંઇ નહી જોઇએ! હું આપનો તે વાસ્તે ઘણો ઉપકાર માનું છુ!"

"હં ..એમા ઉપકાર શાનો? તમારા જેવી દીલચસ્પ બાનુને તો મારે ઘનીજ મદદ કરવી જોઇએ! આવો આવો

મારી પાસે આવો ! ત્યા તમુને ઠીક નહી પડે ! આવો ગભરાશો નહીં હુ તમુને કાઇબી હેરાન નહી કરૂ ! બાવા જરા એકાદ બોસ્સો તમારા ગોલાબી ગાલપર લેવા દો તો ઠીક ! પ્લીઝ હેવ મી આ નાઇસ કીસ !'

" મહેરબાન તમે પણ મને પેલા બદમાસની માફક હેરાન કરશો ? અરે પારસીઓ તો ઘણા પરગજુ હોય છે ! હુ તો તમારી બેટી થાઉં ! મારાપર દયા કરો !'

" અરે હુ તો કેવલ એક બોસ્સોજ લેવા માગુ છુ, હુ બીજુ' કાઇ માગતો નથી ! "

" અરે મારા પિતા સ્વરૂપ ગાર્ડ મારાપર દયા કરો ! રેલ્વેટેનના કામદારો શુ બધા તમારા જેવા કામાધ અને નીચ હશે ! "

" અરે તુ બકવા છોડી દઇ જરા બ્રાન્ડીનો ટેસ્ટ લે ! તારૂ ભેજુ ઓલરાઇટ થશે ! એક બોસ્સો આપતા તને શુ થાય છે બાવા ! "

" અરે ભગવાન આ તો હવાડામાથી ઉગરી કુવામા પડી, મારા પ્રભુ હવે મારો કોણ બેલી ! દુષ્ટના પજામાથી બચી દૈત્યના પજામા સપડાણી ! આ દુષ્ટ ઉમ્મરે પોકેલો પારસી ગાર્ડ પણ મહા હેવાનીયત ભરી ચાલચલગત ચલાવતો માલુમ પડે છે ! અરે મને માફ કરો ! મરા પર દયા કરો ! "

" એ બધી વાત પછી ! એક બોસ્સો લેવા દે ! "

" અરે તમે તો કોઇ ઇનશાન છો કે સેતાન છો ? '

" અરે ઇનશાન પન બોસ્સો લે અને સેતાન પન બોસ્સો

લે ! બાવા બધી ટકટક મૂકી જરા બગલગીરી કર ! એકાદ બોસ્સો ભરવા દે ! આવ જરા મને બાઝીને બેસ એટલે ઠંડી ઓછી થાય ! ખોદા પણ અજબ છે ! આવી આવી બાનુઓને ગજબ સુંદરતા આપે છે ! જ્યાં તેના સુંદર ચહેરાપર નજર કરી કે ઠંડા આઈસક્રીમ ! એકાદ બોસ્સાને વાસ્તે જીવ તલપાપર થાય તેમાં કોનો વાંક ! મારો, દીલદારનો, કે ખોદાનો ? શા વાસ્તે આવા નાજુક ગુલબદન ફુલ રસ્તામાં રઝળતા નાખે છે ? સાલ્લું હાથમાં આવેલું ફુલ સુંઘવા વગર ચાલે ? કભી નહીં !'

“ અરે ભગવાન હું આ શું સાંભળું છું ! આખી દુનિયા બદલાઈ ! આખા વિશ્વમાં મારૂં કોઈ નથી ? '

“ અરે નહિરે બાવા આ સેવક તારી સેવામાં હાજર છે ! તારે કોઈબી નહિ હોય તો ચાલ બાવા મારે ત્યાં ! હું બી એકલો અને તું બી એકલી ! ચાલ આપણે સાદી કરી સુખી થઈશું અને દીલભર લગનનો લ્હાવો લઈશું ! ”

‘ ચુપ રહો ! જીબાન સંભાળીને બોલો જો તમે મને એકલી જાણતા હો તો તમારી ભૂલ છે મારો ઇશ્વર–પ્રભુ મારી પાસે છે ! ”

“ ટારે બાવા મારો ખુદા તો કાંઈ ગારદનમાં હવા ખાતો હોશે કેમ ? ”

“ તમે જો ખુદાને માનતા હો તો મારા પર દયા કરો ! જુલમ ન કરો ! ઇશ્વર જ્યાં જોઈએ ત્યાં હાજર છે ! ”

“ ઓહ ગોદ ઈઝ ઑમનીપ્રેઝન્ટ એ વાક્ય તો હું પાઠ માલામાં શિખ્યો હતો ! ”

"તો મારા પિતા પ્રભુનો ડર રાખો!"

"અરે પિતા કોણુના ને પુત્રી કોણુની? અહીં તો તારા એક બોસ્સાના ઉમેદવાર છીએ!"

"તે કદાપિ કાળે નહિ બને! મારો પ્રાણુ જાય તો ભલે પણ તમારી ઇચ્છાને હું કદાપિ કાળે તાબે નહિ થાઉં તે નહિજ થાઉં!"

'તે જોઈ લેવાશે બાવા! તું આકલી ઉતાવલી શું કામ થાય છે?

"અરે કર્મચંડાળ બોલતા જરા વિચાર કર! ઓ હેવાન! નતાન ન થા! તમે લોકો ધંધોજ આવો નીચ કરો છો? કલકત્તા હાવરા રેલવેમા ઘોટાળાજ આવા ચાલે છે?

"માવા અમે ટો બોસ્સાબાજી બગલગીરીઓ બ્રાન્ડી એ સિવાય બીજું કાઇ સમજતાજ નથી! અમે કાઈ ગુલાબ શોધવા જતા નથી! વખતે અચાનક હાથમા આવી જાય તો સુંઘ્યા વગર ફકી દઈએ એવા બબુચક બી નથી! તારા જેવી ગબરૂ જાનને તે કાંઈ બોસ્સા લીધા વિના જવા દેવાય? કેમ છે મારી જાન!? દીલોજાન! બુલબુલ આશમાનની હુરી! આવો ગલે લગ જાવો! નયન મીલાવો! ચમન ઉડાવો!"

"કામાંધ દુર થા! એક ડગલુ પણ આગળ આવ્યો તો આ સોડાની બાટલી તારા કપાળમા મારી લોહીલુહાણુ કરીશ! ઉપકારનો બદલો અપકારથી મળશે!"

'અરે વાહરે બુલબુલ તુ બી બડી અમારી પારગી છોકરીઓ જેવી ચાલાક જનાય છે! સોડાની બાટલી લઈ તુ




“આ સોડાની બાટલી તારા કપાળમા મારી લોહીલુહાણ
-રીશ!” એમ કુન્દને ગાને કહ્યુ પાનુ ૧૬૨ મુ

મારૂ માથુ ભાજવા તૈયાર થઇ ગઇ ! '

' પિશાચ દુર ! અભાગી આગળ ન વધ ! પ્રભુ તને જોશે ! મુસાફરી કરતી અબળાની લાજ લુટનાર નરપિશાચ ખામોશ સબુર ! પાપ કરતા પાછુ વાળી જો ! દુનિયામા પુન્ય છે ! સત્ય છે ! ધર્મ છે ! ધરા ધર્મને આધારે રહેલી છે ! સૂર્ય સત્યથી તપે છે ! પાપી સમજ ! '

" અરે બાવા હુમે અમજવામા તો એક બોસ્સાબાજીજ સમજીએ છીએ, ગુલઝાર હવે ન તલસાવ ! અરે મારા બોસ્સામ તો હજી ડ્રાઇવરનો ભાગ છે સમજી મારી બુલબુલ ! " કહી અલમસ્ત પારસી ગાર્ડ કુદનને બાઝી પડ્યો, કુદન ગાર્ડ જોડે બાઝ બાઝા કરવા લાગી, જેમ આવે તેમ ખાનાની વસ્તુએ ગાર્ડપર ફેકવા લાગી ઘડીકમા બળ કરી છુટી જાય અને ઘડી કમા પારધીના પ જામા સપડાઈ જાય એવી બાથ બાથા ગાર્ડના ડબ્બામા ચાલી રહી કુદન બળ કરી થાકી ગઇ, સ્ત્રી જાતમા જેટલુ જોર જોઇએ તેના કરતા પણ અધિક પ્રમાણમા જોર બતાવી શિયળ સાચવી રહી, લાત, ગડદા, પાટુ, ધોલો અને ગાળોનો ગાર્ડપર વરસાદ વરસાવી રહી, છેવટે ખુમરાણ મચાવી ગાટાઘાટ કરી મૂકી, ત્યા ટ્રેન એક જબરજસ્ત પુલપર ચઢી એટલે ટ્રેન અને પુલના ઘર્ષણના ઘોઘાટમા કશુ સભળાયુ નહી, છેવટે હારી કટાળી લાચાર બની કુદન શિયળને વાસ્તે જાનપર આવી જીવની દરકાર તજી ગાર્ડના ડબ્બાના બાના આગળ આવી એક મરણીયો ભયકર જીવલેણ સાહસિક છેવટનો કુદકો મારી ટ્રેનમાથી પુલપર કુદી ! ગાર્ડ તેને પકડવાનો

ઘણો પ્રયત્ન કર્યો પણ કુદને બળ કરી એક કારમો આચકો મારી ગાર્ડને ટ્રેનમાથી નીચે પાડ્યો, ગાર્ડ ટ્રેન તળે ચગદાઇ કપાઈ ગયો અને કુદને પુલપરથી નીચે વહેતી ગગા નદીમા મરણીયો ભુસ્કો મારી ઝપલાવી દીધુ ! વાચકો આ તે "ચડ તીનો ચમત્કાર કે પડતીનો માર ?!"

# પ્રકરણ ૬ ઠું.

## ભાવિનો ભાવ કે ભાવનાનો ત્યાગ ? !



દોહરો.

રસના રસનુ સ્થાન પણ કહી ગુનાવે નાન,
માન વિના ન ગણાય કંઇ મનુષ્યનુ વિજ્ઞાન



ઉપદ્રવના ઉત્પત્તિ સ્થાનમાથી, શત્રુના આક્રમણવાળા દેશમાથી, દારૂણ યુદ્ધ જામ્યુ હોય તેવા સ્થાનમાથી અને જાણે અજાણે દુષ્ટ સાથે પડેલા પ્રસગમાથી જતા તમે તમા સરક્ષણ સારૂ કરી શકશો. મૂર્ખાઓ જ્યા પૂજ્ય નથી મનાતા, અન્નની જ્યા કમી છે અને જ્યા ગૃહસસાર કલહહિન ચાલે છે ત્યા સદા લક્ષ્મી વિરાજીતજ છે ક્ષમાના સાત્વિક સદ્‌ગુણ વડે તપસ્વી વ્હાલા લાગે છે, વિદ્યાના તપોબળે કદરૂપા અષ્ટાવક્ર જનો પણ વ્હાલા લાગે છે, સ્વર્ગીય મીઠા ટહુકાથી કોયલ વ્હાલી લાગે છે અને પતિભક્તિથી પત્ની પ્રિયકર થઇ પડે છે



શિક્ષા સ્થળી છે પ્રેમની સસાર નિશ્ચય જાણજો
જે પ્રેમની શિક્ષા ન પામે અધમ તેને માનજો
નર જન્મ તેનો વ્યર્થ છે જે પ્રેમનો ભોગી નથી,
આદર કરે ના પ્રેમનો તે પુરૂષ સુખયોગી નથી.

સંતાનો જ્યાં પાલકની પ્રતિજ્ઞાઓને આધિન છે, સ્વા-મીની ઇચ્છાનેજ પત્નીએ પોતાની ઇચ્છા બનાવી છે, અને ન તોષનો કોપ જ્યાં પ્રપૂર્ણ છે, ત્યાંજ સ્વર્ગ છે પણ આ બધું ત્યારેજ શક્ય ઠરે કે જ્યારે અમી, ઔદાર્ય અને સ્નેહના ભાવોનો એક બીજા વચ્ચે વિનિમય થતો હોય અને સ્નેહ ત્યાંજ સ્વર્ગ છે એમાં શું સંદેહ? સંતાન એજ કે જે પાલક પોષકના ભક્ત હોય પાલક પોષક ત્રાતા એજ કે જે પોતાના નામ પ્રમાણે સદૈવ કામ કરે અર્થાત્ સ્વફરજ સમજી અદા કરે, મિત્ર એજ કે જ્યાં સત્ય અને શ્રદ્ધાનો વાસો હોય અને સ્ત્રી એજ કે જેના દ્વારા પરમાત્માની ઝાંખી થવા પામે

*    *    *    *

આંટી આવી ઉભીરે ઉકેલે કોણ એને
મતલબની માયારે પૂછે છે કોણ કેને? —આંટી૦
પૂછીએ તો કોઇ ઉત્તર ન આપે વણ પૂછે મન મૂંઝાય,
સૂઝે ન આમાં કે શું કરીએ માગી મળે ન સહાય
પીડા આતો મ્હોટીરે હસી ટાળે કહીએ જેને —આંટી૦
કોનો આમાં ધોખો ધરીએ કોનો આમાં નહિ
માટીના મટકા સૌએ સરખા સાર ન દીઠો કાંઇ
કાલ વહી જાશેરે હમણાં તો વેરી લેને —આંટી૦
તડકા છાયાનો ક્રમ જાણીને જાળવવી નિજ જાત
નથી પડનારી કોઇના શીર પર રાતની ઉપર રાત
દુર્લભ એવું સમજીરે શ્રીહરિને શરણે રહેને —આંટી૦
" ભૂલી જાય જન દુખના દીવસો એ પણ એક નવાઇ,
જરા જુએ પોતાનું સુખ કે જાય ત્વરીત છલકાઇ,

ભોગવ્યુ દુ ખ નથી જાણે અતરે ગર્વ એમ આણે ! ”

“ શીઅલી રાઇત ! બાવા તમે કહો છો તેમ એકઝેક્ત છે ! ”

“ મુરબ્બી આ ધોરણુ બધી દુનિયાનુ છે કેમકે,

જો કહીએ કે નથી રહેતુ કદી પણુ સરખુ ટાણુ,
આજ આમ તો કાલ કેમ છે એક માજ એક વ્હાણુ
માટે વિવેકથી વરતો પાળો ધર્મ તણી શરતો ! ’

“ ઓહ માઈ ગૅાડ ટારે તો કયારનોએ ઉદય થઇ જાય ’

“ સાહેબ ઉદય અને અસ્ત એ તો મનુષ્યના સુખ દુ ખની એક ઉત્તમ કસોટી છે કેમકે,

આવે છે કે નથી આવતા દીવસ આગલા યાદ,
આ પણુ રહેશે કે વહી જાશે અમથો કા ઉન્માદ
રાખવો સમજ ક્રમ સાચો આગલો ઇતિહાસ વાચો ! ’

“ આય જમાનામા લોકો ફેસને ફાતી પરેલા પાછુ વાલીને ડાકુજ કયા કરે છે ? ”

મળે કોઇ આવો વક્તા પણુ યોગ્ય મળે મળે નહિ શ્રોતા,
ધનગર્વી તો પરમ બોધને નથી સાભળતા જોતા
જો કે વન્ધ્ય નથી વસુધા હોય કયાક વિષ તો કયાક સુધા ! ’

“ બાવા લોકો જો આમ સમજતા હોય તો કાઈ બી દુ ખ લોકોને ન પરે !

“ આવે જેવો અવસર તેનો શોક હર્ષ નહિ કરવો,
દુ ખે ધૈર્ય ગુણુ ધરવો અતર સુખે ક્ષમા ગુણુ ધરવો
તરણી નથી થતો તાતો રહે છે ઉદયાસ્તે રાતો ! ”

“ લો બાવાજી ચાલો ઝલ્ત પરવારી જાઓ ! કોરતનો

ટાઈમ થયો, અરે રામા ખ ડેરાવને કહે કે જલ્દી મોટર તૈયાર કરી કમ્પાઉન્ડ આગળ ખડી રાખે ! જયન્તીલાલ તમે બી રેદી થઈ જાઓ, ચાલો કપરા ચરાવી તતાર થાઓ ! ’

“ વેલ એદલજી શેઠ ચાલો, ટાઈમ થવા આવ્યો, ગોઓન રેદી ! ”

“ થેન્કયુ વાડીઆ શેઠ હુ બી તૈયાર છુ

‘ લો ચાલો બાવા આગલ થાઓ !

“ દીકરી પરીન તુ ઘેર રહે ! ’

“ નહિ બાવાજી હુ કોરતમા આવી કેસ જોવાની ! ’

“ મુરબ્બી બેનને આવવા દો !

આ પ્રમાણે જયન્તીલાલ અને તેના એદલજી શેઠનુ આ મુ કુટુબ મોટરમા બેસી કોરટના કમ્પાઉન્ડમા ગયુ કોરટમા પુરૂષોત્તમરાયજી, કેસર અને તેના બીજા સગાવ્હાલા કયારના કમ્પાઉન્ડમા ખડા થયા હતા રાયજીના આ કેસને વાસ્તે વણા ઘણા આગેવાન સુધારકો ન્યાતના શ્રીમ તો અને પટેલો કેસ જોવા સારૂ આવ્યા હતા વાડીઆ સાહેબ પણ કોરટમા બાથ ભીડી સારી રીતે કેસ ચલાવરાવતા હતા બને પક્ષની જુબાનીઓ સામસામી થઇ ગઇ હતી જડજ આ વિચિત્ર કેસનુ જજમેટ જેમ બને તેમ જ્યુરીથી આપવાના નિશ્ચય ઉપર આવ્યા હતા કેટલાક આગેવાનો સમાધાનીનો પ્રયત્ન કરતા હતા અને કેટલાક ફરીયાદ પાછી ખેચી લેવરાવવાનો યત્ન આદરતા હતા વાડીઆ સાહેબ જીવ તોડીને કેસ સારી રીતે ચલાવરાવતા હતા જેમ બને તેમ હિ દુ સમાજપર સુધારાનો

સાચો અને સારો ધડો બેસારવો એજ હેતુ એદલજી શેઠના મનમા હતો, તેથી પદરના પૈસા ખર્ચ કરી કેસ વધારેને વધારે મજબુત કરી ચલાવરાવવાના ઠરાવ ઉપર આવ્યા હતા ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજી પણ કેસ સારૂ બનતી જીવતોડ તજવીજ કરતા હતા પોતાના પુરાણા મિત્રોને કાઠીઆવાડમાથી આ કેસમા મદદ કરવા સારૂ બોલાવરાવ્યા હતા સુધારાના આગેવાન ગૃહસ્થોએ પણ મુબાઇના પ્રખ્યાત સુધારકોને આ કેસ મજબૂત કરવા સારૂ ખાસ કરી તેડાવ્યા હતા એકદર આખી કચેરી આ કેસની મુદતને દિવસે ખીચોખીચ માણસોથી ભરાઈ જતી હતી જડજ પણ આ વિચિત્ર હીંદુ કોમના કેસ સારૂ ઘણા ઉંડા વિચારમા પડયો હતો ખાસ કરી જ્યુરી આ કેસને સારૂ તેણે ઠરાવી હતી આ પ્રમાણે અટપટીઓ અને અગવડ ભરેલો વિચિત્ર મામલો જયન્તીલાલ અને કેસરના કેસ સારૂ કચેરીમા થઈ રહ્યો હતો વર્તમાન પત્રો પણ જુબાની-ઓના રીપોર્ટ અને નોધો લઇ કેસને સારી રીતે પ્રસિદ્ધ કરતા હતા, એકદરમા આ છુટા છેડ થવાનો સુધારાનો કેસ અમદાવાદમા ચાલી કાઠીઆવાડ, સુરત અને મુબઇની પ્રજાનું સારી રીતે ધ્યાન ખેચી રહ્યો હતો એક તરફ સ્ત્રીને તાબે લેવાની વાડીયા શેઠની ફરીયાદ સબધી ટીકા ચાલતી હતી ત્યારે બીજી તરફ કેસરના છુટા છેડા થવા સારૂ ચકચુર ચર્ચાઓ જનસમાજમા ચર્ચાતી હતી, આ પ્રમાણે સુધારાનો ઇવેન્ટ અમદાવાદમા બની રહ્યો હતો

વાડીઆ બારીષ્ટર અને એદલજી શેઠ અને જણા કાઈ

મસલત કરતા કરતા કોરટના વરન્ડા પર ચાલવા લાગ્યા ત્યા વાડીઆ સાહેબના એક ખાસ પુરાણા કાઠીઆવાડના મિત્ર મળ્યા

" ઓહોહો મહેરબાન સાહેબ તમે અહી ક્યાથી ? "

" ઓહ કોન માઈ ડીઅર મી વિઠ્ઠલદાસ ! '

" વેલ સાહેબ શી ખબર છે ? તમે અમદાવાદમા ક્યાથી ? મુ બાઈમા જેને પાણી પીવાની પા મીનીટની પુરસદ ન મળે તે સાહેબ આમ એકાએક અમદાવાદમા આ શુ કહેવાય ? ! "

" અરે પન મી ભાઇજીપાલા તમે જામનગર મૂકી અમદાવાદમા કયાગના આવ્યા છો બાવા ? ! તમારા રાજદરબારના કારભારા મૂકી આ દીવાની કોરટના પગથીઆ શુ કામ ઘસી નાખો છો ? બાવા અહી નહીં હાથ ભરાય ! આ તો અ ગ્રેજી અમલ ! દેશી રજવાડાના જેવા અહી ગીનીઓથી કોથળા ન ભરાય મહેરબાન ! "

" ઓહ થેન્ક યુ મી વાડીઆ તમે પણ ખૂબ જ્રી હો ! "

" કહો બવા મજામા તો છોને ? બાલ બચ્ચા તો આનન્દમા છે ને ?

" હાજી સાહેબ આપના પુન્ય પ્રતાપથી સૌ હેમ ખેમછે ! '

" અહી કેમ આવવુ થયુ ? "

" એક મારા પુરાણા પટેલ મિત્ર મી પુરૂષોત્તમરાયજીના ફેમીલીના ડાઇવોર્સના કેસ સારૂ અહી આવવુ થયુ છે ! ભાઇ ! ઉપરી અમલદારોમા વગસગ સારૂ મને બોલાવી અહી બાધી રાખ્યો છે ! "

" તો બાવા વગ લગાડો ! તમારા કાઠીઆવાડી મનુ-

ચ્યોના માથે કે ટામા જેટલા આટા તેટલાજ પેતમા પન આતા ! બાવા તમારા દાવપેચને પરમેશ્વર બી નહીં પોચે ! તમે લોકો બહુજ મોના મીથા અને જીગરના કરવા મહેરબાન માફ કરજો હો કે ! ’

“ અરે સાહેબ તમે પણ ખૂબ કરી ! તમે પારસી બિરાદરો ક્યા અમારા કાઠીઆવાડીથી ઉતરો એમ છો ? તમે પણ જબરા ખુશામતીઆ દાવપેચી અને દુનિયાની સાકર સારી રીતે જીબાનમા મિશ્ર કરી જગતમા વેરનારા શાણા ડાહ્યા અને મુત્સદ્દી આગેવાન છો ! ’

“ ઓ બાવા ટમને નહીં પહોચીએ ! કાઠીઆવાડી અમ લદારોને નવ ગજના નમસ્કાર ! ”

“ બાવા તમે ટોપીવાલા પારસીઓ નેકૂરટ અ ગ્રેજો કરતા પણ વધારે ઉસ્તાદ અને ડાબેલ છો ! વળી ધારાના હીમાયતી એડવોકેટ અને બારીસ્ટર એટલે ઇશ્વરથી પણ અઢી આગળ ઉચા !

“ એ સાહેબ રજવારાના કારભારીઓને અમે કબી નહી પહોચવાના ! તમે લોકો એક સેકન્ડમા અમને ચકલી બનાવી આસમાનમા ઉરાવી મૂકો ! ’

“ હવે બહુ થઇ સાહેબ બહુ થઈ ! હવે રહેવા દો ! મુ બાઇને વાસ્તે કાઇ બાકી રહેવા દો કહો તમે કેમ અહી પધાર્યા છો ? ’

“ હુ બી તમારી સામે લરવાને અહી આવેલો છુ ઘડી પછી તમારી સામે કમર કસી ઉભો રહુ, તેના કરતા અત્યારેજ

લરાઇનો રંગ થોરો જમાવી લઉં તો બરાબર કોરતમા મજા આવે ।"

"શું કહો છો મહેરબાન તમે પણ એજ કેસમા હીમાયતી થઇને આવ્યા છો ? કહો કીયા પક્ષના હીમાયતી છો ?"

"તમારૂં અંતઃકરણ શું કબુલ કરે છે બાવા ? બોલો તમે સાચું કહો મારે કીયા પક્ષમા ઉભા રહેવું જોઇએ ।"

"સાહેબ એમા મારૂં કહેવું શા કામનું ? તમારે તો જ્યા પૈસા મળે ત્યાજ દોડવું જોઇએ ।

"પાછા આતા મારવા લાગ્યા કે ? બોલો ખુદાનો કાર્ડર રાખો ।

'અરે પણ સાહેબ તમે રાયજીના પક્ષમા છો કે સામેના પક્ષમા છો તે તો જણાવો ?'

"તમારા ભેજામા વિચાર કરી જુઓ કે નેકી તથા સચ્ચાઇ કયા રહેલી છે ?'

'વકીલ બારીષ્ટરોની જીભમા મહેરબાન ! તમે ધારો તેને એક મિનિટમા સાચો અને એક મિનીટમા જુઠો બનાવી ધો ! એક વખત અધિકારીની આપખુદી સત્તા પણ તમારી જીભ ન આગળ પાછી પડે તેમ છે !"

"પાછા કાઠીઆવારીવેરા કરવા મંડ્યા ? '

' નારે મહેરબાન હું તો જરા ટીખલ કરૂં છું "

"નહી બાવા સાચું કહો, મારે તમારા હાથથીજ આય કેસની પંચાત કરાવવી છે "

"શું કહો છો સાહેબ ? ત્યારે આટલા બધા રૂપીઆનું

પાણી શુ કામ કરાવો છો ? ”

“ હુ રાયજીના મ દલમા કોઈ બી ડાહ્યો ઠરેલ અને અનુ ભવી અક્કલમ દ માનસ જોતો નથી, માટે મારે પદરના પેસ ખરચી ખરચાવી કેસને મજબુત બનાવવો પડે છે !

“ ઓહો એટલુ બધુ હીત તમારે આ કેસમા રહેલુ છે ? તમારે આ કેસમા શુ અ ગત લાભ કે સ્વાર્થ છે ? ’

“ બાવા તમારે આ કેસમા શુ લ્હાણુ છે કે તમે જામ નગરથી અહી આવ્યા છો ? ’

“ સાહેબ તમે જેમ આવ્યા છો તેમ હુ પણ આવ્યો છુ વખતે એક બીજાના હેતુમા ફેરફાર હશે !

“ નહી સાહેબ આ કેસની બાબત તમે બરાબર સમજો જની ભૂલ હોય તેને તમે બરાબર સુધારો ! ’

“ સાહેબ તમારે અ ગત સ્વાર્થ શુ છે તે મને કહો ? ”

‘ ઓલરાઈટ બાવા ચાલો તમે ચેમ્બરમા આવો ! હજુ કેસ ચાલવાને એકાદ બે કલાક જોઈશે ! ”

‘ હા ચાલો, હુ પણ કેસ પૂરેપૂરો સમજવા માગુ છુ બને પક્ષમા જેની ભૂલ હોય તેની સુધારવા માગુ છુ નાહકનુ પૈસાનુ પાણી થાય છે, અને સરકાર બારીસ્તરના ઘર ભરાય છે તે પૈસા બચાવવા માગુ છુ ! ’

‘ જુઓ મહેરબાન, હુ તમને મારા મનથી રીઅલી ઇશ્વરના કસમ ખાઇને જનાવુ છુ કે હુ તમને પ્રમાનીક જેન્ટલમેન અને અનુભવી માનસ ધારૂ છુ ! હી હુ કોમમા તમે થરેલા વાસ્તવિક વિચાર ધરાવનાર મધ્યમ પદ્ધતિના ગૃહસ્થ છો ! એ

તમે સાહેબ જમાનાની આગલ પન નથી તેમ પાછલ પન નથી, બરાબર મીદલમા રહો તેવા છો '

" ઑાલરાઈટ માઈ ડીઅર મી વાડીઆ સાહેબ, તમારે જે કાઈ કહેવુ હોય તે મને સુખેથી કહો ' મને જે કાઇ વ્યાજબી લાગશે તે હુ ખાસ કરીને કરીશ હુ મારા મિત્ર રાયજીને તેમ કરવાની ફોર્સ પાડીશ હુ સત્યને ચહાનાર છુ, એક તરફી વિચાર ધરાવનાર હુ નથી દુનિયાના અનેક રગ અને બને બાજુને શાતિથી જોનાર અને તપાસનાર એક સ્ટેટનો કારભારી છુ ' તમારા જેવા એક મોભાદાર અને ધધાના ધુરધર ગૃહસ્થ આ કામમા ગુથાયા છે તેથી મને પણ એમજ ભાસે છે કે આ કેસનો નીવેડો હવે તરત સારો આવશે '

" જુઓ મી ભાજીપાલા તમે જેમ રાયજી તરફથી છેક કાઠિયાવાડથી અમદાવાદ આવ્યા છો, તેમ હુ પણ મી જયન્તીલાલ તરફથી છેક મુબાઈથી અમદાવાદ આવ્યો છુ રાયજી તમારા દોસ્ત છે, તો મી જયન્તીલાલ જેની નોકરી કરે છે તે શેઠ મારા સગા છે ' એટલે હુ અને તમે બને જણા લગભગ એક સરખુ હિત અને ઉલટ આ કેસમા ધરાવીએ તેમ છીએ જેવી રીતે તમારા દોસ્ત મી રાયજીએ તેમની દીકરી કેસર તરફથી ડાઈવોર્સ છુટાછેડા લેવાની ફરિયાદ નોધાવી કેસ ચલાવરાવ્યો છે, તેવીજ રીતે મારા બનેવી મી એદલજી શેઠે પોતાના કલાર્ક અરે પેટના પુત્ર કરતા પણ અધીક રીતે રાખનાર પરગજુ કોન્ટ્રાકટરે જયન્તીલાલ તરફથી કેસરને તાબે લેવાની ફરીયાદ નોધાવી આય કેસ લ માણુ કરી ચલાવડાવ્યો છે, બને

પક્ષને વકીલ બારીષ્ટરો રોક ામા ઘાનુ ખર્ચ થઈ ગયુ છે, વળી અધુરામા પુરો મારા બનેવીએ મને ખાસ કરી મુબાઇથી તાર કરી આય કેસ જ્યા સુધી પુરો ન થાય ત્યા સુધી અમદાવાદ રોકી કામ ચલાવવાની ગોઠવન કરેલી છે ! મારા માનવા મુજબ ધારવા મુજબ, અગર મને મળેલી હકીકતની સચ્ચાઈ મુજબ ધ્રામન કોમમા છુટાછેડા ડાઈવોર્સના દાખલા હજુ સુધી કોર તમા નોધાયા મને માલમ નથી, ધારો કે નોધાયા હશે તો પન મે કડે અરે હજારે એકાદ દાખલો બન્યો હશે ! હવે આ કેસનો મામલો ડાઇવોર્સ લેવાનો થઈ પડેલો છે, અગર તમારો પક્ષ ડાઈવોર્સ લેવા તૈયાર થયો છે, અને અમારો પક્ષ સ્રીને તાબે લેવા તૈયાર છે, આમા સચ્ચાઈ, ભૂલ, બેવકુફી અને ઇંડીયસી એ જોવાતી નથી પન કેવલ હઠ, જક અને પોતાનો કકકો ખરો એવી બેવકુફાઈ ભરી દલીલ બ્રીફ ચોગરદમ પસની રહેલી માલમ પરે છે ! હવે નાઉ આઇ કમ ટૂ ધી પોઇન્ત ! જુઓ મહેરબાન તમારા દોસ્ત રાયજીએ પોતાની પુત્રી કેસર જય ન્તીલાલ સાથે અદરાવી અરે કહો કે પરનાવી ! વળી વિશેષમા એડ કરો કે મી જયન્તીલાલને ઘરજમાઇ કરી અરે બોલો કે પેતના બચ્ચા સમાન ગની તેને ઉછેરી પાલીપોષી ભનાવી ગનાવી પછી પોતાની પુત્રીનું કન્યાદાન આપી રાયજીએ એક લાયક જોરી જોરી પુન્ય અરે આબરૂ હાસલ કીધી ! હવે પુખ્ત ઉમ્મરમા અરે મેચ્યુઅર એઇજમા આવતુ લાયક જોડુ રાયજી સાથેજ અરે એકજ ઘરમા ધની ધનીઆનીનો સબધ સાચવતુ રહેવા લાગ્યુ , હવે આ ઉપરથી આપરે કોમન સેન્સથી સમજીએ

ડીએ કે જ્યા બ ને હાલ્લા ભેગા હોય તો ખખરે, અરે અથડાય, અરે બાવા ઓપન મેન્સમા કહીએ કે છોકરા હોય ત્યા ત તો બી જોતજોતામા થઈ જાય, તો ત વખતે ડાહ્યા માબાપે છોક રાને હુક્ક છીનાવી લઈ ગોરીબહાર કરી મારી નાખવા કેતે મને સમજાવી રીખામનના સકુનો સ ભળાવી શાન્ત પ રી હલીમલી સાચવવા, અગર તેમને જુદુ મકાન આપી જુદા રાખી તેમના પર દેખરેખ રાખી સુધારવા કે તે કમ અ-લના ઓછી આવ ગતના અરે ઉદ્ધત પોરીઆ પોર ઓના સાચા જુઠા સાભળી કાન બગાડવા કે જાતે ભ ભેરાઈ તેમને દુ ખી કરવા ! અરે કાગનો વાઘ માની લઈ આવા ઘેર ફજેતા કરી કરાવી કોરતના બારના તોરી નાખવા ! ડહો બાવા આમા તમારો શુ ઓપીની યન છે ? ખુલ્લે દીલે મને જનાવો ! સાચી વાતનું મને જરા પન ખોતુ નહિ લાગે ! ”

“ સાહેબ હમણા મારો અભિપ્રાય જાણવો જવા દઈ એક વાર તમે તમારા વિચારો ખુલાસાથી મને જણાવો ! એક વાર આખો કેશ મારા મગજમા બરાબર ઠસવા દો કે પછી તેનો તોડ લાવવો ફાવે ! ’

‘ જુઓ બાવા અધુરામા પૂરૂ વલી બેવકુફાઈનુ ક રન એ બન્યુ છે કે, આ ઝગરામા પ્રોમીનન્ત પાર્ત જયન્તીલાલની સાસુએ તથા સસરાએ લીધો છે હવે ધારો કે આપણા બચ્ચા એકાદ હોલમા બેસી બે ઘડી બ્યાન દગમતમા ટાઈમ પસાર કરતા હોય ત્યા આપણે માબાપે અગર મુરબ્બીએ એકદમ બેવકુફાઈ બતાવી હાજરી આપવી જોઈએ ? અગર બચ્ચાઓની કાલીઘેલી

વાત એક બુઝરગ ગનાતા બાપે કાનોકાન સાભળવી જોઈએ ? અરે એનો નિકાલ તો બૈરાઓથી અરે બાવા તમારા શબ્દોમા કહીએ તો સાસુ વડસાસુઓથી આવવો જોઇએ ! વલી આ ઝગરામા વધારાની ફૅાસી એ બની છે કે જયન્તીલાલના સસરા કાનકુતામની વાતથી ભભેરાઇ જઇ એકદમ સઘલી બાનુઓના દેખતા જયન્તીલાલને ઠપકો દેવા મડ્યા ઠપકો બી એટલી હદ સુધી દીધો, અરે તમારા શબ્દોમા હુ તમને સમજાવુ તો કે બ વા દુનિયાદારીની બાઉન્ડરી કુદી જઇને જયન્તીલાલને ચોવીસ કલાકમા ઘર છોડી જવાની નોટીસ આપી ધમકી આપીને બિચારા ભલા માનસને પહેરેલે કપરે ઘર બહાર ડીસમીસ કીના ! આ વાત બન્યે ચાર પાચ મહિના થયા તો બી તેને બોલાવ્યો નહિ અગર તે શુ કરે છે, ક્યા જાય છે, કેવી રીતે ખાય છે પીએ છે તેની ડાઇરેકટલી અરે ઇનડાયરેકટલી પન કર લીધી નહિ તે બિચારા ભલા જમાઇ જયન્તીલાલના બાપીકા વારસાના દોરીઆ આ રાયજી અને તેનુ આખુ ફેમીલી હજમ કરી ગયુ જ્યારે આ લોકોને આવો દગો ફતકો કર વાનો વિચાર હતો ત્યારે તેઓએ શુ કામ જયન્તીલાલને નાની ઉમરમાથી ઘરજમાઇ કરી સાસરામા છોકરાની માફક રાખ્યો ? તેના માબાપ મરી ગયા ત્યારે શુ કામ તેમણે આગળ પડી મુરબ્બીપણુ બતાવી તેના બાપીકા સગાવ્હાલાઓને કોરે કરી જયન્તીલાલને તાબે લઇ સાસરામા લઈ ગયા ? શા વાસ્તે તેની સ્થાવર જગમ મીલકત તેમણે વેફરી મારી ? હવે જ્યારે એની તમામ માલ મિલકત ખરચાઇ ગઇ વપરાઈ ગઈ અરે

રાયજીએ હાથે કરી હજમ કરી પોતીકા પાપી પેટડાને ઠ ડુ કર્યું, અને વખત આવે જમાઈને ધમકાવી અરધી રાતે પોની આભેર ઘર બહાર કારી મૂક્યો ! આય લોકો શુ એમજ સમ જતા હશે કે જયન્તીલાલનું જગતમા કોઈ છેજ નહી અને બધા જખ મારે છે મહેરબાન જગતનો પિતા પરમેશ્વર ખોદા જ્યા જોઈએ ત્યા હાજર છે નિરાધાર અને ગરીબનો તે ખાસ બેલી છે એ તો સારૂ થયુ કે એકાદ દીવસ કાકરીઆ તેન્કપર જયન્તીલાલ ફરવા આવેલો હતો તે વખતે મારા પરગજુ શે- એદલજી કોન્ટ્રાક્ટર ફરવા આવેલા હતા, તે વખતે ઈશ્વર તેમના હૃદયમા ઉતરી દયા ઉત્પન્ન કરી અને જયન્તીલાલના મિત્રો મારફત જયન્તીલાલની કઢગી સ્થિતિ તેવનના જાણ વામા આવી એટલે તરતજ તેમણે જયન્તીલાલને વિકટોરીઆમા બેસારી બારોબાર બગલામા લાવ્યા અને તેને વાસ્તે તમામ ખાવાપીવા ન રહેવાની જોગવાઈ કરી આપી તેને સુખી કર્યો લગભગ વરસ દોઢ વરસના સહવાસથી એદલજી શેઠ જયન્તી લાલની રીતભાત અને રહેનીકરનીથી એટલા બધા ખુશ થઈ ગયા કે પોતાના પદરના પૈસા ખરચી આય આખો કેસ લર વાના ઠરાવ ઉપર આવ્યા, હવે તમે પોતે વિચાર કરો કે બ ને પક્ષમા કોણનો વાક હશે ? અરે સાહેબ તમને પોતાને મને કહેતા ઘણી દીલગીરી અને શરમ આવે છે કે, જયન્તીલાલના સાસુ સસરા એવા તો એવકુફ અને સુધારાના પોકલ હીમાયતી છે કે કાઇ વાત નવ કરો બાવા ! આમ દુનિયાને સુધારાના હીમાયતી બનીને છેતરે છે અને ઘરમા પોલ પોલા ચાલ્યુ જાય

છે એક ઓરત તેના ખાવિંદને સામી છાતીએ અને નજીકની દૃષ્ટિમા ઢેમફુલ રાસ્કલ વગેરે શબ્દો કહી ઠપકો આપે, ધની તેની પાસે આવે તોબી શેથાની ચેરપરથી ઉભી ન થાય, તેનુ કોઇબી કામ કરવાની તેને ફુરસદ ન મલે અને ખાવિંદને એક કુલી બેગર સમાન ગની તેની પાસે ઓરડરથી કામ લે આ કયાનો ન્યાય ? આ બેવકુફી કેવી ? આ તે સુધારો કે આ તે કુધારો, આ તે પોઝીશન કે આતે એટીકેટ ? અરે આ તે હુમ બગ કે આ તે ભવાડો ? ઇગ્લીશ કેગ્કતરનુ તેઓ અનુકરન કરવા જાય છે પન તેઓ સમજે છે કે ઇગ્લીશ લેદીઓ કેવી લવલી અને ઓબીડીઅન્ટ રહે છે ? અરે પોતાના ખાવિંદની ખાતર એક વાર માબાપને પન તુછકારી કારે છે, અરે બાપીકા વારસાને બી લાત લગાવી રસ્તે પરે છે, અને આય બેવકુફો, સુધારાના પતગીઆ, ફેશનના ફુદા, અરે એટીકેટના હીરામોતી મોમા નલ્વાણુની ભૂલ કરી પોતાના ચાન્સની બાજી શરૂઆતમા ધની-ખાવિંદ અગર લવરથીજ બગારી નાખે છે ? આય લોકો સુધારાને વધારે છે કે સુધારાને નીચુ જોવરાવે છે, પોઝીશનને સાચવે છે કે તેના મૂળમાથીજ પગ કાપે છે ! અરે તે જ બેવકુફો આ વધતા જતા જમાનાને પચીસ વરસ પાછો પારે છે ! સાક્ષી બચરીને સલામ ન ભરાઈ એતલે બાઇરીએ ધનીની બાપાજી આગલ રાવ કીધી, બાપાજી ધુવરની માફક દોલા તતરાવી જમાઈપર તુતી પર્યા અને તેને ડીસમીસ કરી મોતો દીગ્વિજય કર્યો એમ માની મનમા ફુલાતા ચેરપર પરી શોતવા મ ડ્યા ! શું જમાનાનો જુલમ છે ? શુ જમારા હીંદુઓનો હલ-

કરીને, સુવિચાર અને તેની આ મહાત્માની સમાધિનો સમય જોઈ, તેમને પ્રણામ કરીને પોતાની પણ કુટિ પ્રતિ વિદાય થયા મહાત્માએ જે સાક્ષાત્કાર કરાવ્યો, તેથી તેએ ઇશ્વરના સ્વરૂપને પોતાના હૃદયાકાશમા નિહાળીને પોતાને અહોભાગ્ય માનવા લાગ્યા

"ધન્ય છે ધન્ય છે હીરાલાલ તમને ધન્ય છે' ગ ગા ગીતા ગાયત્રી ગોવિંદ, ગુરૂ પાયે પમાડે પરમાન દ એ પ્રમાણે અત્યારે મારો આન દ અવધી છે, અપાર છે! પારસમણીના પ્રતાપથી લોહુ ક ચન થાય છે તેમ તમારા જેવા જ્ઞાનીના સ સ્કારથી મારો અ ધકાર નાશ પામે છે!"

"મુરબ્બી ચાલો હવે સમય વધારે વ્યતિત થયો છે માટે ગ ગા સ્નાન કરી ઝટ ઉતારા ભણી જઈએ!"

"હીરાલાલભાઈ આજે તમે મને ઘણોજ સ સ્કારી અને અધિકારી કર્યો છે આજથી હુ તમારો ઋણી છુ તમને આપેલા આશ્રય બદલ તમે મને સહસ્રગણો ઉપકાર બતાવી આભારમા દાટી દીધો છે! જ્ઞાનામૃત પરમ દુર્લભ્ય અને મોઘુ છે, તે તમે મને અનહદ કૃપા બતાવી તેનું પાન કરાવ્યુ છે! મારા હૃદય-માથી અ ધકારનો નાશ કર્યો છે, અરે એક દર મારા આખા કુટુ બનો તમે ઉદ્ધાર કર્યો છે! કાશીની કલ્યાણી જાત્રા, ગ ગાનું સ્નાન અને તે સાથે તમારા જેવા પવિત્ર બ્રાહ્મણના મુખમાથી નીકળતું જ્ઞાનનુ પાન પામી અમે જીવનમુક્ત થયા છીએ હવે મારી સઘળી વાસનાઓનો નાશ થયો છે! હીરાલાલ હવે હું દુનિયામા તમારા સિવાય બીજુ કોઇ મારૂં ત્રાતા જોતો નથી!

પ્રભુ તમારૂ કલ્યાણ કરો ! ”

“ મુરબ્બી, બ્હેન અને માજી ચાલો હવે આપણે ઝટ ગ ગા સ્નાન કરી ઉતારા ભણી જઇએ ! આજ વાતો કરતા વખત ઘણોજ વીતી ગયો છે ! ”

“ અરે ભાઈ આજે અમારા પાપનો નાશ થયો છે, અમે સર્વે જણા અજ્ઞાનના પાશમાથી મુક્ત થયા છીએ, ઇશ્વર તમારૂ ભલુ કરો ! ”

આ પ્રમાણે કહી જયરામ શેઠ અને તેનુ કુટુ બ ગ ગામા સ્નાન કરવા પડયુ , હીરાલાલ પણ કપડા ઉતારી ગ ગામા ડુબકી ઉપર ડુબકીઓ મારી ન્હાવા લાગ્યો, જયરામ શેઠ પણ ધરાઇ ધરાઇને ગ ગાજળ પી ગ ગામા ન્હાવા લાગ્યા, ત્યા એક બાવાની જમાત “ હરહર મહાદેવ શ ભો કાશિવિશ્વનાથ ગ ગા ” ની ધુનનો પોકાર કરતી ગ ગાસ્નાન કરવા આવી ! બાવાઓ પણ એક પછી એક ગ ગામા કુદી કુદી ન્હાવા પડયા, અને ગગામા ડુબકી પર ડુબકીઓ મારી તરવા લાગ્યા ! આ અરસામા એક સ્ત્રીનુ મડદુ ગ ગામા તણાતુ બ વા ભણી આવવા લાગ્યું, બાવાઓ મડદ ને જોઈ એકદમ મડદા ભણી ગયા, અને મડદામા કાક જીવ છે એમ ખાત્રી થવાથી મડદાને કીનારાભણી ધકકેલી બાવાઓ તેની આસપાસ તરતા તરતા મણિકર્ણીકાના ઘાટપર આવ્યા ચાર પાચ લઠ જેવા બાવાએ મડદાને ટાગાટોળી કરી કીનારાપર બહાર કાઢયુ , ત્યા જમાતના અગ્રેસર ગુરૂરૂપ મનાતો એક મહા અલમસ્ત યોગીરૂપ બાવો મડદા પાસે આવ્યો, અને તેણે મડદાના મુખ સામુ ધારીને જોયુ અને તરતજ બીજા

બાવાઓને હુકમ કર્યો કે મડદુ આશ્રમમા ઉપાડી લ્યો, કારણ કે તેનામા ચેતના શ્વાસ અને જીવ છે, આથી બાવાઓ તે મડદાને ઉંચકી ન્હાઈ ધોઈ પરવારી હરહર મહાદેવ શભો કાશી-વિશ્વનાથ ગગાનો પોકાર કરતા પગથીઆ ચઢતા ઝટ આશ્રમ ભણી વળ્યા બાવાની પાછળ હીરાલાલ તથા તેના શેઠનું કુટુબ પણ પગથીઆ ચઢવા લાગ્યુ વાચકો ગગા નદીમા તરતુ આવેલુ આ મડદુ બીજુ કોઈ મડદુ નહીં પણ રાત્રે ટ્રેનમાથી પુલપરથી કુદેલી કુદનનુ મડદુ હતુ ! જમાતનો અગ્રેસર મનાતો ગુરૂરૂપ અલમસ્ત યોગી તે કોઈ અન્ય યોગી નહી પણ કાન્તાનો સસ્કારી પતિ ભાનુશકર જે નદીમા તણાઈ ગયો હતો તે સસાર ત્યાગ કરી કાશી આવી નિવાસ કરી રહ્યો હતો તે હતો ગગામા તણાતી તણાતી કુદન છેવટે ભાવિબળે બાવાની જમાતના સગમા આવી ભળી, અત્યારે જો કે તેની આસપાસ તેનો માનીતો મનનો મણી હીરો હીરાલાલ હતો, પણ અત્યારે બને જણા અન્યો અન્ય અજ્ઞાત હતા, એક બીજાને ઘણો કાળક્ષેપ થવાથી ઓળખતા ન્હોતા ! હવે બધાનુ શુ થાય છે તથા અન્યો અન્યનો ભેદ કેવી રીતે ભાગે છે તે જોવા સારૂ વ્હાલા વાચકો આઠમા ભાગ ભણી તરત ત્વરાથી નજર કરો ! ઓહો આ તે "કાશીનો કલ્યાણી વાસ કે નિષ્પાપ નિવૃત્તિ નિવાસ ? !"

## સાતમો ભાગ સમાપ્ત.

ભાગ ૮ મો.

( આવૃત્તિ ત્રીજી )

સચિત્ર.

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ

બુકસેલર.

પાનકોર નાકા—અમદાવાદ.

૮—૧૫

અમદાવાદ–શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી

શ્રી પરમાત્મને નમઃ

# કુંદન અને કુસુમ.

## આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

## સુધારાનો સાર કે ફૅશનનો માર?

ભાગ ૮ મો.

## પ્રકરણ ૧ લું.

### કર્મયોગે બનેલી કાગડી કે જ્ઞાનયોગે થએલી હંસણી!



દોહરો.

જીહ્વાને વશ રાખજે જીહ્વા વિકાર મૂળ,
જીહ્વા વશ તું રાખે તો સર્વ શમે તુજ શૂળ!



શિક્ષા ન દેવા યોગ્યને શિષ્ય બનાવનાર, વગર કારણે અટ્ટહાસ્ય કરનાર, શત્રુની સેવા કરનાર, સ્ત્રીઓના સંરક્ષણને અંગે સંભોગ સુખ ભોગવનાર, અસ્થાને કંઇ પણ માગણી કરનાર, વૃથા ખુશામત, આપ વડાઇ અને સાચા જુઠા કરનાર, કુલિન છતાં કુકર્મ કરનાર, નિર્બળ હોવા છતા બળવાનો સાથે

બાથ ભીડનાર, અશ્રદ્ધાળુઓને ઉપદેશ દેનાર, ન ચહાવા યોગ્યને ચહાનાર, પુત્રવધુ સાથે ઠઠ્ઠા મશ્કરી કરનાર, તેની સાથે રહી પ્રતિષ્ઠા વધારવાની ચાહના ધરાવનાર, પેરાયા ખેતરમા બી વાવનાર, નાહક પારકાની લાગણી દુખાવનાર, કોઇ પણ વસ્તુ લઇને ઈનકાર કરનાર, દાન કરીને પોતાની મેળે બડાઈ મારનાર, ન થયાને થયુ માનનાર, આ સઘળી પ્રકારના મનુષ્યનો સ્વર્ગમા સમાવેશ થતો નથી અરે આ લોકમા પણ એમને માટે સ્થાયી શાતીનું સ્થ ન નથી

મરજી જા થાય તો તરતમા લે કરી યજન પૂજન ભજન દેવ કેરૂ,
દેહને જીવનુ રૂપ શાને ગણે દેહ છે જીવનુ માત્ર દહેરૂ
દાસ દુર્લભ કથે મફતનો શુ મથે રચ સરખો નથી સાર જેમા,
માર તો એક છે બ્રહ્મના જ્ઞાનમા લક્ષ તુ રાખજે શુદ્ધ એમા

તમારે તમારૂ જીવન અપવિત્ર અને ગદુ બનાવવુ છે ? જો તેમ ચહાતા હો તો દુરાચરણી, મૂર્ખ, ચાડી ચુગલી કરવાવાળા, અધર્મ, કટુતા કરનારા, ક્રોધી અને ટુકામા પ્રભુના નિયમોને ઓળગી જઇ સ્વચ્છ દે વર્તવાની ટેવ પાડો અર્થાત્ આવી ટેવોથી અવતાર એળે જાય છે અરે એવાને છાયડે પણ ન ઉભા રહો, કિન્તુ જે વ્યર્થ બકવાદ ન કરતો હોય, દાન, દયાને તથા દીનતાને સારી રીતે સમજી અનુભવમા આણતો હોય, સમયની સારી રીતે કીમ્મત તથા કદર કરવાવાળો હોય, વાણી પર કાબુ, ઇન્દ્રિઓને પરાજીત કરનાર અને આત્મા પ્રત્યે સાચો સ્નેહ ધરાવનાર હોય એવો પૂજ્યોની પાસે જીવન વહન

કરો, કેમકે જન્મની સફળતા એમાજ છે સમિધાથી જેમ અગ્નિ વધે છે તેમ લક્ષ્મી પણ વધે છે લક્ષ્મીને વધારનારી સમીધા, ધૈર્ય, શાતિ, સ યમ, પવિત્રતા, દયા, કોમળતા, વિમલ અને નમ્ર વાણી તથા મૈત્રીભાવ છે જે મનુષ્યોથી આપણી શાન્તિ અને ઉન્નત માર્ગમા ખલેલ નડતી હોય એવા અ ગ બળી જડબુદ્ધિના અને જડસાઓનો સમય પરત્વે પ્રસ ગ પડે તો તેને તમે અપ્રસન્ન કરશો નહીં, પણ તેને રૂચે તે પ્રકારનો નિર્દોષ આન દ આપી ત્વરાથી એનાથી મુક્ત થાઓ !

*      *      *      *

જગત્ આ કિલષ્ટ છે રે સુખમય એકજ જ્ઞાન –૦
જ્ઞાન રૂપ છે નાવ અનુપમ આ ભવ તરવારે
જ્ઞાન વિના જન પશુ સમ જાણો આવ્યા ચરવારે
જે પામર ચેતે નહીં ચિતે તેને શુ કહેવાય ?
કરણી તેવી પાર ઉતરણી એ કહેવત ઉચરાય –૦
ધર્મ કર્મમા ધ્યાન ન રાખે થઇને અધારે
સ્વારથ માટે ઘણા કરે છે નાચા ધધારે
પાછળ કાળ ભમે છે તેની ખબર ન રાખે લેશ
કોણ થાય અજ્ઞાની એવા વાનરનો એ વેષ–૦
અહીં અવતરી પડે મોહમા જ્ઞાન કયાથી આવેરે
થાકીને પસ્તાય પછી દિન વ્યર્થ ગુમાવેરે
જપ ભૂલી બહુ પાપ કરે છે રેટ પ્રમાણે થાય
એક ભર્યું ઠલવાય એકમા પાણી પાછુ ભરાય –૦

" તુ પાછળ કેમ પડી તૃષ્ણા તુ પાછળ કેમ પડી
આરી દ્વારે શીદ અડી તૃષ્ણા તુ પાછળ કેમ પડી –૦

લાખોને લટકાવી માર્યા, ફાંસી તારી વડી
સર્વ થકી સાચુ કહુ સૌના માથાની તુ જડી—૦
મૂર્ખ તણો તો શુય ઓરતો ચાતુર ચિત ચડી
ચપળા કરતા ઘણી વધારે તારી ગુમ હડી—૦
જ્યા જોઉં ત્યા તારી બેડી તારી તેમ કડી
હાથ પાય તે સૌના બાધ્યા સત્તા તારી છડી—૦
કસોટી કરવા હૈવે તુજને લોઢાનીજ ઘડી
વદે શ્યામ સુત દુર્લભ મુખથી તુ અગ્નિ શગડી—૦

'વિશ્વાધાર કિરતાર, હવે મારા પાપનો ક્યારે આવશે પાર? કરમ એક પછી એક એમ ઉભરાઇ જાય છે, કાયા દિવસે દિવસે કષ્ટમાંજ ખરાબ થાય છે! ઘડીકમા મૃત્યુના મુખમા જઈ પડુ છુ, તો ઘડીકમા કોઈ સુખી છાયડી તળે ક્ષણવાર રહુ છુ પથે પરવરતા નજરે કઈ પાર વિનાના પડે છે રક્ષક, તો ડગલે ડગલે સેકડો જડી આવે છે આ રૂપના કઇ ભક્ષક! ઘડીકમા આ મગજમા અલૌકીક પ્રગટી આવે છે જ્ઞાન, તો તેજ ક્ષણ પલટાતા કાંઈ પાર વિનાનુ ભરાઇ જાય છે અજ્ઞાન! ઘડીમા ડાહી થઈ આનદમા વિરમુ છુ, તો ઘડીકમા ઘેલી બની ભ્રમણામા આમ તેમ ભમુ છુ! આ શુ કહેવાય? આ દુ:ખ કોને કથાય, ભાવિમા જે લખ્યુ હોય તે મિથ્યા તો નજ થાય! હાય હવે દરદ નથી ખમાતુ, પીડા સહેવાતી નથી, અ ગે અ ગે રોગ વ્યાપી ગયો છે, નસે નસે વિષ રેલાઈ ગયુ છે! રોમેરોમે વીછીની વેદના થાય છે, જીવ ગભરાય છે, હવે શુ કરૂ? ક્યા જાઉં? કેમ કરી સુખી થાઉ? પ્રભુ પ્રભુ પ્રભુ મારા પર દયા કર! દયાસિંધુ દયાનું એકાદ બિન્દુ પણ આ દુ:ખી પર નાખ!

હવે આ નાટકડી કન્યાને વિશ્વમાં કોઈ સંઘરનાર નથી, રોગર દમથી હાડ હાડ થઈ છુ ! મારા કરમે મારા હાડ ભાગી નાખ્યા છે, મારા રોગે મારા ગાત્ર ભંગ કરી નાખ્યા ! જેમ તેમ કરી કાલાવાલાથી કરગરી ખોળા પાથરી વિનવણીથી કાશી ભેગી થઈ છુ, પટેલીઆના સંઘનુ પ્રભુ કલ્યાણ કરો ! એ દયાળુ સખી દીલના ગૃહસ્થોએ મને કાશીમા લાવી ઉતારી મુકી ! મારૂ કરમ આડુ આવ્યુ ! મારૂ ભાગ્ય મારા પર કોપાયમાન થયુ ! રસ્તામા અધવચ એકાએક વિસ્ફોટકનો વિષય વ્યાધી ઉભરાઈ આવ્યો, તેની જોડે આખા શરીરે પત ફુટી નીકળી, કંચનવરણી કાયામા પત્તરોગથી કાણા પડી ગયા, સુદરતાથી શોભતા શરીરમાથી પરૂ અને લોહી વહેવા લાગ્યુ ! રૂપસુમન ઉપર જ્યા મધુકર ગુંજારવ કરતા હતા ત્યા માખીઓ બણબણવા લાગી ! મારો કારમો રોગ જોઇને સંગવાળા ધ્રુજી ઉઠયા, અને રખેને તેમને રોગ થઇ આવે એવી ભીતી ધારી મને સંઘમાથી કોરે કરી, કોરે કરતા કરતા પણ કાશી ભેગી કરી, મને કોરે કરી ! કોરે કરતા કરતા પણ મને અજ્ઞાનતાના પડળ ફુટી જાય તેવી સોનેરી શીખામણ આપી કોરે કરી ! કોરે કરતા કરતા પણ મને ગુજરાન સારૂ દશ બાર લુગડા તથા પાચ પચીસ રૂપીઆની મતા આપી કોરે કરી ! કોરે કરતા કરતા પણ મને બ્રાહ્મણ ધારી પારાવાર કાલાવાલા કરી પ્રણામ કરી દીલગીરી ભર્યા વદને કોરે કરી ! કાશીવિશ્વનાથ તેમનુ કલ્યાણ કરો ! પ્રભુ તેમને ઠારો ! ગંગાજી તેમના કોટી જન્મના પાપ પ્રલય કરો ! વિભુ તેમને સુખી કરો ! ”

આ પ્રમાણે હાડમારી ભોગવતી કાન્તા સંઘમાથી નીકળી એક બચકી બગલમા મારી કાશીની ગલીકુચીઓમા ફરી ફરી છેવટે થાકી કંટાળી ગંગાના કિનારાપર આવી વિસ્ફોટક અને પત્તરોગથી બહુજ કાયર થઈ તે અસહ્ય દુઃખ ભોગવવા લાગી એક તો સ્ત્રીજાત, વળી નાક મળે નહી અને તેમાએ આખે શરીરે વીસ્ફોટક, પત અને એ સિવાય અનેક ઉપાધિ અને વ્યાધી ફુટી નીકળેલા એટલે તેને કોઇએ સંઘરી નહીં, અર્થાત્ ધરતીમાતા પણ તસુ જગ્યા આપવાને આનાકાની કરવા લાગ્યા! આખી કાશીપુરીમા તેના નામનો કોલાહલ થવા લાગ્યો, મહેલ્લાના છોકરાઓ પણ તેને જોઈ કાકરા મારી મારી હુરીઓ હુરીઓ કરવા લાગ્યા જે કોઇ તેને મળે તે તમામ તેનો રોગ જોઈ તથા નાક કપાએલુ જોઇ છટ્ છટ્ જતી રહે રાંડ ડાકણી પીશાચણી દુર થા, તને જોઈ અમારા છોકરા છળી મરે છે, આ પ્રમાણે કહી હડધુત કરવા લાગ્યા આવા અજબ પ્રકારના તિરસ્કાર અને ફીટકારથી કાન્તા ત્રાસ પામી બ્હેકી ગઇ અર્થાત્ કાંઈક ગાડી, ઉન્માદી અને દીવાની બની ગઈ! આ વ્યાધીના ઉન્માદમા ને ઉન્માદમા ગાસડી પોટકી જે કાંઈ હતુ તે તમામ ફેંકી દીધુ, અને સરીયામ રસ્તા પર ચેગરદમ દોડમદોડા કરવા લાગી! જ્યારે થાકતી અથવા મારથી ત્રાસ પામતી ત્યારે ગલીકુચીએ અગર રસ્તાના ખુણે ખોચરે અચેતની માફક પડી રહેતી, અને જ્યારે કાંઇ કળ વળતી અર્થાત્ ભાન આવતુ ત્યારે તે જે કાંઈ રસ્તામા પડ્યુ હોય તે વીણી લઈ એકઠુ કરી બચકી બાધી આમ તેમ ફરતી અને ગો ગ્રાસ તથા શ્વાન ગ્રાસના

જે કાંઈ ભોજનના ટુકડા મળે તે વીણી ખાતી ! આ પ્રમાણે અધમ સ્થિતિને પ્રાપ્ત કરી કાન્તા છેવટે ગ ગાના કીનારા પર આમ તેમ ફરવા લાગી ! તેનો રોગ પણ બહુજ ભય કર રીતે ફાટી નીકળ્યો, તે ત્રાસ પામી આખો દિવસ શરીર ખણી ખણી બુમરાણ કરવા લાગી ! વળી તે આત્મઘાત કરવાના અનેક પ્રકારના ઉપાયો પણ યોજવા લાગી, છતા તેને કાંઈ અસરજ ન થઇ ! જે કાંઈ ઔષધને વિષે મળે તે ખાઈ જતી, અર્થાત્ ચોપડવાની દવા પી જતી અને પીવાની દવા ચોળતી હતી, ટુ કામા ગમે તેમ કરી મોત આવે તો આ ઉપાધીમાથી છુટા થવાય એમ ધારી તે મૃત્યુને શોધતી હતી અર્થાત્ કાળના મુખ ભણી ધસી જતી હતી ! મૃત્યુ પણ તેને જોઇ ક પાયમાન થઈ દોઢ ગાઉ દુર ભાગતુ હતુ , અર્થાત્ માગ્યુ મોત પણ ના મળે એ સુત્રાનુસાર કાન્તા જ્યા મોત લેવા જાય ત્યા મોત કાન્તાને જોઈ દશ ગાઉ દુર ભાગી જાય, આ પ્રમાણે ક રમો ખેલ થતો હતો ! ભાવિ ક ન્તાને પાપની સજા જેવી જોઇએ તે કરના પણ અધીક પ્રમાણમા કરતુ હતુ દુનિયાને પુન્ય અને પાપ તેના સારા નરસા રસ્તા કાન્તાની માફક ભાવી બતાવતુ હતુ એક બ્રાહ્મણ કન્યા સ સ્કારી કુલીન કુટુ બની ઉ ચ કેળવણી પામેલી સ ગતિ દોષે કરીને અર્થાત્ કુધારા ફેશન એટીકેટ અને પોઝીશનને વાયરે ચઢી આવી અધમ સ્થિતિને પ્રાપ્ત થઈ હતી શાસ્ત્રમા વ્યભિચારને એક મહાપાતક ગણ્યુ છે અને તેને વાસ્તે ઘોર ઘોર પ્રકારની સજા બતાવેલી છે તે પ્રમાણે ઘોર ભય કર શિક્ષા કાન્તાને હવે થવા લાગી ! પતિનો તિરસ્કાર કરનારી,

સુધારાને રસ્તે ચઢી સ્વતંત્રતાની હવા લેનારી અને પ્રેમના આચાર વિહારને નામે સર્વદા વ્યભિચારમા રમણ કરનારી, આર્ય વ્યવહાર બંધનની કક્ષા તોડી કેવળ પુનર્લગ્ન કરી નાતરામા નાચનારી નારી કાન્તા છેવટે નકટી બની આવી અધમ સ્થિતિને ધારણ કરી જીંદગી ગુજારવા લાગી ! ગાડાની માફક આખા ગંગાના કીનારાપર એક ભુખી ભટકતી અગર હડકાઈ કુતરીની માફક ફરવા લાગી ! ફરતા ફરતા થાકતી ત્યારે એક ઠેકાણે પડી રહેતી, અને જ્યારે પડી રહેતા કંટાળતી ત્યારે કુતરીની માફક પુંછડી હલાવતી અર્થાત્ લુલીને ચલાવતી જેમ આવે તેમ બકતી ભટકતી હતી !

જેમ આવે તેમ ડાહ્યા ગાંડા લખારા કરતી કાન્તા કિનારા ભણી આધીને આધી ચાલવા લાગી મરજીમા આવે ત્યા તે ઉભી રહેતી અને મરજીમા આવે ત્યા તે ચાલી જતી, ઘડીકમા આકાશભણી જોઈ બે હાથ જોડી ઈશ્વરની પ્રાર્થના કરતી, આંસુ પાડતી અને અવિનાશીને વિનવતી અને ઘડીકમા તેના કરેલા કર્મના રાગડા કાઢી કલાકના કલાક સુધી રડતી, વળી કાંઈક વિચાર આવતો કે તરત આતુરતામા અને અધીરાઈમા આમ તેમ કુદી નાસ ભાગ કરી મુકતી તેના મગજમા જેવા જેવા વિચાર આવતા તે પ્રમાણે તે તરેહવાર વર્તન ચલાવતી હતી કિનારા પર ચાલતા ચાલતા અનેક પ્રકારના નખરા ચાળા ચેટક કરતી અને વળી વ્યાધીની જ્યારે બહુ પીડા થતી ત્યારે તે બુમરાણ પાડી જમીન પર આળોટતી અને દયા આવે તેમ કાલાવાલા કરી લોકો ભેગા કરી શોરબકોર મચાવી મૂકતી હતી.

અત્યારે કિનારા ભણી ચાલતા ચાલતા તે છેક જ્યા કરવત મૂકવામા આવે છે ત્યા ગઇ અને ત્યાના કરતા કારવતાઓને પોતાનો નાશ કરવા સારૂ વિનવવા લાગી અને તેને શરીરે થએલા ભય કર અને જીવલેણ વ્યાધીનુ વર્ણન કરી દયા ઉત્પન્ન કરાવવા લાગી !

" અરે કરવતીઆઓ ભાઈ આ રાક પર કરૂણા કરો ! "

" બાઇ તુ કોણ છુ , અત્યારે આ વખતે તુ અહી કયાથી ! એકલી કેમ છો ? "

" ભાઈ હુ કરવત મુકાવા આવી છુ "

" તારા પર કરવત નહી મુકવામા આવે ! તુ જુવાન છે ઉમ્મરમા ઘણીજ ઉછરતી વયની જણાય છે ! તારે એવુ શું દુ ખ છે કે તુ કરવત મુકાવા અહી આવી છુ ! "

" ભાઇઓ હુ મહા દુ ખી છુ, મારા પર દયા કરો, કરવત મુકી મને દુ ખમાથી મુક્ત કરો ! "

" બાઈ મૃત્યુ માગીને માથે લેવાથી દુ ખમાથી મુક્ત થવાય છે એમ તુ માને છે ? ના, ના જો એમ માનતી હોય તો તારી ભૂલ છે ! માગ્યુ મોત પણ મળી શકતુ નથી ! મનુષ્યને માથે પડે તે મનુષ્યે વેઠવુ જોઇએ ! તેના મનની તમામ વાસનાઓ લાલચો અને જરૂરીઆતો તેણે કરવત મુકાવા પહેલા સસારમા રહી પુર્ણ કરવી જોઇએ કરવત મુકાવતી વખતે કાઇ પણ કામના કે દુ.ખ કરવત મુકાવનારે ધરવુ ન જોઇએ ! '

" બાઇ હુ તમામ વાસનાથી અને કામનાથી મુક્ત છું ! હું મોતજ માગુ છું ડગલે ડગલે ચાલતી હાલતી હુ મૃત્યુને

શોધુ છુ પણ મને તે કેમ કરી જડતુ જ નથી ! લોકો કહે છે કે આમા મોત છે, પણ હુ તો કશામા મોત જોતી નથી, માટે મારા વિરાઓ મારા પર કરવત ચલાવી મને જીવનમુક્ત કરો !"

"બાઈ તુ તે ગાડી છે કે ડાહી ! આટલી નાની ઉમ્મ-રમા મોત માગવા આવી છુ તુ કોણ છે ? તારે માથે એવુ શુ દુ ખ છે કે તુ મરવા તૈયાર થઇ છુ !"

"વીરા મારા સમાન જગતમા કોઈ દુ ખીજ નથી, મારા દુ ખનુ વર્ણન કરવાને મારી જીભમા શક્તિ નથી ! નાની ઉછ રતી વયમા હુ મોત માગવા આવી છુ એ ઉપરથીજ તમે ખ્યાલ કરો કે હુ સુખી હઇશ કે દુ ખી હઇશ ? જુવાન સ્ત્રીઓને જી દગીની કેટલી બધી કીંમત હોય છે એ તમારી શું જાણ બહાર છે ?"

"માટેજ બાઇ તને કહીએ છીએ કે તુ અહીંથી ચાલી જા ! કરવત મુકાવામા કઇ સાર નથી ! આત્મહત્યા સમાન કોઈ ભય કર પાપ નથી ! મનુષ્ય એક ભવથી ક ટાળીને આત્મ હત્યા કરવા તૈયાર થાય છે તેના ભવિષ્યના સાત ભવ આત્મહત્યા કરવામાજ જાય છે મૃત્યુ એ દુ ખનો અ ત નથી, પણ જી દ ગીનો વિસામો છે, મોત એક જાતની શાત અને સુખી અવસ્થા છે તે અવસ્થા સ્વભાવત છે, લાબા વખતની નથી જે લાલચ વૈભવ, જરૂરીઆત કામના અને મમતાનો ત્યાગ કરી શકે છે તેજ મનુષ્ય સુખેથી માગ્યુ મૃત્યુ મેળવી જીવનમુક્ત થઇને આત્માને આન દ આપી શકે છે આવેશવાળા મનુષ્યો ઘડીમા રાગી અને ઘડીમા વિરાગી થઇ મૃત્યુ સારૂ ફાફા મારે છે તે

ફાફા કેવળ ફંદ છે હાથે કરી મૃત્યુ પામનારા મનુષ્યો ઘણાજ પસ્તાય છે મૃત્યુ પછી પણ જે કામનાઓ અને વાસનાઓ તેમને જીવતા જીવતા હેરાન કરતી હતી, અને જે જીદગીને ખારી ઝેર બનાવી મૃત્યુ શોધાવતી હતી તેજ વાસનાઓ અને તેજ કામનાઓ મૃત્યુ પછી જીવની અધોગતી કરવા તૈયાર થાય છે, માટે બાઇ જો તુ અ તરમા પારાવાર કલેશ પામી હોય તો તુ પાછી જા ! તારા કલેશને સમત્રા દે, પછી તરતજ તારા વિચાર બદલાઇ જશે મૃત્યુ એ કાઈ એક જાતનો વૈભવ કે સુખ નથી, કે જેની પર મનુષ્ય સત્તા ચલાવી ફાવે તેવો તેનો ઉપ-યોગ કરી શકે, સમજી બાઇ ચાલી જા અહીંથી ! ”

“ વીરા મારી અ તરવ્યાધી મૃત્યુના ઉપચાર સિવાય કદી પણ શાત થશે નહી મને વીતવામા કાઇ પણ બાકી રહી નથી તેમ મે પણ પાપ કરવામા જરા પણ પાછી પાની કરી નથી ! મને જે કાઈ થયુ છે તે મારા કર્મનું ફળ છે ! મારા પાપની શિક્ષા છે ! હુ કોઇને પણ દોષ દેતી નથી, દોષ મારા કર્મનો છે ! જેટલુ મનને કાબુમા રખાય તેટલુ હુ રાખી ચુકી છુ, પણ છેવટે મન પર સત્તા નહી ચાલવાથીજ મૃત્યુને શોધવા હુ નીકળી છુ, માટે મારા વીરા મને મોત માગ્યુ આપો ! ”

“ અરે બાઈ તુ ઘેલી છે કે ડાહી છે ? તારી સ્થિતિ કોઇ વિલક્ષણ પ્રકારની છે ! તુ કોણ છું તે અમે સમજી શકતા નથી આટલી નાની ઉમ્મરમા આટલો તીવ્ર વૈરાગ્ય, આવો સખત અણગમો ! સ સાર પર આટલો બધો ક ટાળો ! બહેન તુ કહે ના કહે પણ તુ કોઇ મોટી અપરાધી છુ, કોઇ ભય કર ગુન્હે-

ગાર છુ! બોલ સાચુ બોલ તુ કોણ છે?'

"વીરા તમારૂ ધારવુ સાચુ છે! હુ મોટી અપરાધી છુ, ભય કર ગુન્હેગાર છુ, એમા જરા પણ શક નથી, અને તે અપ રાધ અને ગુન્હાના બદલામા હુ મોત શોધુ છુ હાલ મૃત્યુ સિવાય મારા વાસ્તે બીજો કોઇ ઉપચાર નથી! હુ દુખીઆરી છુ, મહા મહા ઘોર કૃત્ય કરનારી કાળી કાગડી છુ! અરે કહો કે હુ અધમ પાતકી છુ! માટે તે સર્વ પાતકના બદલામા મને મોત આપી મુક્ત કરો!'

"અરે બાઇ જગતમા પાપની સજા શુ મોત છે! ના ના મોત નથી પણ કગાલીયતભરી જીદગીની લાબી જીવાદોરી ઘડપણ છે! હદ ઉપરાતનુ જીવન એ પણ એક પાપની સજા છે! જો મનુષ્ય મૃત્યુ વહોરી પાપમાથી મુક્ત થઇ શકતા હોત તો દરેક જણ પાપ કરી પૃથ્વીમાથી ચાલતા થયાજ હોત અને ટુક અરસામાજ પૃથ્વી પાપીઓ રહીત થઈ ગઇ હોત, પણ ના ના તેમ નથી મૃત્યુ એ એક એવી વસ્તુ છે કે જેના પર કોઇનો અધિકાર નથી, જેના પર મનુષ્ય જાતનું સ્વામિત્વ નથી, તે ક્યારે આવે છે તેની કોઇથી પણ કલ્પના થઈ શક્તિ નથી, તેનો રસ્તો અને તેની અવધ એ એક એવી વસ્તુ છે કે જે જાણવાને માટે અરે મૃત્યુ સુધારવાને માટે અનેક જીવધારીઓ સ સાર તજી જ ગલમાજ મ ગલ માને છે અને પ્રભુની ભક્તિ કરી સર્વદા આનદમાજ વિરામે છે, માટે બાઈ તુ હવે અહીંથી દુર જા! ચાલી જા! વધારે વખત આ સ્થાનમાં રહેવાથી નુક-શાન્ છે, માટે ભાગી જા!"

" વીરા ભાગી જવા માટે હુ આવી નથી, પણ ભાગ લેવા આવી છુ મને તમારા કહેવાની તલમાત્ર પણ અસર નહીં થાય ! હુ જે માગુ છુ તે જ્યારે લઈશ ત્યારે અહીંથી જઈશ ! તમે બધો ઉપદેશ આપવો મુકી દઈ મારા ઉપર કરવત ચલાવો ! હુ મોત માગવા નીકળી છુ તો મને મોત આપી સુખી કરો ! આ કરવત શા વાસ્તે છે તો જીવનના કરને વાસ્તે છે તો મારો જીવન કર લઇ મને જીવન મુક્ત કરો ! કરવતની સ્થાપના જી દગીના બચાવને વાસ્તે નથી પણ જી દગીના વિનાશને વાસ્તે છે, તમે જી દગીના રક્ષક નથી પણ જી દગીના ભક્ષક છો ! જો રક્ષક હો તો અહીંથી ચાલ્યા જાઓ, અને જો ભક્ષક તથા કરવતના પક્ષક હો તો તમારી ફરજ બજાવી મને મુક્ત કરો !

" બાઈ તુ કોઇ અજબ માણસ છે ! તારૂ નાક ક્યા છે ? આ શરીરે શો રોગ થયો છે ? અરરર કેવી દુર્ગંધી મારે છે, નાક ફાટી જાય છે, બાઇ ચાલી જા આ કરવત આવી ગ ધાતી ગોબરી અને જરા પણ કલ કીત અથવા શ કા પડતી કાયા કે જી દગીનો ભોગ લેતુ નથી પણ તે તો નિષ્કલ કીત ભોગ લે છે !"

" વીરા હુ એક અજબ માણસ છુ મારા પર જે કાઈ થશે તે ગજબજ થશે ! મારૂ નાક મારા કર્મથી કપાઈ ગયુ છે, અને જે રોગ તથા દુર્ગંધી તમે મારા શરીરમા જુઓછો તે સઘળા મારા પાપ અને દુષ્ટ કામનાના વિચારો છે ! હવે તે સઘળા મારી કાયાનો મોહ મુકી ચાલ્યા જાય છે, માટે તમે મને માગ્યુ મોત આપી છેવટની સુખી કરો ! "

" બાઈ તારૂ કહેવુ અમને અક્ષરે અક્ષર ખરૂ લાગે છે !

તારી સ્થિતી જોતા અમને એમજ લાગે છે કે, તુ કોઈ ભયકર પાપની સજા ભોગવે છે ! ”

‘ અરે વીરા હવે મને ધરતી ચાલવાની જગ્યા પણ આપતી નથી, રસ્તે જતા આવતા લોકો પણ મને જોઇ ફીટકાર તિરસ્કાર આપી હાડ છેડ કરી કાકરા મારે છે, નાના છોકરાઓ પણ મારો હુરીઓ બોલાવી મને મારફાડ કરે છે, અરે કોઈ પણ માણુસ મારી તરફ દયાની લાગણીથી જોતુ નથી ખરેખર બાઈ મારો કોઈ પણ માણુસ સત્કાર કરતુ નથી, હવે હું સર્વદા સર્વ કોઈના તિરસ્કારને પાત્ર છુ આદર મારે વાસ્તે હવે અવનીના કોઈ પણ ખુણામા રહ્યા નથી, સર્વત્ર અનાદરજ હુ અવલોકુ છુ, અતિઋણીઆને ઋણ નહી અને અતિ દુ ખીઆને દુ ખ નહી, માટે મારે વાસ્તે હવે મોતજ નિરમાણ થએલુ છે આ મારો રોગજ હવે મોતને આમ ત્રણ કરે છે, આ દુરગ ધી હવે જીદગીને તુચ્છકારી કાઢે છે, માટે મારા બ ધુઓ મને હવે કરવત મુકી દુ ખમાથી મુક્ત કરો ! ”

“ બાઇ જ્યારે તારો આવો સખત આગ્રહ છે અને આદર છે ત્યારે અમે નિરૂપાય લાચાર છીએ, હજુ પણ કહીએ છીએ કે મૃત્યુ કરતા પશ્ચાતાપ એ એક નવુ જીવન છે કરેલા કર્મનો પશ્ચાતાપ અને પ્રભુ ભજનનો વલોપાત કાલાવાલા અને વિન વણી કોઇ પણ દુ ખીને સુખી કરી શકે છે ! ”

“ વીરા તમારૂ કહેવુ સત્ય છે, પણ હવે હુ કોઇ પણ ઉપાય આદરવાને પાત્ર કે શક્તિવાન રહી નથી, મારૂ લોહી અને વ્યાધીની દુરગ ધી જ્યા જ્યા ફેલાય છે ત્યા ત્યા બીજા કોઇ

સુખી મનુષ્યની જીદગીને જોખમમા નાખે છે હવે હુ મૃત્યુ નેજ પાત્ર છુ, માટે તમે કાઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય તમારી ફરજ બજાવી મને જીવનમુક્ત કરી પૃથ્વી પરથી મારા જેવી પાપણીનો ભાર ઓછો કરો!"

"જ્યારે તુ જીદગીનો ભોગજ આપવા તૈયાર થઇ છુ ત્યારે અમે પણ અમારી ફરજ બજાવવા તૈયાર થયા છીએ! જેટલુ કહેવુ ઘટતુ હતુ તેનાથી પણ અધીક અમે તને કહ્યુ છે અને હજી પણ કહીએ છીએ કે જો તારે કાઇ જોઈતુ હોય તો અમારી પાસેથી માગી લે, તારી જે કાંઈ ઇચ્છા હોય તે કહી બતાવ, અમારાથી જે કાંઈ થઈ શકે તે મદદ કરીએ!"

"ભાઇઓ મારે હવે એક વસ્તુની ઇચ્છા છે, અને તે ઈચ્છા આ કરવતજ છે મૃત્યુજ મારી તમામ કામનાઓ તૃપ્ત કરશે જગતમા મારા વાસ્તે હવે કાંઈ પણ ઉપચાર બાકી રહેલો નથી બાકીમા બાકી ફક્ત મોત છે, તે હુ શોધવા નીકળી છુ અને તે મે શોધ્યુ પણ છે, હવે શોધેલુ મોત હુ હાથ માથી કેમ જવા દઉં? જો જવા દઉ તો મારા જેવી બીજી કોઇ અભાગણી કહેવાય?! ના માટે મને માગ્યુ મોત આપો! કરવત ચલાવી મને દુખમાથી મુક્ત કરો! પ્રભુ તમારૂ કલ્યાણ કરો!"

"બાઈ હવે અમે તને એક છેવટની વાત પૂછીએ છીએ કે આ કરવત મુકાવવાનુ તારે કારણ શું છે? બીજું કરવત મુકાવતી વખતે તું મનમા શુ માગવા ઈચ્છે છે, જે કાંઇ હોય તે અમને કહી બતાવ! કરવત મુકાવનારા અનેક જણા આ

ગ ગામૈયા સમક્ષ અને કાશીવિશ્વનાથ મહા પ્રભુના આદેશમા પ્રતિજ્ઞા કરી કરવત માગી લે છે, માટે કહે તારી શી ઇચ્છા છે ?"

"ભાઇઓ કારણમા અને ઇચ્છામા હુ એકજ વસ્તુ માગુ છુ, અને તે વસ્તુમા મૃત્યુજ માગુ છુ મૃત્યુ સિવાય હુ બીજુ કાઇ ઇચ્છિતી નથી મેં એવા પાપ કર્યા છે, મે એવા વિશ્વાસઘાત કર્યા છે, અને એવા પવિત્ર લોકોને દુભવ્યા છે કે બધા પાપના પ્રાયશ્ચિતમા ફક્ત હુ મોતજ માગુ છુ હવે મારૂ એક કદમ ધરતી માતા પર હુ મુકવા માગતી નથી, મારા જેવી પાપણીના કદમથી ધરતી ધ્રુજી ઉઠે છે, માટે ઇચ્છા અને કારણમા મારે હાથે કરેલા પાપના પ્રાયશ્ચિતમા હુ ફક્ત મોતજ માગુ 'છુ કરવત માગુ છુ અરે આ ગ ધાતી ગોબરી પાપથી ભરેલી કાયાનો નાશજ કરવા માગુ છુ જે કાયાથી પાપ થયા છે તેજ કાયાને પાપના પ્રાયશ્ચિતમા નાશ કરવા માગુ છુ ! છેવટની ઇચ્છામા હુ પ્રભુ પાસે તથા ગ ગામૈયા પાસે એજ માગુ છુ કે પ્રભુ મારા પરણેતર પતિ ભાનુશ કરનુ કલ્યાણ કરો, એ જ્યા હોય ત્યા સુખી થાઓ ! બીજુ ભગવાન તમારૂ પણ ભલુ કરો કે મને તમે છેવટનો ઉપદેશ આપી મારા પાપી મનને પ્રભુ તરફ પ્રેર્યું છે વીરા હુ ફરી એકવાર છેવટનુ કહુ' છુ કે ભગવાન મારા પતિનુ કલ્યાણ કરો, તમારૂ ભલુ કરો ! આ સિવાય હુ બીજુ' કશુ' પણ માગતી નથી, મારી ખાત્રી પણ એવી છે કે મને હવે કાઇ માગ્યુ' મળશે પણ નહીં, મારા કરમ એવા છે કે હજી પણ આનાથી વધારે સખત શિક્ષા પ્રભુ મને કરશે, કાશી-વિશ્વનાથ તમારૂ કલ્યાણ કરે વીરા તમારૂ ભલુ' કરો ! "

"ત્યારે ત્યારે બાઈજી આ ગંગા કીનારે જઈ ગંગામાં સ્નાન કરીને અહીં આવ, અને પછી તારૂં માથું આ કરવતમાં મુક !"

"વીરા હું ગંગા કીનારેજ ફર્યા કરૂં છું, હવે મારે સ્નાન કે પાપની કાંઈ વધારે અગત્ય નથી, તેમ છતા તમારા કહેણુને માન આપી હું સ્નાન કરી આવું છું !"

"ખરેખર આ સ્ત્રી કોઈ ચમત્કારી જણાય છે ! તેનો બહારનો દેખાવ પણ અજબ છે તેમ ભીતરનો દેખાવ પણ ગજબ છે તેની રહેણી કરણી પણ વિચિત્ર ભાસે છે કરવત મુકાવામાં તેનો શો સંકેત હશે તે કાંઇ સમજી શકાતું નથી, વાસ્તે ભગવાન તું જે કરે તે ખરી !'

"લ્યો ભાઈઓ હું સ્નાન કરી પરવારી આવી, ચાલો હવે મને કરવતા મુકી જીવનમુક્ત કરો !"

"ઠીક ત્યારે થા તૈયાર ! ભજી લે ભગવાનને !"

"પ્રભુ મારાં પાપ ક્ષમા કરો ! મારા સ્વર્ગસ્થ કંથના આત્માને શાન્તિ આપો ! હું અપરાધી છું, પાપી છું, મારૂં મન કબુલ કરે છે કે હું તારી દયાને પાત્ર રહી નથી; છતા પણ પ્રભુ મારા ઉપર દયા કરો ! આ જન્મ તો મારો બગડ્યો, પણ ભવિષ્યનો ન બગાડશો ! દીનબંધુ દીનાનાથ દયાસિન્ધુ આ દીન પર દયા કરો ! હવે મને પાપથી મુક્ત કરો ! મરણાન્તે મારી સદ્‌ગતિ કરો !"

"ચાલ હવે આ પાટીઆ પર માથું મુક અને મનમા તારી જે કાંઈ કલ્પના હોય તેનું ધ્યાન ધરી લે ! જે કાંઈ તારી

છેવટની ઇચ્છા હોય, માગણી હોય, કામના હોય, વાસના હોય અગર લાલચ હોય તે તમામની મનમા તારે જે કાંઈ કલ્પના કરવી હોય તે કલ્પના કરી વિશ્વનાથના ચરણમા તારા ચિત્તને ચોટાડ કે તારૂ ધાર્યું કલ્પ્યુ સફળ થાય ! ”

“ જય જય જય પ્રભુ હવે હુ તારા શરણે ! ગગામૈયા હવે હુ તારે પારે ! ”

આ પ્રમાણે સ્તવન કલ્પના કરી કાન્તાએ પોતાનુ માથુ પાટીઆ પર મુકયુ, કરવતીઆએ ઝટ કુચી ફેરવી કરવત કાન્તાના માથા પર ફેરવ્યુ, કરવત તરત તેના માથા લગોલગ આવી અચકી ગયુ ! આ પ્રમાણે બનવાથી કરવતીઆઓ ઉડા વિચારમા પડી ગયા, કાન્ત એ પુન તેમને સારી રીતે સબોધી ઉત્તજીત કર્યા, એટલે ફરીથી કરવતને ઉચુ ચઢાવી પુષ્કળ બળ પૂર્વક કુચી ફેરવી કરવત કાન્તાના ધડ ઉપર ધકેલ્યુ આ વખતે પણ કરવત ધડ આગળ આવી અચકી ગયુ, કરવતીઆ ગભરાઇ ગયા, અને તેની સાથે અચબામા ગરકાવ થઈ કાન્તાને બાવડુ ઝાલી કરવતમાથી કોરે કરી દુર ઉભી રાખી !

“ બાઇ તને હાથ જોડીને વિનતી કરીએ છીએ કે તુ હવે ચાલી જા તારો ભોગ આ કરવત લેવા ખુશી નથી, પ્રભુનો પણ તારા આત્માને લેવા હુકમ નથી, માટે અમારૂ માની અહીથી ચાલતી થા ! ”

“ અરે તમે લોકો આમ અકળાઈ શુ કામ જાઓ છો ? હુ મરવા ખુશી છુ તૈયાર છુ તો તમે મારતા શા વાસ્તે અચકાઓ છો ? નિર્દોષનો ઘાત કરવામાજ વિચાર રાખવો જોઇએ !

હુ તો દોષિત અને મરવાને તૈયાર એક પગે ઉત્સુક થઈ રહી છુ તો મને મારતા શો વિચાર કરો છો ? ફરી એક વાર તમારા કરવતને તપાસી જુઓ કે તેનામા કાઇ વાધો છે ! જુઓ જુઓ તપાસ કરો આમ ગાભરા ન બની જાઓ ! ”

“ અરે બાઇ અમારૂ કરવત તો જેવુ જોઇએ તેવુ છે એ તો ધડ લઈને ધડ અને શર જોતજોતામા એકજ તડાકે જુદા કરી નાખે ! એને તે વળી જોવુ પડતુ હશે ? તારી મરજી જોવાની હોય તો લે આ જોઈ લે અમે ફરીને ફેરવીએ છીએ ! ’

“ ભાઈ તમારૂ કહેવુ બરાબર છે. કરવત તો જેવુ જોઇએ તેવુ છે, એમા કાઈ વાધો મને જણાતો નથી, ચાલો હવે એક છેલ્લી વારની મારી અજમાયશ કરી લ્યો, આ વખતે મારી ખાત્રી છે કે કરવત મને ન્યાયજ આપશે ! ”

“ માઈ તુ પણ કોઈ અજબ પૂતળુ છે ! અમે વરસોના વરસો થયા કરવત મુકીએ છીએ પણ કોઈ તારા જેવી હીમત વાન બાઇ અમે જોઈ નથી ! ”

“ લ્યો ચાલો વીરા હવે તમે તમારૂ કામ કરો ! ”

“ ઠીક ત્યારે થા તૈયાર ! ”

‘ કાન્તાએ માથુ અસલ જગ્યાએ મૂકયુ અને આગળ કરતા બમણુ બળ કરી કરવતીઆએ કરવત ફેરવ્યુ, કરવત ડોકા આગળ આવી અચકયુ અને અચકતાની સાથે એક આકાશ ફાડી નાખે તેવો પ્રચ ડ અવાજ થયો, કરવતીઆ ધબ લઈને હેઠા પડયા, અને કાન્તા પણ ઝમકી ગભરાઈ આમ તેમ જોવા લાગી, કરવતીઆ એકદમ હાફલા ફાફલા ઉઠયા અને કાન્તાને

આવડાવતી આલી કરવતમાંથી બહાર મુકેલી ! '

" એ બાઈ તમે અમે બે હાથ જોડીને વિનવીએ છીએ કે તુ હવે અહીંથી જા ! નાહક અમારા જીવની તરસી ના થઈશ તારે જીવવુ હોય તો જીવ અને મરવુ હોય તો મર પણ આ સ્થળેથી તુ ચાલી જા ! નહિ તો તને બળ કરી ધક્કા મારી કાઢવી પડશે "

" અરે ભાઇઓ તમે મારા ઉપર ગુસ્સે ન થશો તમારા વાળને પણ ઈજા થશે નહિ, શાંત થાઓ, અકળાશો નહિ પરમાત્માની કુદરતજ કાંઇ કારમી છે ! "

" બાઈ હવે તારૂ કાંઈ અમારે સાભળવુ નથી તુ એકદમ અહીંથી નીકળ, ચાલી જા નાહક અમને હેરાન કરીશ નહી તારા કદમ અહીંથી ઉપાડ ! તુ કોઈ ભારવાયની છે ! જા બાઈ જા અમે તને હાથ જોડીને કહીએ છીએ કે તુ હવે જા ! "

" વાહરે વિધાતા વાહ ! વાહ પ્રભુ તારી લીલા ! મરનારને માગ્યુ મોત પણ તુ આપતો નથી, અને જીવનારને તુ જીવન પણ આપી શકતો નથી અરે તને તે હુ કેવો કહુ ? વાહ મારા પ્રભુ વાહ તારી અકળ કળા ! " કહી ખડખડાટ કાન્તા સારી રીતે હસી, ખુબ હસી, પેટ પકડી પકડીને હસી, કરવતીઆઓ કાન્તાને હસતી જોઈ કરવત મુકી ભય પામી ભાગી ગયા નાસતા કરવતીઆની પાછળ કાન્તા પણ બુમો પાડતી પાછળ પડી, કરવતીઆએ જાણ્યુ કે નક્કી આ કોઈ જીવતી બલા છે, માટે જરૂર આપણો ભક્ષ કરી જશે એમ ધારી બ્હીને મુઠીઓ વાળી નાઠા પછાડી કાન્તા પણ હસતી

હસતી મૂઠીઓ વાળી દોડી. આ પ્રમાણે એક અજબ કારમો મામલો થયો, કાન્તા દોડતા દોડતા છેવટે થાકી, કસ્વતીઆ ક્યાના ક્યા જીવ લઈ નાઠા તે ફરી દેખાયાજ નહીં; છેવટે ગંગા કીનારે એક ઘણે દુર ચિતા બળતી દેખાઈ એટલે કાન્તા તે ચિતા ભણી દોડી, કાન્તાને એકાએક હસતી ચિતા ભણી ધસી આવતી જોઇ સ્મશાનીઆ મૂઠીઓ વાળી જીવ લઇને નાઠા કાન્તા બળતી ચિતાની છેક નજીક જઇને ઉભી રહી અને બળતા શબ ભણી જોઇ રહી ! છેવટે જોતા જોતા કાક તેને વિચાર આવ્યો એટલે તરત ખમચાણી, ચિતાની આસપાસ જે કાંઈ લાકડા પડ્યા હતા તે તમામ વીણી લાવી ચિતામા નાખ્યા, અને ચિતાને સારી રીતે પ્રજ્વલિત કરી તેના સામા હાથ જોડી ઉભી રહી !

" હે જગતના જીવન અને જ્યોતીરૂપ અગ્નિ દેવતા હુ આપને પારાવાર પ્રણામ કરૂ છુ ! હે અગ્નિદેવ ! મારા જેવી પાપણીને ભક્ષ કરી મને જીવનમુક્ત કરો ! જગતના મે જેટલા થાય તેટલા પાપ કર્યા છે, ઘણા ઘણાને દુભાવ્યા છે અને વ્યવહાર બંધનના અનેક ચીલા મે તોડી નાખી વ્યવહારને કલંકીત કર્યો છે, મારા પ્રભુ મારા કર્મોનો પાર આવે તેમ નથી આકાશના તારાની ગણતરી થઈ શકે, સાગરના નીરનું માપ લઈ શકાય પણ વિભુ મારા પાપની કલ્પના થઈ શકે તેમ નથી હુ મહા પાપી છુ, નીચ છુ, ચંડાળ છુ, કસાઈ કરતા પણ દયાહીન દુષ્ટ છુ, ઘોર કર્મ કરનારી પિશાચીની છું ! પ્રભુ મારા સર્વ પાપોના પ્રાયશ્ચિતને અર્થે હુ મારા દેહનું બલિદાન તમને

આપુ છુ હે અગ્નિદેવ મને બાળી ભસ્મ કરો ! પ્રભુ મને જીવન મુક્ત કરો ! હુ હવે જીવવા માગતી નથી જીવનથી ધરાઈ ગઇ છુ જીદગી ઝેર સમાન દુખદ અને ભયકર થઈ પડી છે હવે એક ક્ષણુ પણુ વધુ જીવવા માગતી નથી, તો મારા દેવ મારો સ્વિકાર કરી મને બાળી ભસ્મ કરો ! આ ધરાદેવી હવે મારો ભાર ઉપાડી શકે તેમ નથી હુ પાપથી છલોછલ ભરાઈ ગઇ છુ મારા કર્મો બેહદ કેભરાઈ ગયા છે, પ્રભુ હવે મારા વાસ્તે એક મૃત્યુજ સુખદ છે હુ હવે મોતજ માગુ છુ મારા કર્મની શિક્ષા અગ્નિદાહથીજ મને યોગ્ય રીતે મળી શકશે જે દેહથી જીવતાજીવત અઘોર પાપ થયા છે, તે દેહને જીવતાજીવત હુ બાળી ખાખ કરવા માગુ છુ તો હે અગ્નિદેવતા મારી જીજ્ઞાસા તૃપ્ત કરો ! મારો ભોગ લઇ મારા આત્માને સતુષ્ટ કરો ! જય જય અગ્નિદેવ હવે હુ તમારા શરણે આવુ છુ આ દુખીઆરીને દહન કરી દુખથી મુક્ત કરો ! પ્રભુ મને માફ કરો ! અગ્નિ દેવતા મારો અગિકાર કરી મને જીવનમુક્ત કરો ! પ્રભુ મારો ઉદ્ધાર કરો ! જય જય અગ્નિદેવા હવે હુ તારામા આવી તારામા સમાપ્ત કરૂ છુ ! ”

આ પ્રમાણે અગ્નિદેવતાને સબોધી કાન્તા સળગતી ચિતામા કુદીને પડી ! ભડભડ સળગતી ચિતા કાન્તાના સ્પર્શથી જોતજોતામા હોલવઇ ગઈ કાન્તા છેવટે હારીને બેઠી થઇ ચિતા માથી બહાર નીકળી, તેણે શરીર પર નજર કરી તો તે શ્યામ થઈ ગયુ હતુ પણ એક ઝરેરો કે ફોલ્લો તેના શરીરે ઉઠ્યો નહોતો, તેમ કાન્તા બીલકુલ દાઝી પણ નહોતી, તે મરવા માગતી હતી

તે પ્રમાણે મરી પણ ન ગઇ, અરે બળી પણ ન ગઇ, અને એમ ને એમ ચિતામા આળોટી ઉભી થઇ શરીર ખ ખેરી નાખતી કૌતકથી ચોગરદમ નજર કરતી તે આમતેમ કીનારા પર ફરવા લાગી, છેવટે વિસ્મયતાથી વિચાર કરતી કરતી છેક કીનારાથી આઘે ને આઘે નીકળી ગ-, એક પત્થરની ઉંચી ખડક પર આવીને એ- કાગડીની માફક ચોગરદમ નજર કરતી ગ ગાનદી નિહાળતી બેઠી થોડીક વાર સુધી તે ખુબ હસી, પછી રડી અને છેવટે ક ટાળી, થાકી હાથ ઘસી વલોપાત કરી ખડક પર ઉભી થઈ, આકાશ ભણી મો ઉ ચુ રાખી બે હાથ જોડી પ્રભુની સ્તુતિ કરવા લાગી અને કરેલા પાપનો પસ્તાવો કરી કરી પ્રભુ પાસે ક્ષમા માગવા લાગી, છેવટે ગ ગામા ઝ પાપાત કરી દેહ પાડી નાખવાના નિશ્ચય પર આવી ગમે તેમ કરી દેહનો નાશ કરવો પણ હવે ક્ષણ પણ જીવન ધરવુ નહિ એવો ભય કર નિશ્ચય કરી એક ઉ ચી ભેખડ પર ચઢી છાતીફાટ રૂદનથી પાપનો પસ્તાવો કરવા લાગી ! ”

“ આર્ય ભૂમિની આર્ય બાળાઓ તમે કોઇ પણ મારા જેવી અભાગણી પાપણી ન થશો ! કલ્યાણી ભૂમિની કલ્યાણી કામીનીઓ તમે સર્વદા ક થની સેવાજ કરજો ! સ્રીનો પતિ સેવા સિવાય કદી પણ ઉદ્ધાર નથી તે નથીજ સમજજો ! જગ તમા પતિ એજ સતિનો સર્વેશ્વર છે પતિ એજ પત્નીનુ પરમ દૈવત છે ! પતિ એજ પત્નીનો પ્રાણ છે ! પતિ એજ પત્નીનું સૌભાગ્ય જીવન છે ! પતિ એજ પત્નીનો પરમ ધર્મ છે ! કર્મ છે ! અરે ભક્તિ છે, મુક્તિ છે અને સ્રીની સબળ શક્તિ પણ

એક પતિ છે ! પરમ ઉદ્ધારને પામનારી પત્નીઓએ સર્વદા સ્વામીનીજ ભક્તિ કરવી જોઇએ પતિની પ્રસન્નતા એજ પત્નીનો નભાવ છે ! પતિની સેવા એજ પત્નીનો જીવન લ્હાવ છે ! પતિવ્રત એજ પરમ તત્વ છે ! શિયળ એજ સુંદરીનું સત્ય છે ! સ્ત્રી સર્વદા સ્વામીની ભક્તિથીજ પાવન થાય છે ! પત્નીનો ઉ.ય પતિની સેવામાજ રહેલો છે ! બહેનો મારા જેવી કોઇ સ્વત ત્ર થવાને ઇચ્છા ન કરશો ! પતિ અને માબાપની આમન્યા એજ સ્ત્રીની જીવનદોરી છે પતિની આજ્ઞા એજ પત્નીનુ ચૈતન્ય છે પતિની પૂજા એજ પત્નીનું ઉત્તમ વ્ર.ત છે પતિની ભક્તિ એજ પત્નીની સાચી મુક્તિ છે બહેનો કોઇ મારા જેવી ભણી ગણીને ભામટીઓ થશો નહિ ! અ કુશ વગરની કેળવણી કેટલી પાયમાલી કરે છે તેનો મારા દૃષ્ટાત પરથી તોલ કરજો ! સુધા ર ની હીમાયત કરી સ્ત્રી તત્વનો નાશ કરશો નહિ ! ફૅશન અને એટીકેટના વાયરે જઇ તમારા ઘરસસ રની પાયમાલી કરશો નહિ ! સર્વદા સ્વામિના કહ્યામાજ રહેજો ! કહ્યાગરી કાન્તા એજ જગતમા સાચી સ્ત્રી છે પુરૂષ જેટલા સરખા હક્ક પ્રાપ્ત કરવાની કોઇ દીવસ પણ ઇચ્છા ન રાખશો દાબ વગરની ચોપડી અને ચતુરા છેવટે બગડે એ નિશ્ચય મનન કરી માની લેજો ! વધારે છુટાપણામા સ્ત્રી મારી માફક છકી જાય છે અને છેવટે છકમા ને છકમા ધર્મ જાતિ અને કુળાચારને બોળી મારા જેવી અધમ દશાને પ્રાપ્ત કરે છે તે મારા દાખલાથી જોઇ લેજો ! ગરીબડી આર્ય કન્યાઓ ! મારા જેવી કોઇ પામર અને અધમ નીવડશો નહિ બહેનો સર્વદા તમે નાનપણમા માબાપનુ કહ્યુ

માનજો, જુવાનીમાં પતિને પ્રભુ તરીકે ગણી તેની આજ્ઞા ઉઠાવજો અને વિધવા દશામા દીકરા તથા વડીલોનુ કહ્યુ માની સર્વદા આ કુશમા રહી તમારી જાતને દીપાવજો ! બહેનો ! સ્ત્રી કેળવણી પ્રાપ્ત કરતી વખતે અવશ્ય કરીને ધાર્મિક કેળવણી પ્રાપ્ત કરજો ! ધાર્મિક કેળવણી વગરની એકલી સ્ત્રી કેળવણી એ કેવળ અનાચારની મેળવણીજ માનજો ! ધર્મ એજ જગતનુ જીવન છે ! ધર્મ એજ સ્ત્રીનો શૃંગાર છે; માટે બહેનો ધર્મનો કદાપી કાળે ત્યાગ કરશો નહિ ! નિર કુશ સ્ત્રીની સર્વદા મારા જેવી હાલત થાય છે તે તમે મારા હાલથી જાણી લેજો ! અ કુશવાળો હાથી અને અ કુશવાળી સ્ત્રી સર્વદા નાના પ્રકારના વિવિધ વસ્ત્રાલંકારોથી સર્વદા સુશોભિત અને સુદરજ રહે છે !

બહેનો હવે હુ તમને શુ કહી શકુ ? જેટલુ કહેવાયુ તેટલુ મે કહ્યુ છે, જેટલુ બતાવાયુ તેટલુ બતાવ્યુ છે અને જેટલુ સમજાવાય તેટલુ સમજાવ્યુ છે છતા પણ હજુ એક વાર છેવટની પેકારી પોકારીને કહુ છુ કે, હે આર્ય કન્યાઓ ! તમે સર્વદા તમારા ઘરડા વડીલોને ચીલે ચાલજો બહેનો ભણો તો ભણતરમા આ મન્યા અને ધર્મનુજ ભણતર ભણજો તમારા કોમળ અંત.કરણમા કોઇ કાળે પણ સુધારા તથા ફૅશન અને સ્વત ત્રતાનુ ચણતર ચણશો નહિ કન્યાઓ તમે મરણતા સુધી તમારી દાદીમા, મા અને વડીઆઇઓને માન આપજો અને તેમને પ્રણામ કરી પૂજા કરી વૃદ્ધ માતાઓની આશિષ પ્રાપ્ત કરજો ! તમારા ઘરના વૃદ્ધ જનો એજ તમારા ઘરના આદ્ય દેવતા છે ! તે દેવતાઓની હમેશાં પ્રેમથી પૂજા કરજો !

એ પૂજામાજ તમારૂ સર્વદા કલ્યાણ રહેલુ છે। નિશાળની કેળવણીમા બહેનો હમેશા ખાસ ધ્યાન રાખીને ભણજો ભણવામા ધાર્મિક શિક્ષણ તરફ ખાસ ધ્યાન રાખજો ભણવામા કામચલાઉ લખવા વાચવાનુ શિક્ષણ પ્રાપ્ત કરી ઘેર આવી ઘરડાની પૂજા કરજો, તેમની શિખામણનુ મનન કરજો અને ડોશીશાસ્ત્ર એજ સાચી સ્ત્રીકેળવણી માની સ્નેહથી તેનો અભ્યાસ કરજો ભણીગણીને બહાર ભટકવામા વખતનો વ્યય કરશો નહિ રખડવામા અને ભટકવામા હુ જે સ્થિતિ પ્રાપ્ત કરી રહી છુ તેને વારવાર અવલોકી અવલોકીને નિહાળજો ! લગ્ન સસ્કારને પ્રાપ્ત થયેલી આર્ય બાળાઓ તમે સર્વદા સાસુ નણદ અને ભોજાઇઓ સાથે હળીમળી સપથી રહેજો। બહેનો સાસુ સસરા અને અન્ય વડીલ જનોને પૂજ્ય બુદ્ધિથી નિહાળજો અને સર્વદા તેમને સતોષવામાજ તમારો સાચો ધર્મ જાણજો જે વહુએ સાસુની પૂજા કરી ચાકરી કરી અને સાસુને મરતા લગી પાળી પ્રસન્ન કરી તેજ વહુ ભવિષ્યમા સાસુની પદવી પ્રાપ્ત કરી દીકરા દીકરીથી ઠરશે અને તેજ વહુ પોતાની સાસુ સમાન પૂજા ચાકરી અને બરદાશ કરાવવાનો પ્રસગ પ્રાપ્ત કરશે ! બાળાઓ તમારો પતિ એજ તમારો પરમાત્મા છે। પતિની સેવા એજ પ્રભુની પૂજા છે। પતિની આજ્ઞા એજ સતીનો સાચો ધર્મ છે। કથ એજ કાન્તાની મુક્તિ છે ! ધણી એજ ઘરમા ઘરૂણીનો સર્વેશ્વર છે। સ્ત્રીનો સર્વદા સ્વામીથીજ ઉદ્ધાર છે। બાળાઓ હમેશા પતિની પૂજા કરો। પતિ પર પ્રેમ વરસાવો અને પતિમા તદ્દલીન થઇ જગતને પતિમય

ધારી પતિમાજ સમાસ કરો ! દીકરા દીકરીને પ્રાપ્ત કરેલી આર્ય આર્યાઓ સર્વદા તમે આર્ય સસાર વ્યવહારની ઉન્નતિમાજ મચી રહો ! તમારી આસપાસ આવેલા આપ્તજનોનો હમેશા ઉદય કરો ! દરેકનુ કલ્યાણ વાચો ! તમારી સતતિને સારી રીતે ઉછેરી ધર્મિષ્ઠ અને નીતિવાન બનાવો, તમારી સતતિને વારસામા ધર્મ અને નીતિજ આપો ! નીતિ અને ધર્મથી આર્યનો ઉદય છે ! સત્ય અને સેવાથીજ આર્યનો ઉદ્ધાર છે ! પ્રેમના ભેખને ભજવનારી પ્રેમ ચિન્હને ધારણ કરનારી અને સર્વદા કથના નામની કફની ધારણ કરનારી વિધવા બહેનો ! તમે સર્વદા તમારા વૈધવ્ય ધર્મમાજ નિમગ્ન રહો ! તમારા વડીલ દીકરા દીકરીઓને તાબે રહી ધાર્મિક જીવન માજ તમારો વખત વ્યતિત કરો ! સ્વતત્રતા તમારે વાસ્તે વૃથા છે ! સતતિને સારી કરવામા, નિતિવાન અને ધર્મિષ્ઠ કરવામા અને વડીલોની સેવા ચાકરી અને બરદાસ ઉઠાવવામા અને ત્યારબાદ પ્રભુભજનમા સમય ગાળવાને સર્વદા વિધવા બહેનો ઉત્સુક રહો ! તૈયાર રહો ! પ્રભુને તમારા ઘરમાથીજ શોધી કાઢો, પ્રભુને તમારા ઘરમાજ સ્થાપો ! અને ઘરમા રહી પ્રભુની પૂજા કરી તમારા ઘરને પ્રભુમય બનાવો ! બહેનો પ્રભુમય બનો અને પ્રભુમય દરેકને જાણી દરેકનુ કલ્યાણ વાચો ! આ મારી તમને છેવટની અનુભવની ઠોકરની ખત્તાની અને દુ ખની શીખામણ છે ! બહેનો બાળલગ્ન અટકાવો અગર તેમની અવધ લબાવો અને પુનર્લગ્નનો નાશ કરો ! પુનર્લગ્નથી કોઈ કાળે પણ સુખ અને શાતિ નથી નથી ને નથી તે નિશ્ચય મારા

દૃષ્ટાંતથી જાણી લેજો ! કોઈ પણ વિધવા બહેન મારી માફક પુનર્લગ્ન કરી જીવનમાં ધર્મનો અને નીતિનો નાશ કરશો નહીં ! સ્ત્રીને પુનર્લગ્નનો અધિકાર નથી તે નથીજ જાણજો ! એક ભવમા અનેક ભવ કરી જી'દગીની ધુળધાણી કરશો નહી ! હાથે કરી પાયમાલ થઇ ભવિષ્યના ભવનુ સત્યાનાશ વાળશો નહી ! કર્મ સયોગે જે કાંઇ સુખ દુ ખ તમને પ્રાપ્ત થાય તે સહન કરી લેજો ! સહન કરવામાજ સુખ છે ! વિધવાપણુ એ વૈધવ્ય દશા નથી પણ પોતાના પ્રિયતમ પતિનો એક સાચો પ્રેમ ભેખ છે ! તેના પ્રેમનુ ચિહ્ન છે ! સ્નેહની ઉચ્ચ દશાની યાદગીરી છે ! પ્રેમની એક છબી છે, અરે તમારા પતિ પ્રેમનો ખરો રાગ છે અનુરાગ છે અને સાચો વૈરાગ્ય છે ! વૈધવ્યતા એ જીવતા માણ્યુ તેનું એક સ્મરણ છે, માટે બહેનો નાતરા કરી પુનર્લગ્ન કરી મારી માફક કોઈ ઢેડફજેતા કરી દુ ખી થશો નહી અને કોઇને દુ ખી કરશો પણ નહી ! જય જય ગગામૈયા હવે આ પાપણીને તારા જળમા સમાવી લેજે ! જય જય પતિત પાવની પાપ વિમોચની ગગામૈયા મારા પાપનો નાશ કરજે ! માતા મને મરતી વખતે પાવન કરજે !

"જય જય માતા હવે' હુ તારા ખોળામાજ આવુ' છુ હર હર ગ ગે હવે હુ તારેજ શરણે !" એમ કહી એક કારમો મરણીઓ અને છેવટનો ભયકર કુદકો કાન્તાએ જોસબ'ધ વહેતી ગ'ગા નદીમા માર્યો ! જેવી કાન્તા ગ'ગામાં પડી કે તરતજ ગ'ગાએ એક મોજ મારી કાન્તાને ઉછાળી કીનારાપર ફે'કી દીધી. મેંદીક વારે કાન્તાને ભાન આવ્યુ' કે તરતજ તે ફરી

બીજી વાર ગંગામા પડવા તૈયાર થઈ! " ગંગામા હુ એક મહાન અપરાધી સ્ત્રી છુ જગતમા મે ઘણા ઘણા કાળા કર્મો કર્યા છે! સંસ્કારી બનીને કેળવણી લઈને અને કુલીન કુટુબમા ઉછરીને સંગતિ દોષથી સુધારાની જાળમા જકડાઇ મે ન કરવાના આચરણ આચર્યા છે! માતા હવે હુ જીવવા માગતી નથી મારૂ કાળુ મોઢુ દુનિયાને બતાવવા માગતી નથી! મારા આત્મભોગ આપી હુ મારા પાપનું પ્રાયશ્ચિત કરી મન વાળુ છુ હે પતિત પાવની પાપ વિમોચની ભાગીરથી તુ પાપનો પ્રલય કરે છે તારૂ શાસ્ત્રપુરાણે મોટુ મહાત્મ્ય છે, તો હે ગંગામા આ પાપણીને જળમા સમાવી પાવન કરો! માડી મારો ભવિષ્યનો ભવ સુધારો! અત્યારે મારૂ કોઈ નથી! માતા સારા નરસાનો સમાસ કરનારી પુન્ય પાપના કર્મોની સાક્ષી રૂપ ગણાતી ધરતીમાતા પણ મારો ભર વહન કરતી નથી જ્યા ત્યાથી ચોગરદમ હુ તિરસ્કાર અને ફીટકારને પાત્ર થઇ છુ માતા અનેક પ્રકારની આધી વ્યાધી અને ઉપાધિથી હું બળી બળી થાઉ છુ માડી મને હવે તનની કે મનની કોઇ પણ પ્રકારની શાન્તિ વળતી નથી! વિશ્રાન્તિ વિશ્વમા હુ કયાઇ દેખતી નથી ફક્ત મૃત્યુમાજ વિશ્રાન્તિ માનુ છુ ત્યારે મૃત્યુ મારાથી આઘુને આઘુજ જતુ જાય છે મા મને હવે ઠારો તારો કે મારો! મારો હવે કાઇ આધાર નથી, નિરાધારનો આધાર કીરતાર પણ મારા વાસ્તે સંતાઈ ગયો છે, અગર મારા પાપનો બદલો આપવા એક પગે તૈયાર થઇ ખડો રહ્યો છે, માડી સહન કરવાની શક્તિ સમુળગી હું ગુમાવી બેઠી છું, જીવન ધારણ

કરવાની પણ હવે હિમત રહેતી નથી, મને દુનિયામા હવે ગોઠતુ નથી ચોગરદમ આખુ વિશ્વ હવે ખાવા ધાય છે ! મારા વાસ્તે મારી આસપાસ અનેક પ્રકારના ભય કર વાયરા વાય છે મારૂં શરીર વાયુ કોરી નાખે છે, હવે હું ખુબ અકળાઈ છુ ચોગરદમ નાસાનાસ કરૂ છુ પણ કોઇ ઠેકાણે પળ વાર પણ ઠરતી નથી, અરે નિમિષ માત્ર પણ શાતી હુ જોતી નથી, હવે મારે ફક્ત તારો આધાર છે જીવનત્યાગના જેટલા બને તેટલા તમામ અખતરા હુ અજમાવી ચુકી છુ, પણ એકે અખતરામા હુ વિજયવ ત થતી નથી, શરીર એવુ મજબુત અને મજબુત દીન પર દીન બનતુ જાય છે કે મૃત્યુના કોઇ પણ અખતરા તેના પર લાગુ પડતા નથી, માતા કરવત અને અગ્નિદાહ પણ મારાથી આઘા જતા રહ્યા છે, હવે પાપ વિમોચની અને દીન જન તારીણી વિશ્વમા એક ગ ગા કહેવ ય છે, તો માતા હુ હજારો ગાઉથી હાલી ચાલી તારા કીનારે આવી છુ, તો હે ગ ગામાતા હવે મારો સમાસ કરો માડી આ પાપીણીને પાવન કરો જય જય હર હર ગ ગે હવે હુ તારે શરણે ! ” કહી બીજી વાર એક અધિક સાહસ કરી મરણીઓ કુદકો ગ ગામા માર્યો ! ગ ગામા પડતાની સાથેજ ગ ગાજીએ એક જબરી છોળ મારી કાન્તાને કીનારા પર પહેલાની માફક ફે કી દીધી કાન્તા કીના રાપર પછડાઇ થોડીકવારે કળ વળી કે તરતજ ત્રીજી વાર ગ ગામા પડવા તૈયાર થઈ, અને એક જબરજસ્ત દેરાના શીખ-રપર ચઢી હાથ જોડી ગ ગાને વિનવવા લાગી ! “ ગ ગામૈયા મારો ગુન્હો માફ કરો ! માતા મારા અપરાધ સામુ ન જુઓ !

ોષનું નિવારણ કરી મા મારો સમાસ કરે ! હું ગમે તેટલી પણ અબળા છુ, દીન છુ, મરેલી છું, અનેક બંધને બંધન થએલી છુ, અને અનેક પ્રકારના પાપે છવાઈ રહેલી છુ, મા હું મારા પાપ કબુલ કરૂ છુ મૈયા મને માફ કરો ! આ ભવનો મારો ભેગ લઇ આવતો ભવ સુધારો ! માડી મને પાવન કરો ! કલ્યાણી ગંગાજળમા મને ધરાઈ ધરાઇ ન્હાવા દઈ મારો ઉદ્ધાર કરો ! દેવી હુ તારી એક દીન બાળકી છુ ! હુ હાથ જોડી, કાલાવલા કરી, શીર પત્થર પર પટકી, ગાલ પર તમાચા મારી, માત હુ મારા અપરાધ સંભારી કબુલ કરી, ક્ષમા માગુ છુ મૈયા મને માફ કરો ! ક્ષમા કરો ! દીનજન તારિણી દીનપર દયા કરો ! પાપ વિમોચની ગંગે મને પાવન કરો ! મા મન મોટુ રાખી મારી કરણી સામુ ન જુઓ ! હુ ભૂલથી ભરેલી છુ માડી હુ કાગડી છુ, પાપણી છુ, હુ સમજુ છુ કે મારા હાથે મહાન ભયંકર અપરાધો થયા છે, અપરાધની ગંભીરતા પ્રમાણે મારા વાસ્તે ક્ષમા, દયા કે આર્જવ ઘટેજ નહી પણ માતા હુ ગમે તેટલી પણ તારી બાળકી છુ દેવી દયા કરો ! છેલ્લીવાર હુ ખોળા પાથરી કરગરી માથુ ફોડીને ક્ષમા માગી વિનંતી કરૂ છુ કે મારો તમારામા સમાસ કરો ! ગંગા મા મને પતિતને પાવન કરો ! હુ પામર છુ, પાપણી છુ, જુવાનીના મદમા આંધળી બનેલી અભાગણી છુ ! મદમા છકેલી પિશાચણી છુ મા મને હવે મારા કર્મનો પસ્તાવો થાય છે ! મારૂ હૃદય નિરંતર પાપાગ્નિમા બળ્યા કરે છે ! બહન કરેલા કુકર્મોના વન્હીથી શેકાઈ જાય છે ! માડી હુ બળી બળી થાકિ છુ ! મને

ઠારો મા છેવટને વખતે મરતા મરતા બે ઘડી માગી વિશ્રાન્તી આપો ! ગ ગે આ કકળતી આતરડીના કકળાટ સામુ જુઓ ! દેવી દયા કરો મા મારી ખાતર મન મોટુ રાખી મને માફ કરો મારા પ્રાણને આ પાપી પ ડમાથી મોકળો રો ! હૃદય ગભરાય છે, જીવ અમુઝાય છે, શરીર બળ્યુ બળ્યુ થ ય છે, મન ક પી જાય છે, આખે અ ધારા આવે છે, હ થ પગ તણાઈ જાય છે, મ રી નાડીઓ રોગના જોરે ફાટી જાય છે, ન રૂ જીવન દુ ખમા ઝોલા ખાય છે, હે ગ ગા માતા ! હે વિશ્વપાવની ભાગીરથી ! હે જગત કલ્યાણી જાન્હવી મને તારા પાપવિમો ચન જળથી પાવન કર ! માડી તારા પુ ય પ્રભાવે મારા આત્માને પાપમાથી વિમુક્ત કર ! દેવી દયા કર દયા કર ગ ગા આ દુ ખમા દધાતી એક દીન દારા તરફ અમીદષ્ટિ કર ! જય જય ગ ગે હવે હુ છેલ્લીવારની તારા શરણે આવુ છુ ! મા શરણાગત ચરણે આવે છે, તો હે કલ્યાણી ગ ગા મારો સમાપ્ત કરજે ! જય જય ગ ગે હર હર ગ ગે મા હવે હુ તારે શરણે જ ય ગ ગે ! ” કહી એક ત્રીજીવારનો મરણીઓ કુદકો કાન્તાએ ગ ગામા માર્યો, જેવી ગ ગામા પડી કે ત્રીજી વાર પણ ગ ગાએ એક જબરજસ્ત છોળ મારી કાન્તાને કીનારે દોઢ ગાઉ દુર ફે કી દીધી ! કાન્તા એક પત્થરની છાટ સાથે અફળાઈ, કપાળમા એક જબરજસ્ત નાના શીગડાની માફક ઢીમણુ થયુ, તથા બે લમણા ફુટી ગયા અને મહા મહા પ્રયત્ને ફળ વળતા બેઠી થઇ અને છેવટે નિરાશાથી નિસાસા નાખતી નાખતી પોતાના પાપનો પારાવાર પસ્તાવો કરતી કરતી કીનારાપર

ચાલવા લાગી, સધ્યાનો સમય ખલાસ થઇ ગયો, રાત પડી અને છેક મીણુ મીણુકાર અધારામા અડબડીઆ ખાની ખાતી આમતેમ ફરવા લાગી, અત્યારે કેવળ તે શુન્ય, ચિત્ત રહીત લગભગ અર્ધ ગાડા જેવી હાલતમા આવી ગઇ, અર્થાત્ એક બેબાકળી ઉન્માદીની ઉદ્ધત પિશાચણી વૃત્તિની પાપણી બની આમતેમ ભટકવા લાગી, ભટકતા ભટકતા છેક રાતના અગીઆર વાગ્યા ત્યા સુધી પણ તે કોઇ સ્થળે કળ વાળી બેઠી નહી અને જયા સુધી ચરણુ શરીરનો ભાર ઉપાડે ત્યાસુધી ગાઉ ચાલ કર્યા કીધુ, છેવટે કીનારાપર ઘણે દુર શહેરથી આવેલ એક બાવાના આશ્રમ આગળ આવી, આ વખતે રાતના બે વાગ્યા હતા, કૃષ્ણ પક્ષનું અધારૂ આછુ આછુ દુર થઇ ચદ્રોદય ધીમે ધીમે શરૂ થતો હતો, આ વખત કાન્તા ભટકતી ભટકતી બાવાના આશ્રમની પાછલી ભીંત આગળ આવી અટેલી ને ઉભી રહી વિચારમા ને વિચારમાં ભીંતને ટેકો દઇ થોડીક વાર સુધી બેસી રહી, છેવટે વળી વિચાર આવતાં કાક ઉન્માદમા આવી ભીંત સાથે માથુ કુટવા લાગી, શરીર કુદી કુદી ભીંત જોડે અફાળવા લાગી, હાથ તથા પગના પ્રહાર દોડી દોડી ભીંત પર કરવા લાગી, આશ્રમની અદર એક બાવો સૂઈ રહ્યો હતો તે ભીંત પર પ્રહાર થવાથી જાગી ઉઠયો અને પાછળ કોઇ મનુષ્ય અથવા જાનવર ભીંતને નુકશાન કરે છે એમ ધારી એક હાથમા જબરજસ્ત ચીપીઓ લઇ તથા બીજા હાથમા સળગતુ ધુણીનું લાકડુ લઇ આશ્રમમાથી બહાર નીકળી પાછળ આવ્યો, જેવો પાછળ આવી નજર કરે છે કે તેની દૃષ્ટિએ આ ઉન્માદીની કાન્તા

ચીત જોડે માથુ' ફોડતી દ્દષ્ટિગોચર થઈ, બાવો પણ રાત્રે બે અઢી વાગે નિર્જન ગંગાકીનારે દુરના આશ્રમ પાછળ એક સ્ત્રીને મસ્તી કરતી જોઈ વિચારમા પડી ગયો, પળ વાર સુધી તે ચકીત થયો અને ચકીત થતાની સાથે કાંક મનમા ભીતી પામ્યો અને ભીતી પામતાની સાથે દમ મારી ટટાર થઇ ચીપીઓ હલાવી એક કારમી ખુખારો કરી કાન્તાને ડરાવવા લાગ્યા, તેના મનમા કોઈ ભૂત પ્રેત ડાકણી કે ચુડેલ હશે એમ ધારી તે એક કારમી ગર્જના કરી કાન્તાને તાડુકા કરી ધમ કાવવા લાગ્યો ! બાવાના તાડુકાથી કાન્તા ખડખડાટ હસી પડી, વળી બાવાએ વધારે જબરો તાડુકો કર્યો એટલે પડેલા કરતા બમણી કાન્તા ખડખડાટ હસવા લાગી, છેવટે બાવાએ ચુડેલ ધારી એક ચીપીઓ કાન્તાના હાથ પર લગાવ્યો, એટલે કાન્તા મરવા માટે વધારે ઉત્સુક અને આતુર થઇ બાવાની પાસે આવી, બાવાએ બીજો ચીપીઓ કાન્તાના માથામા માર્યો, એટલે કાન્તા ખડખડ હસતી બાવા સામે દોડી, બાવો તેથી ગભરાયો, બીન્યો અને એક કારમી બુમ–ચીસ પાડી સળગતી ધુણી કાન્તા પર છુટી નાખી પાછો હઠી ગયો, ત્યા આશ્રમમાથી બીજા બે ચાર બાવા આવ્યા, અને કાન્તાને ખડખડ હસતી જોઈ ચીપીઆ લઇ કાન્તાને મારવા મંડી ગયા !

" મહરાજો મારો મારો હુ મરવાજ માગુ' છું ! હ્યો હુ તમારી પાસે આવી, હુ મારો બસ ખુબ બળ કરી મારો ! કોઇ પણ રીતથી મને આયુથી વિમુક્ત કરો, મારો મને મહાત્માઓ મારો ! "

" અબે તું કૌન હય ? ઇસ આધી રાતકે વખત તુ કહાસે આઇ ? "

"મહારાજ હું તે હુ છુ ! અત્યારે મધ્યરાતે ભટકતી ભટકતી તમારા હાથથી મરવા સારૂ હું અહીં આવી છુ મહારાજે મને મારો, બસ ખુબ મારો; મને જાનથી બેજાન બનવા દો '

" ભૈયા એ ર ડી કૌન હય ? ચુડેલ હય, ભુત હય કે ડાકન હય ! દેખો ઇતના ચીપીઆ ખા તી હય મગર હસતી હય ! "

" અએ બોલ બોલ તુ કૌન હય ? શીકોતર હય, પિશાચની હય કે કૌન હય ? ઇશ્વર આનેકા ક્યા સબબ હય ? "

" મહારાજ સબબમા મોત લેવા આવી છુ ! મહાત્માઓ મરવા આવી છુ ! હુ તમને કોઇને હેરાન કરવા આ.વી નથી, ગભરાશો નહીં, ભુત પ્રેત કે ચુડેલ નથી પણ સ સારી દુ બીણી સ્ત્રી છુ ! '

" આત્મારામજી એ કૌતક તો દેખે ! ક્યા ગજબકી બાત બન રહી હય ! ઓ ર ડી ગ ગાકીનાર્ ભ ? તી હય, રાતકે વખત નિડર હો કર ચલતી હય મગર કહેતી હય ક ગભરાઓ મત, મે ભુત ચુડેલ નહીં હુ ઉં મગર દુ ખી સ સારી સ્ત્રી હુ ઉં ! ક્યા ગજબકી બાત બનાકે અપનકુ સમજા રડી હ ! દેખો ભૈયા ! ડર મત ખાના, સબુરકુ અચ્છી તરેહસે ચી ીઆ લગાઓ, જો ડર ખાઓગે તો મર જાઓગે ! "

" અરે ભૈયા ક્યા દેખતે હો ! લગાઓ ર ડીકુ ચીપીઆ, અચ્છી તરેહસે લગાઓ ! "

" હા મહારાજ મારો, હું મરવા આવુ છું તો મારૂં

મૃત્યુ નીપજાવી છુટકો કરો !"

"મહાત્મા તુમ બસ અલગ હો જાઓ ! મત મારો, આ ભુત પ્રેત નહીં મગર કોઇ અજબ પૂતલા હય ! તુમને પચીસ પચીસ ચીપીઆ લગાયા મગર જીતી હય, ઉસ પરસેહી સમજ લેના કે વો મરનેવાલી નહી હય, તુમ મત મારો, અલગ હો જાઓ !"

"અ[illegible] મહાત્મા હમ અલગ હો જાતે હય, આપ ઉસ્કી તપાસ કરો, વો કોન હય !

"ભ[illegible] જાઓ આશ્રમમે સે મેરા તુ બીપાત્ર લાઓ, ઓર મગ[illegible] અભિમંત્રન કરેલા જલ લાઓ !"

"હા [illegible]મી મે લાતા હઉ !"

"મ[illegible]જ મારો મારો શા માટે મારતા અચકી ગયા, મા[illegible] મરનાગને કોઇ મારતુ નથી ! આ વિચિત્ર [illegible] ? ભગવાનને આ વાતનો [illegible]પકો શી રીતે આપવો ? [illegible]પનાર અધીરા અને આતુરને કોઇ અચકાવતુ ન[illegible]મે થનારનેજ વશ થાય છે, પાછળ હઠનારનેજ [illegible] ! [illegible]ધીરા આગ્રહીથી દરેક જણ અકળાય છે ! મર[illegible] [illegible]પદા દોઢ ગાઉ દુર જાય છે ! બ્હીક આપદા [illegible] મર્યાદામાજ રમી રહી છે, અમર્યાદિત આગ્રહીથી [illegible] છે, અને વિશ્વ પાછુ હઠી વદન કરે છે !"

"મહાત્મા લ્યો યે ગંગાજલકા કમંડલ !"

"હા લાવો અભી મે ઇસ ઓરતકુ સીધી બનાઉ !"

"બોલ રંડી તુ કોન હય ? ભુત હય, પ્રેત હય, ડાકન

હય કે પિશાચની હય? બોલ સચ બોલ તુ કોન હય?"

"મહારાજ હુ તે હુ છુ, જેને તમે નયનથી જુઓ છો તે જ હુ છુ! હુ સાચુ કહુ છુ! તમારે ફાવે તેટલુ ગગાજળ નાખવુ હોય તેટલુ નાખો, મત્રેલુ જળ જેટલુ જોઇએ તેટલુ' નાખો! હુ ભુત પ્રેત કે ડાકણ હઉં ત્યારે બળીને ખાખ થાઉ ને! હુ તમને સાચેસાચુ' જણાવી દઉ છુ કે હુ એક દુખીઆરી મરવાને તયાર થએલી અરે મૃત્યુને શોધનારી હતભાગિની સ્રી છુ! મરવા માગુ છુ હરકોઈ રસ્તે પણ મોત શોધુ છુ પણ મૃત્યુ મારાથી દુર ભાગતું જાય છે, તમારા આટલા બધા ચીપીઆ મારા શરીર પર પડ્યા પણ એક લોહીનું બુદ સરખુ નીકળતુ નથી, અરે મને કાંઈ પણ અસરજ થતી નથી, આ શુ કહેવાય? મોત મોત તું કયા છે? મૃત્યુ મૃત્યુ તુ મારા વાસ્તે નિરમાણ થએલુ કયા છુપાઇ ગયુ છે, આર આવ તને હુ પ્રેમથી બોલાવુ છુ કે તુ મારા મટે જલ્દી આવ! હુ કરગરી કરગરીને માગુ છુ કે તુ વ્હેલુ આવ!"

"બાઇ તુ કોન હય? તેરા ઈધર આનેકા સબબ કયા હય? સચ બોલ! મે તુજકુ નહી સતાઉગા! મેરા ભીતરમે તેરે વાસ્તે દયા ઉત્પન્ન હુઇ હય! બોલ સચ બોલ, કીસીકા ડર મત રખ! તુ કોન હય? સચ બોલ!"

"મહારાજ હુ સાચુ કહુ છુ કે હુ દુખી સ્રી છુ મરવાને તૈયાર થએલી આત્મભોગ આપનારી એક સાહસિક અબળા છુ! હું ભૂત પિશાચ કે ડાકણ નથી, જુઓ મારા પગ સીધા છે, આ મારો બરડો જુઓ! હું દુઃખીઆરી દીન

અબળા છુ ! ભૂત પ્રેત હોત તો ક્યારનીએ તમારા મંત્રેલા પાણીથી બળી ભસ્મ થઇ જાત ! પણ મહાત્મા હુ એક દુ ખી આરી હીન અબળા છુ !"

"અચ્છા મૈં તેરા કહેના સચ માનતા હુઉં, અગર ચક્ષુસે તેરેકુ દેખતા હુઉ કે તુ ભૂત નહિ હય મગર કોઇ ઓરત હય !"

"એ તો હુ તમને ગ ણી ગાણીને કહું છુ કે હુ મોતને શોધનારી એક અબળા છુ !'

' ઇધર આનેકા તેરા ક્યા સબબ હય ?"

"મહારાજ મરવા માટે આવી છુ !"

"અચ્છા તેરેકુ એ દુનિયામે મોત નહિ માલમ પડતા હય ?"

"મહારાજ હુ મોતને માટે હજારો ગ ઉથી હીંડતી હીંડતી છેવટ અહીં આવી છુ. મોતના અનેક ઉપાયો હુ મારા ઉપર અજમાવી ચુકી છુ તો પણ મૃત્યુ મારાથી આઘુ જાય છે, એમ ધારી હુ મૃત્યુની પાછળ પડેલી છુ ! દુનિયામા મનુષ્યની પાછળ મૃત્યુ છે અને અત્યારે મૃત્યુની પાછળ હુ છુ !"

"અચ્છા એ સબ ધાધલ કરનેકા તેરા સબબ ક્યા હય ?"

"સબબમા એજ કે હુ મરવા માગુ છુ, મારો ક્યમે કરી પ્રાણ નીકળતો નથી, મારા શરીરમાથી મારો જાન શી રીતે જાય તે જ હુ શોધુ છુ !"

"હાં મગર મૈં તુજકુ યે પૂછતા હુઉં કે જાન નીકાલનેકા ક્યા સબબ હય ?"

"મહારાજ એ મારી કરમકથા લાબી છે, પણ ટુકમા

હુ આ દુનિયામા જીવન ધારીને ધરાઇ ગઇ છુ, હવે પળ વાર પણ જીવવા માગતી નથી; મને હવે મૃત્યુજ વ્હાલુ લાગે છે!”

“ અચ્છા યહ દુનિયામા મનુષ્યકુ માગ્યા મ્હોત નહિ મીલતા હય ! એ તેરેકુ માલમ હય કે નહિ ? ! ”

“ મહારાજ તમે જે કહો છો તે સુખી મ્હોત છે ! એને નિર્માણ અને શાત મૃત્યુ કહે છે અને અ ગ્રેજીમા એને હેપી ડેથ કહે છે, પણ હુ તો એક્સીડેન્ટલ ડેથ અચાનક મૃત્યુ દુ ખી મૃત્યુ માગુ છુ, અરે વગર નિર્માણ કરેલુ મરતીખોર મોત માગુ છું ! આપઘાત કરવા ઇચ્છુ છુ ! આ શરીર પર જેટલા થઇ શકે તેટલા પ્રકારના અનેક આપઘાત કર્યા, આઘાત કર્યા, કુદરતી અને વગર કુદરતી ભય કર ઉપાયો અજમાવી ચુકી, પણ આ શરીર પર તેનો કાઇ પણ અસર થતી નથી અરે મને મ્હોતજ આવતુ નથી ! ”

‘ અચ્છા મેરે ખ્યાલ ના તેરા ખ્યાલ પા ગ... ’ તુ બડી [illegible] ઔર કર્મચ ડલ [illegible] ભારી કઠીન ઔર ભ ય કર કુકર્મ કી [illegible] કુ મીઠા ફલ તેરેકુ મીલતા હય, કરની તેરેકુ અ ભી અચ્છી ત રે હમે શિક્ષા કરતી હય, ઔર તુમ મરનેકુ માગતી હય, હા બરાબર બરાબર મે સબ સમજ ગયા, ર ડી તુમ અભી નહિ મરેગી ! તેરી આવર્દા લ બી હય, તેરા પાપ બ્હોત હય, તેરા કર્મ બ્હોત કુડા અવશેષ હય, જહા તક તેરા પાપ મોજુદ હય વહા તક તેરે વાસ્તે મ્હોત નહિ હય, જો ઇસ માફક ઇનસાનકુ મ્હોત માગે મીલતે તો સારી દુનિયા આયસ આપસમે ખુન ઇ ટા હીસાબ

કરકે કટાકટ કતલ ચલાતે ઓર જહાનસે જીદગી બરબાદ કરકે બડા જુલમ વરતાતે ! મગર ઇસ માફક કભી નાહ હોતા, નારાયનકી ગતિ બડી અકલ હય ! ઓ મનુષ્યકુ માલમ નહિ હોતી ! જહા જલ હય વહા સ્થલ બન જાતા ઓર જહા સ્થલ હય વહા જલ બન જાતા ! અર્થાત્ મ્હોત માગનેસે જીદગી લબાતી, ઓર જીદગી માગનેસે મ્હોત નજીક આતા હય !"

" હા મહાત્મા એ પ્રમાણે મારે અવળી ગતિ થઇ છે આપની કલ્પના સત્ય છે આપ જે અનુમાન મારી જીદગી પર બાધો છો તે સત્ય છે મે પાપ કરવામા કચાશ રાખી નથી, અર્થ ત્ મારા કામ એવા ભય કર અને કુડા છે કે મારી તેના પ્રમાણમા શી ગતી થશે અર્થ ત મારૂ શુ થશે તેનુ મારાથી કાઇ વિચારી શકાતુ નથી મારી કથની અને કરણી એવા વિચિત્ર અને ભય કર પ્રકારની છે કે કોઇને કહી જાય તેમ નથી ! મારી આવી અધોગતિ થવાનુ કારણજ મારી કુડી કરણી છે મહારાજ હવે હુ દુ ખ ખની ખમીને અકળાઈ ગઈ છુ મારાથી હવે સહન થઇ શકતુ નથી મારી મગજશક્તિ તથા સહનશક્તિ હુ બીલકુલ ગુમાવી બેઠી છુ અર્થ ત્ હુ કોણ છુ શુ કરૂછુ શુ બોલુ છુ અને કયા જાઉ છુ તથા કયા રહુ છુ તેનુ મને કાઇ ભાન રહેતુ નથી એક ક્ષણમા આત્મજ્ઞાનના વિચારમા હુ ઝોલે ચઢી જ્ઞાનમા ડુબી જાઉ છુ અને એક ક્ષણમા અજ્ઞાન ઉન્માદ અને જુવાનીના તોફાનમા વાયરે ચઢી કાઈનુ કાઈ કહી નાખુ છુ અર્થાત્ કાઇનુ કાઇ કરી નાખુ છુ, આ પ્રમાણે મારી સ્થિતિ થઇ છે મહાત્મા જો આપ પરમાત્માને

પીછાની શકતા હો અગર જે કોઈ આત્માને સુખી કરવાની શક્તિ અગર લાગણી કે દયા ધરાવતા હો તો મને મારી સ્થિતિ અનુસાર કોઈ યોગ્ય અને સારો ઉપાય બતાવો, અગર મારૂ મોત નીપજાવી મને આ અધમ દશામાથી મુક્ત કરી મારૂ કલ્યાણુ ચ્હાઓ હુ આપને બે કરજોડી વદન કરૂ છુ ! પ્રભુ મને કોઇ સારા માર્ગે ચઢાવો, અરે મને આ ભયકર આધિ વ્યાધિ અને ઉપાધિમાથી કાંઇક શાન્તિ અને સુખ મળે તેવો સન્માર્ગ બતાવો ! ભગવાન આ ભુડી ભટકતી આત્માને સારે માર્ગે ચઢાવી કૃપા દર્શાવો ! ”

“ બાઈ ભગવત તેરા ભલા કરેગા ! ભગવત પર ભરોસા રખના ! દીનદયાળ પ્રભુ દીન પર દયા કરેગા ! વો નિશ્ચય સમ જના કે નારાયણ કીસીકા પન બુરા નહિ કરતા ! મનુષ્યકા સારા બુરા કરનેવાલા ભગવત નહિ હય મગર મનુષ્યકી કરની હય ! જયસી મનુષ્યકી કરની હય વયસી મનુષ્યકી ભરની હય ! ઇસ હાથને દેદો ઓર ઇસ હાથને લેલો ! તુમ કીસીકુ મારેગા તો તુમ અવશ્ય મરેગા, જો તુમ કીસીકુ ઠારેગા તો અવશ્ય તુમ ઠરેગા ! મનુષ્ય સુખી કરનેસે સુખી હોતા હય ઓર દુ ખી કરનેસે દુ ખી હોતા હય ! જયસા કરતા વયસા ભરતા ! ઇસ દુનિયામા જન્મ લે કર મનુષ્ય જહા તક ભલાઇ કરતા વહા તક વો ભલાઇકા ફલ ભોગવતા, જહા તક વો બુરાઈ કરતા વહા તક વો બુરાઇકા ફલ ભોગવતા, અર્થાત્ સુખ દુ ખ પામનેસે, રોતે હસ્તેમે, શાતિ ઓર અશાતિમે પરમાત્મા બિચમે નહિ આતા મગર અપના સારા નરસા કાર્ય નેકી ઓર બદીકા

નતીજા આતા હય ! મનુષ્ય કભી તક પરમાત્માકુ ઠપકા દેનેકુ લાયક નહિ હય ! પરમાત્મા અલગ હય, મનુષ્ય અલગ હય; સુખ દુ.ખ અલગ હય ઓર સગાવ્હાલા ઓર દુનિયા અલગ હય ! ઓ સબ અલગકી જબ બગલગીરી હો જાતી જબ સુખ દુ ખ ઓર મનુષ્ય વો ભી બગલગીરીમા ચકાચક ઓર ઝુકાઝુક હો જાતા હય ! નારાયન સબસે પર હય, અલગ હય, ઉન્કુ કુચ્છ લેના નહિ ઓર દેના નહિ ! તુમારા કરમ તુમારી સારી નરસી સ્થિતિ ઉપસ્થિત કરતા હય ! ભગવાન કેવળ દયાસાગર હય ! વો દયાળુ દુ ખી ઓર પાપી પર ભી દયા કરતા હય, વો દીનાનાથ સબકુ ભૂખા ઉઠાતા હય મગર કીસીકુ ભૂખા ગે ને દેતા નહિ હય ! કીડીકુ કન ઓર હાથીકુ મન દેનેવાલે વો દીન દયાલ સબ ઇનસાન પર દયા વરસાવતા હય ! ઇનસાન ભગવાનકુ ભૂલ જાતા હય મગર ભગવાન ઇનસાનકુ નહીં ભૂલ જાતા હય ! ભગવાનકુ જાનનેવાલેકી ભગવાન અવશ્ય કરકે ખોજ રખતા હય, મગર ભગવાનકુ તજનેવાલેકા ભગવાન કભી બુરા નહીં કરતા હય, મગર ઇનસાન ભગવાનકુ તજતા હય મગર ભગવાન ઇનસાનકુ નહી તજતા હય ! વો દયાલુ સારે દીન ઓર સારી રાત મનુષ્યકી રક્ષા કરતા હય ! ભાઇ એ સબ કલેશકુ છોડકર કરૂનાસાગર કીરતારકુ યાદ કરો ! સાચી કુદી નારાયનકા ભજન કરો બહોત દુ ખ પડે જબ સમજ લો કે સુખકી આગાહી હય ! ક્ષણુ વારમા સુખ આયગા, જબ બહોત સુખ પડે તબ સમજના કે ક્ષણુ વારમા દુ.ખ આયગા ! ભાઈ સુખ દેખકે હરખાના મત ઓર દુ ખ દેખકર ગભરાના મત !

रोना ओर गाना ओ सब ढोंग हय ! नयन खोलकर कदम भरो, मनन कर कर करम करो ! परमात्मा सर्वत्र व्याप्त हय; तिमिर ओर प्रकाशमें भी नारायन मनुष्यकी करनी जो शकता हय ! मनुष्ये यह सूत्र अवश्य याद रखना चाहिये के जो जो सारा नरसा काम मनुष्य करते हय, वो सब परमात्मा स्वर्गके दफतरमें नोंध लेता हय, ओर मनुष्यकु भलाई ओर बुराईका फल ढगले ढगले संसारमें भोगवना पडता हय ! आसमानमें हाथ जोर कर परमात्मा पर नजर करो ओर जमीपे शीर झुका कर एकान्त विचार करके कदम भरो ! जो कांई करो वो एकान्त विचार करके मनमां अच्छी तरहसें करनीका ख्याल रख कर करो ! "

" महात्मा तमारा वचन तमाम सत्य छे ! आपे जे कांई कह्युं ते तमाम मारू हीत विचारीने कह्युं छे पण प्रभु मे जे कांई कर्युं तेनु शु करवु ? करणीना दुःख शी रीते अटकावी शकाय तेनो कांई रस्तो बतावो ! "

" भाई तु कोन हय ! तेरी जात कोन हय ! तुनें कीस प्रकारकी करनी कीती हय ? तेरा नाम क्या, तेरा गाम क्या ! ओर तेरा काम क्या ? ! जो कुछ तेरी करनी हय ओर तेरी हतभाग्य स्थिति हय वो सब मेरेकु जो तेरेकु कुछ कहेनेसे हरकत न होवे तो सुनाओ ! मे सुननेकु मंगता हुं ! "

" महात्मा मने कहेवामा कांई हरकत नथी, जो आप सांभळवा मागो छो तो हु तमने मारी स्थिति कही संभळावुं छु ! मारू मन साक्षी पूरे छे के प्रभु आपना सत्संगना प्रभावे

કરી મારૂં દુ:ખ કમી થશે! મારૂ ડાબુ નયન પણ ફરકી ફરકીને જણાવે છે કે આપની શુભાશિષથી મારૂ કલ્યાણ થશે! પ્રભુ આપના અભિમંત્ર કરેલા જળના સ્પર્શથી મારા શરીરની કંઈક વેદના કમી થઈ છે, ભગવાન તમારા ચીપીઆના મારથી તથા તમારા જ્ઞાનોપદેશથી મારી કાયા કંઈક પાવન થઈ હલકી થઈ છે! મહાત્મા મારૂ મન હવે હરખાય છે અને હ્રદય કબુલ કરે છે કે સતસંગતના પ્રભાવે કરી કંઈક મારૂ કલ્યાણ થશે!"

"બાઈ ભગવાન તેરા અવશ્ય ભલા કરેગા વો ગંગામૈયા જરૂર તેરા કલ્યાન કરેગી! કાશીવિશ્વનાથ જરૂર તેરા દુ:ખ કમી કરેગા! મેં તુજકુ આશિર્વાદ દેતા હુઉં કે શંકર તેરા કલ્યાન કરો! પ્રભુ તેરા સબ કષ્ટ હરો! નારાયન તેરા ભલા કરો! ભગવત તેરા ઉદ્ધાર કરો!"

"પ્રભુ મારા પાપ માફ કરો!"

"બાઈ હમ સાધુસંત સારે જગતકે કલ્યાન બાચતે હય હમ સબ લોક પરમાથકે લીયે ઓર જગતકા કલ્યાનકે લીયે શંકરકી ઉપાસના કરતે હય! હમ સબ સાધુ તેરા કલ્યાન બાચતા હય! પરમાત્મા તેરા ભલા કરો! નારાયન તુજકુ સુખી કરો! કૈલાસપતિ કાશીવિશ્વનાથ તેરા કષ્ટ હરો!"

"મહાત્માઓ તમારો આશીર્વાદ હું શિર પર ચઢાવુ છું. હવે તમે સૌ આ દુ:ખીઆરીની કર્મકથા સાભળો!"

## હરીગીત.

વિશ્વમાં વિખ્યાત ને રળિયાત રૂડો પ્રાન્ત છે,
ગરવો ગુણી ગંભીર ગજવે ગગનને ગુજરાત છે,

આબાદ ને નિરવાદ સુન્દર શહેર અમદાવાદ છે,
ભગવતિ સાબરમતી વહે ગંગા પુણ્યવતી યાદ છે ૧
અભિધાન ગુણનિધાન ધીંગુ ધામ એ મુજ સ્થાન છે,
વાસો કરી વસતા સગા વ્હાલા જે સુખનિધાન છે,
વિશ્વપાવન પાપદાહન વિપ્રની મુજ ન્યાત છે,
જ્ઞાતિ સુધાકર રાયજી પુરુષોત્તમ પ્રિય તાત છે ૨
સુખકારીણી દુખભંજીણી મણીલક્ષ્મી મારી માત છે,
મોંઘી મતા પરવન સુતા કન્યા ઉભી આ હયાત છે,
ભાવ ભણાવી ગણાવીને પરણાવી સ્નેહે પરી કરી,
દામ લીધા ચમના મુજ તાતે શૉકય ઉપર ધરી ૩
કન્યા તણો વિક્રય કરી મા લાજ લાયકી પરહરી,
કુળ કીરતીપર ધમી ફેરવા ધન કોથળી લીધી ખરી,
બાંધી મને રૂપી મને શૂળી શૉકયપર વિધી અરે,
જીંદગાની જીવનની કરી ધુળધાણી ચિતડુ ચરચરે ૪
કલેશ ને કંકાસના બહુ ત્રાસ વધીઆ અતિ ઘણા,
નિત સાસુ સસરા શૉકય ને વળી કંથ લડે નવ રહે મણા,
મુજ શૉકય શાન્તા અભણ ને અજ્ઞાન ગરીબ સુતા હતી,
ધાકે દબાવે સાસુ સસરા તેમ તે દબાઇ જતી ૫
મારે પ્રહારે બાળે નિશદીન કષ્ટ સૌ તે સાખતી,
જે જે બતાવે કામ સૌ કરતી ભુંડુ નવ ભાખતી
ધાન પેટે વૈતરૂં વરતુ કરી દીન ગાળતી,
પેટે પ્રજા થાતી નહીં કહી નિત સાસુ બાળતી ૬
બેલી ન કોઇ પીયરમા તેને હતું નહીં રાંકડી,
વધ્યા હતી સંસારમા ત્યા ભાગ્યરેખા સાંકડી

ગુણવાન ને નિરભિમાન નાથ દયાનિધાન હતા રૂડા,
સતાવતા નવ સાંભરા પિતુ વેણુ જે કપના કુડા ૭
કિંમત હતી કાન્તા તણી કિંમત નહોતી ગોલણા,
મોહન માવડીઆ હતા શક્તિ ન ત્યજને તોળવા,
બી એ થએ ના કથણી મુજ ભાનુશંકર નામ જે,
પરણ્યા પુનર પિતુ વેણુથી કુદ્ધ કરી એ કામ છે ૮
શાન્તા સદ્‌ગુણી સુદરી સુખકારીણી હતાન ૧
બી એ થ મલી કન્તા – તે સાથ પરણ્યા આત્માન ૬
ચાતુર એ આતુર ચારૂ સૌકય પ્રેમાતુર હતા,
એક દીન ક્રોધાતુર મર્તા કઇ વાતમા ખાતા ખતા ૯
માબાપથી લડતા ઝગડતા ઉકળ્યા કઇ હારમા,
મે ભુડીએ દુભવ્યા ઘણા મેણા દીધા નવ ધરી તમા,
માતે કર્યો વળી કલેશ ખુબ નવ લેશ દીલમા ધરી દયા,
આઘાત અતરમા થયો શાન્તા સમીપ તે તો ગયા ૧૦
બેભાન બાળા તે બની દેખી દુખી ભરથારને,
સાન્તવન કરતી તે સાધવી વિનવતી કીરતારને,
નિત્ય કલેશના વ્યવહારમા મુજ શોક્ય શાન્તા ગઇ મરી,
દુખી થયા ખુબ દીલમા મુજ સ્યામ દીન બન્યા હરી ! ૧૧
મુજ કથને માબાપથી ઝઘડા અને રગડા થયા,
ચાલ્યો વિગ્રહ વર વિષે નિત લોહી ઉકાળા રહ્યા,
ઘેલા બન્યા એ પ્રેમમા નવ વાત કોઇની દીલ ગમે,
ઘડીમા લડે ઘડીમા રૂએ ઘડીમા ઘુમે ઘડીમા રમે ૧૨
એક દીન આવ્યા પાસ મુજ કઇ વાત કરતા તો કરી
ગુસ્સે થયા વશ ના રહ્યા શિક્ષા સખત મુજને ધરી,

ઝઘડો મચાવ્યો જમનો જાલમ ક્રોધાતુર બની,
મારી મને ખુબ કારમી લોહી લુહાણ થઇ ઘણી ૧૩
મુજને મરી ગઇ જાણીને ઉભા ન કોઇ ના ઝાલીઆ,
માબાપ સાસરીઆ તણી બીતી ધરી ઝટ ચાલીઆ,
મધ્યરાતના ઉઠી ચાલીઆ સીધા ગયા તોફાનમા,
ચિત્તા કરી બાળી હતી જ્યા શાન્તાને સ્મશાનમા ૧૪
મસાણમા શાન્તા તણો પોકાર દીલથી કરી કરી,
ઘેલા બનીને ઘુમીઆ શાન્તેજ શાન્તે સ્મરી સ્મરી,
નદીમા પડી દેહ મુકીઓ પત્તો ન લાગ્યો કઇ જરી,
દીનમાન મારો રૂઠીઓ રડાપો આવ્યો હરી હરી ! ૧૫
બાલપણમા રાડી હુ એ વાત નવ ગમી તાતને,
તત્પર થયા કરવા પુનર્લગ્ન ગૃહી મુજ હાથને,
એક છેલશકર વકીલ જે સાથી સુધારાનો હતો,
તે સાથ પરણાવી મને પુનર કરી ભવને છતો ! ૧૬
ફૅશનતણા વિલાસનો રાગી અને હીમાયતી,
પોઝીશન રાખે સદા હમ્બગ સુધારે વિલાયતી,
આવકતણુ નવ જોર જાવક ચોગણી ચાલી જતી,
સુધરેલ એટીકિટમા દીનપર દશા તો દીન થતી ૧૭
ઘરમા મળે નવ ધાન ખાવા ઠાઠ સાહેબશાઇ ઘણો,
બાધ્યુ બજાર ઉધારમા, એ રોફ સુધારાતણો,
પહેલા નભ્યુજ દમામમા પાછળ પોલ ન ચાલીયુ,
સુધરેલ શાખ સરાફની ચાલી ગઇ ત્યા થઇ રહ્યુ ૧૮
લેણદારો આવીને કુડી ધમાલ કરે સદા,
પ્રોમીસ મીઠા વચનનાં થાતાં ન વકીલથી અદા,

થાતી ફજેતી નિત્ય પુનર્લગ્નતી તો આંગણે,
લડતા દીસે સૌ લેણદારો, વકીલ ઉર નવ કંઇ ગણે ૧૯
વકીલ કોરટમા જતા સતાપતા સૌ આવીને,
કહતા વચન ભુડા જીભે એ વાત નવ ગમી ભામીને
મનહર નામે મિત્ર એકજ વકીલનો નિત્ય આવતો,
પૈસા પરગના આપીને દેવુજ તે ચુકાવતો ૨૦
વ્હાલો બન્યો તે વકીલનો ઘરમા થયો મનમાનતો,
વકીલ કરતા વધુ મને ભાભી કહી રીઝાવતો
મનડુ મળ્યુ મનહર મને રાગી બન્યા અમે રંગમા
એ રંગતો અનુરાગ તો એક દી થયો ખુલ્લો જગમા ૨૧
આનદથી ટેબલ પરે મનહર અને હુ બેસીને,
ચાહ પીતા પ્રેમથી આવ્યા વકીલ ધસીને
નાખી ગળામા હાથ બીડી પાનની ખાતા હતા,
વટ પાપનો ફુટી ગયો ખાધા અમે ખુબ ના ખતા ૨૨
ઝાલી ગળુ મનહર તણુ માર્યો વકીલે માર ત્યા
મનહર છુટાયો બારીમા કુદે કુદ્યો તે જાય ક્યા,
આવ્યા મને જ્યા મારવા હીમત ધરી સામી થઇ,
હાથે કરેલા ભોગવા બાજી બધી બગડી ગઇ
છેલ્લગકર વકીલથી છેડા કરી છુટા અર,
સલામ ભરીને ચાલી હુ તો છુટી બનીને આખરે
જાહેર ખબર પેપર વિષે વાચીજ સ્ત્રી શિક્ષક તણી,
તોરણગઢના સ્ટેટમા અરજી કરી મે તો વળી ૨૪
મળવા મને રૂબરૂ તણો ઉત્તર આવ્યો નૃપ તણો,
આવી ત્વરાથી સ્ટેટમા આનદ વ્યાપ્યો ઉર ઘણો

વદન કરી ઠાકોર કાલુભા સમક્ષ ઉભી રહી,
જોઇ મને દરબારશ્રીએ પન પગ લીધી રહી ૨૫
મ્હુતી તરીકે ગખીને આપ્યો ઉતારો અલાગ,
ફરકે નહિ મુજ પાસ માર્યો સખત કર્યો કા ।
સુદર હતો મમ ઠાઠમાઠ ને વચન ચાતુરી વ ।
ફૅશન સુધારે ઉડતી વાતો કરૂ બ્યુટી ત । ૨૬
હિમાયતી ઠાકોર સુધાર તણા પોતે હ ,
નિજ સ્ટેટમા સુધરેલ રીત રિવાજ નિત્યે ચાલ ।
સ્ત્રી કેળવણીના હતા અગ્રેસર મેમ્બર શર,
ઇગ્લીશ ટ્યુશન આપવા અતર હતા આતુર પૂર ૨૭
રાખી મને નિજ સ્ટેટમા કન્યા સોપીજ કળાવની,
રહેવા મને એક બગલો આપ્યોજ સુદર ખુબ અતિ
તહેનાતમા પોતા તણો વ્હાલો હજુરી જે હતો,
રઘલો ખવાસ હતો રૂડો સોપ્યો મને મનમાનતો ૨૮
થોડા દિવસ વીત્યા પછી દરબાર બદલાણા અરે,
મોહ પામ્યા મુજ પર કરવા લગન આતુર ખરે
કહેણુ રવના સાથ કાઇ કહાવે મને નિત્ય તો નવા,
પગાર પર ઇનામ આપે મુજને લલચાવવા ૨૯
એક દીન આવ્યા અરે મુજ પાસ ઠાકોર કારમા,
કરવા પુનર્લગ્ન થયા તૈયાર ગજબની મુકી તમા,
પટાવીને લલચાવીને તલસાવીને વિલસાવીને,
વ્હાલી કહી વળગી પડ્યા રાજરાણી બનાવીને. ૩૦
બહુ ધામધુમ આનદથી કર્યું રાજલગ્ન અવનવુ,
બક્ષી મને બસ રાજમુદ્રા રાજસત્તા શ્યા જવુ !

દાખલ સુધારા મે ક્યા  કઇ રાજમા બહુ રાજતા,
ઓ કામદારો રાખીને  ફેરે કર્યાજ અછાજતા  ૩૧
દરબાર ને હુ રોજ રહેતા રગ ને વિલાસમા,
છાનીજ પ્રીતિ સાધતી રઘુ સાથ હુ ઉલ્લાસમા,
રાજની સત્તા બધી આવી ગઇ મુજ હાથમા,
રાજરાણી હુ  બની કઇને નચાવી નાથમા  ૩૨
રગ ને આનદમા રમતી હતી બની રાગીણી,
દરકાર દુનિયાની તજી ફરતી બની વિલાસીની,
નસીબ મારૂ ત્યા ફટયુ બાજી બધી બદલાઇ ગઇ,
હુલ્લડ થયુ રૈયત વિષે અધાધુની જબરી થઇ  ૩૩
તાર કરી તેડાવીયા ઝટ સમરસિહ પરમારને,
થઇ એકઠા કઇ આગેવાનો કર લીધો અખત્યારને,
મામા હતા કન્યા  તણા પરમાર જે આવ્યા ધસી,
રમખાણ મચી રહ્યુ કેદ કરવા મહેલમા હુ ગઇ ફસી  ૩૪
નાઠી રાતોરાત રઘલા સાથ હુ મોટર ચડી,
કરવા અમોને કેદ ટુકડી એક ત્યા પાછળ પડી,
અધવચમા અથડી પડી મોટર મારામારી થઇ,
લડતા ઝગડતા નાસતા ગાડીજ ભાગી ત્યા ગઇ  ૩૫
માથમબાથા  કારમી  કાપ કાપી  થઇ  રહી,
રઘલો કપાયો માર્ગમા ત્યા લોહીની સરિતા વહી
ભાલો લઇ સામી થઇ  કઇ મારીઆ અસ્વારને,
રક્ષક અમારા ત્યા મુઆ વળતી મળી નહિ વ્હારને  ૩૬
આવ્યો ધસી રજપૂત એક પકડી મને ખુબ બળ કરી,
છટકી ગઇ ભુજ બાથથી  છાતી વચ્ચે ધરીને છરી,

ધરણી ઢળ્યો રજપૂત તે આવ્યો કટારી કર ધરી,
શિર કેશ ઝાલી માહરા પટકી મને ખુબ ફરી ફરી ૩૭
બેઠો ચઢી છાતી પરે મુજ નાક કાપ્યુ રીસમાં,
બેભાન મૂર્છાવશ થઈ બેબાકળી હુ ચીસમા,
શબ લઇ રઘલા તણુ સૌ ચાલીઆ પાપી ખરે,
કળ વળી મુજને જરી ત્યા નાઠી છટકી હુ અરે ૩૮
જગલ વિષે જ્યા નાસતી બાવો મળ્યો સામો મને,
અટકાવી મુજને તાડુકી કાડુ ગ્રહ્યુ આવ્યો કને
નજરે વિલોકી રૂપ મારૂ અધ બનીઓ માર્ડાને,
કામાધ મુજને વળગીઓ કેડા લીધો ચિત પ્રેઘને ૩૯
પ્રીતે બનાવી રામકી મુજ વેશને પલટાવીને,
બાવી કરી વેરાગીણી મુજ ભાગ્યને [illegible] ટાવીને,
કરમા લઇ હુ તબુરો ભીખ મા[illegible] [illegible]ની,
ગાતી ભજન ફરૂ ગામમા [illegible] ભાતિ [illegible]રફરી ૪૦
ચાલુ બાવા સગ રગ હુ ભાવના જોતી ચારે,
ત્યા તો ઘડી [illegible] ગઇ મુજ ભાગ્ય [illegible] ખગે
મહાદેવના દેરા સમીપ એક જુનુ ત્યા હતી [illegible]પી
આશ્રમ બાવાનો હતો રહેતા અમે રજની પડી ૪૧
એક દીન સધ્યા સમયમા ચુલો બનાવી રાધતી,
મુજ ભાગ્યને ધિક્કારતી કઇ કલ્પનાઓ બાધતી
બાવો ગયો ન્હાવા તલાવે મુકી મુજને એકલી,
ફરતા યુવક કોઇ આવીયા રમતાજ ગજીફો મળી ૪૨
રમતા રમત કરતા ગમત ગાતા મીઠુ કોઈ ગાનરે,
કાન ચમક્યા માહરા થઇ ગાનમા ગુલતાનરે

આવી ઉભી હુ બહાર ગાયન મીઠડુ સુણુતી અરે,
ત્યા તો અચાનક ધસમસ્યો બાવોજ આવ્યો હરે હરે ૪૩
શકા ધરી મનમા કુડી મારી મને ખુબ રીસ કરી,
રોતી કકળતી કરગરૂ બાવે દયા નવ ઉર ધરી
માફ માગી ધુળ ચાટી વિનવણી કરી મે ઘણી,
મારી મને ખુબ ઢોર મારે આવી કરૂણા મુજ તણી ૪૪
એક દીન મળતા લાગ હુ બાવો તજી નાસી છુટી,
રાતોરાત હુ ગામ ભેગી થઈ ગઇ અથડાઇ કુટી
વાસો કર્યો કુભાગ વર ખીચડી મનાવી પડી રહી,
પ્હો ફાટનાં નમીબ જોગે સુખની ઘડી મે લહી ૪૫
જાનો હતો એક પટેલનો શુભ મત્ર તો કાશી ભણી,
સામેલ થઇ ગઈ સઘમા મુજ જાત જણાવી બ્રાહ્મણી
ક્રમ [illegible] મે દીઠી શુભ મગતે કાશીપુરી,
પ [illegible] મારા પ્રગટીઆ મુ [illegible] દશા થઇ છે હા બુરી ૪૬
ર[illegible] [illegible]ત ને કોડનો વ્યાધી થયો મુજ અગમા,
[illegible] પડયા મુજ શરીરમા મારે થઇ હુ સત્રમા,
[illegible] મને કાશી વિષે એ મત્ર તો ચાલ્યો ગયો,
[illegible] જોઈ મુજ શરીરના મહા ક્લેશ મોને ઉર થયો ૪૭
[illegible] કર્યા જે કર્મ કડા ફળ તેના ફાલીઆ,
[illegible] ર્યાં જે પાપ લાગે ભાવિમા તે પ્રગટીઆ
[illegible] મળ્યો બુગ મને વ્યાધિ થયો જીવલેણ આ,
[illegible] રૂ નિત દડદડે માને કહેવાયે કહેણુ આ ૪૮
પ્રેમના આચારમાં બુરો કર્યો વ્યભિચાર હા,
ધર્મનીતિને ટાળીઆ મુકી રૂડો વ્યવહાર હા,

માતા પિતાને કથની છાયા સુખદ હતી જે ખરી,
મદમા છકી અભિમાનમા હુ આધળી ગઇ તો મરી ૪૯
કોઇને ગણ્યા નવ મન થકી, મારી કરે ગણના ન કોઇ,
તૃણવત્ જોબનના જોરમા જખ મારતી દુનિયા મે જોઇ,
જોબન નદીના પુર સમ ચાલી ગયુ હુ શુ કરૂ ?
રૂપ ક્રારમુ વણુસઇ ગયુ દુખી બનીને થરથરૂ ૫૦
માન્યો સુધારો મે મીઠો ફૅશન ગણી સુખદ સદા
ઉજળુ એટલુ દૂધ માન્યુ ઉર વિચાર્યું નવ કદા
ચાર ઘડીની ચાદની જોબન સુખ ફીટી ગયુ
હાકણુ ગયુ ત્વાતણુ મુજ ભાવી મળ આવી રચ્યુ ૫૧
હુ એકલી થઇ અવનિમા નવ બેલી કોઇ મારૂ થતુ,
શ્વાન સમ ભટકી મરૂ ઉરમા વિચારૂ શુ હતુ ?
બણુબણે માખો અરે લોહી પરૂ અગે ઝરે,
લાખો વીછીની વેદના મુજ અગમા થાતી અરે ૫૨
સહન થાયે નવ જરા આ રોગની પીડા ખરે
મરણુ માગુ સુખ થકી નવ મરણુ તો માગ્યુ મળે
પત્થર પરે શીર હુ પટકુ અગ ત્રાકુ હાય રે,
નવ જીવ જાયે પડમાથી લાગે નિશદીન લ્હાય રે ૫૩
વ્હાલુ નથી કોઇ વિશ્વમા આ વિશ્વ પણુ વ્હાલુ નથી
વેરી નથી કોઇ માહરૂ વેરણુ વિધાતા પડી મથી
મારૂ નથી કોઇ જગ વિશે મારી નથી હુ માહરી,
માયા અને મમતા બધી જગમા વૃથા છે લાહરી ૫૪
મરતી નથી હુ પાપણી કોઇ મારતુ નથી મુજને,
મરવા જતા ઉગરી બચુ વિધી કહુ શુ તુજને,

પુન્યશાળી ને કલ્યાણી કોઇ આવો અરે મુજ પાસ રે,
પ્રેમે કરો એક કાર્ય પરમારથ તણું કરી નાશ રે ૫૫
આ દુ ખમાથી છોડવો, મારી કરો વિનાશ રે,
મારો મને તારો મને ઠારો મને અવિનાશ રે,
કઇ વિષ મે પીધા અને કઇ ઝેરને હુ ખાઇ ગઇ,
કરવત વિશે મુજ શીર મકયુ તોયે દશા વરણુ થઇ ૫૬
પાપી ગયો નહી પ્રાણ મુજ હુ જીવતી રહી પાપીણી,
અગ્નિ ચિતામા હુ પડી તોયે બચી હુ પીશાચણી
ગગા વિષે ઝપલાવીયુ તોયે મને જોરે કરી
ત્રણ વાર કુદી હુ પડી તોયે કીનારે મને ધરી ૫૭
થાકી કરી સાહુમ હુ જીવ કાઢતા નવ જાય રે,
દુ ખી બની મધ્યરાતમા આવી ઉભી હુ હાય રે
ચીપીઆ તણો ખુબ માર ખાધો આપનો અગે અહીં,
તોયે ગયો નવ પાપીયો મુજ પ્રાણ તો પડમાં સહી ૫૮
હાથ જોડી કરગરૂ સાધુ કરો મુજપર મયા,
મારી મને સુખી તો કરો જો હોય દીલ માહી દયા,
મારી શાન્તિ નવ મહાત્મા દુ ખ અગનુ આ દૂર કરો,
વ્યાધી સમાવો કારમી મુજ આપદા વેગે હરો ૫૯
ભગવત પડુ ચરણે તમારે શરણમા હુ રાક રે,
છુ પાપણી પીશાચણી જોશો જરા નવ વાક રે,
કાન્તા તણી કથની કહી હે સત વદન હુ કરૂ,
મારો ઉગારો મહાત્મા ચરણે પડી આસુ ભરૂ ।। ૬૦

"બાઇ તેરી કર્મકથની બ્હોત અસરકારક ઓર હૃદય દ્રાવક હય ! જયસી કરની દુ ખકર હય વયસી વો સુખકરભી

હય ! તેરેપર ઇતના દુ ખ પડનેકી આસ જરૂર થી ! જો કુછ તેરેપર પરમાત્માએ કીયા હય વો સબ વ્યાજબી કીયા હય ! યે દુખસે અબી તેરી આતરશુદ્ધિ હોયગી ! મરનેકે લીયે જબ તું તૈયાર હોતી હય, તો ઇસપરસેહી મે સમજ લેતાહુ કે તુ દુ ખસાગરસે તરનેકો તૈયાર હોયગી ! અબી તેરા સ કટકા અ ત નજીક હય ! તેરા ભાગ્યકા ઉદય અબી મે દેખતાહુ ! મગર મે તુજકુ પ્રશ્ન કરતા હુઉ કે જો કુછ તુને આપઘાતકી કોશીશ કીઈ હય ઓર આપઘાતસે તુ અનેક વાર પીછે પડી હય વો અચબા કુછ ખ્યાલમે આતા હય ? ”

“ ના મહારાજ, મારા ખ્યાલમા કાંઈ આવતુ નથી હુ દરેક ઠેકાણેથી પાછી પડી છુ હુ સર્વત્ર હારી છુ ! મને કઈ સમજાતુ નથી ! મરવા સારૂ મે ભગીરથ પ્ર[illegible] હશે, પણ લવલેશ હુ તેમા ફાવી નથી ! દેવે [illegible] કરી ત્યારે અહી આવીને અટકી છુ ! હવે તમે કઈ [illegible] બતાવી મારો અ ત લ વો અગર મને લાગે કે [illegible] ! હુ હવે તમારે શરણે છુ ! મહા[illegible] ચર[illegible] હવે [illegible] અન્યથા કોઈ ઉદ્ધાર નથી ! ”

‘ દેખ કાન્તા, જગતમા દુ ખકે લીયે મ્હોત નહીં હય ! મ્હોતભી સુખીકે વાસ્તે હય ! મરણ જો હય સો એક જાતકી સુખી નિ દ્રમય અવસ્થા હય ! શાતિકી અવધ હય ! ભરજ ગ લમે ઓર ઉનાલામે જયસી પાનીકી પરબ ઓર બડકી શીતલ છાયા હય અયસી મરન ભી એક સુખી છાયા હય ! પ્યાસી ઓર દુ ખી આત્માકુ તૃપ્ત કરનેકી વો એક પરબ હય, વિસામા

હય, ઓર શાતીકા સ્થાન હય ! પુરૂષ પ્રયત્ન ઓર મનુષ્ય યત્ન વો સબસેહી પર મરન હય ' મનુષ્યમા જો કુછ મનુષ્યત્વ હય તો વો એક કરની હય ' જીસકી કરની સચ્ચી હય વો મનુષ્યભી સચ્ચા હય ' જીસ્કી કરની જુઠ હય, વો મનુષ્યભી જુઠા હય ! જગતમા જયસી કરની વયસી ભરની હય ' અચ્છા કરોગે જબ અચ્છા પાવોગે, બુરા કરોગે જમ બુરા પાવોગે ' જો કુછ અચ્છા કરતા વો અચ્છા ભરતા ' ઇસ હાથસે કર લે ઇસ હાથસે ભર લે ! સ્વર્ગ ઓર નર્ક વો દોનુ ઇધર હય ' ઉપર કુછ નહી હય, ઉપર જો કુછ હય વો પરમાત્મા હય ' સારા નરસાકે ફ્લ દેનેવાલા દીનદયાળ હરી હય ' કીસીકુ ખીલાવોગે તો તુમ ખાવોગે, કીસીકુ ડુભાવોગે તો તુમકુ ડુભાવેગે ' સુખ ઓર દુ ખ, પાપ ઓર પુન્ય દોનુ હાથમા હય ! નેકી ઓર બદી ઓ દોનુ તુમારી સામને ખડી હય ' યહ સ સારમે સચ્ચાઇકી જીત ઓર દગાકી હાર હય ' વો તુમને તુમારે નયનસે દેખ લીયા હય ' અબી કુછ દેખનેકા બાકી નહી હય ' મનુષ્ય જો કર્મીષ્ઠ, ધર્મીષ્ઠ, બલીષ્ઠ ઓર નીતીવાન હય વો બડા ભાગ્યવાન જ્ઞાનવાન ઓર સુખી હય ' જીસકા ઉજ્વલ ચરિત્ર હય વો સદા પવિત્ર હય ' જીસકા જીવન મલીન હય વો સદા મલીન હય ! કર્માચારી ઓર બ્યભિચારી જો હય વો સદા દુરાચારી દુષ્ટ ઓર પતીત હય ' બ્યભિચારી કોઇ પન પ્રકારસે પાવન નહીં હોતા હય ' વો સદા નાપાક હય ' બ્યભિચારી મનુષ્યકા કદમસે ધરતીભી દબા જાતી હય ' ધ્રુજતી હય ' બ્યભિચારીકી કભીબી મુક્તિ નહી હોતી હય ! નર્ક જો હય

વો વ્યભિચારીકે લીયે હય, ઓર સ્વર્ગ હય વો સદાચારીકે લીયે હય ! વ્યભિચાર ઓર દુરાચાર વો એક મનુષ્ય ઓર ભગવાનકી બીચમે આ રહેલી ભાવીકી જબરજસ્ત દીવાલ હય ! દુરાચારી ઓર વ્યભિચારી વો કભી ભી વો દીવાલસે આગે બઢતા નહી હય ! સંસારમે સદાચાર, સત્ય, ધર્મ ઓર નીતી જો કુછ હય સો સબ મનુષ્યકી મુક્તિકા સાધન હય ! ધર્મ ઓર નીતિ મનુષ્યકી પાખ હય, ત્રાપા હય ઓર સચ્ચ પ્રકારકે આત્માકે કવચ હય ! વ્યભિચાર કયસા ભયંકર હય, ઓર વ્યભિચારી કયસા દુરાચારી નીચ પતીત ઓર ચાડાલ હય વો મે તુજકુ અભી બતાતાહુ ! તેરેપર જો કુછ સીતમ ગુજરે હય ઉનકા પરચા ભેદ ઓર રહસ્ય મે તુજકુ બતલાનેકે લીયે ઇન્તજાર હુઉં, તૈયાર હુઉં ! દેખ પ્રથમ તુ કરવત મુકાનેકે લીયે કરવતીઆ પાસ ગઇ, કરવત બંધ હો ગયા, તેરે શીરપર નહી ચલા, અયસા તેરા કહેના હય, ઉસકા પરચા ઓર ભેદ મે તેરેકુ બતાતા હુઉં ! ચલ અબ તુ મેરી સાથ કરવતકે સ્થલમે ! જો દેખ, વહા કયા મઝા હોતી ઓર સચ્ચાઇ કીસ પ્રકારસે વ્યાપ્ત હોતી ઓર નજર આતી ! '

" મહારાજ ચાલો આપણે જ્યા કરવત મુકવામા આવે છે ત્યા જઇએ ! સૌથી પ્રથમ હુ કરવતના સ્થળમા કરવત મુકાવા ગઇ હતી, માટે ત્યા ચાલો અને ત્યાના ભેદની મને સમજ પાડો ! "

" હા ચાલો સબ સાધુ ભાઇ, કરવતકે સ્થલમે ચલો ! "

" હા ચલીએ મહાત્મા ! "

આ પ્રમાણે કહી મહાત્મા, સાધુઓ તથા કાન્તા ગંગા-કીનારે જ્યાં કરવત મુકવામાં આવે છે તે સ્થલમાં ગયા, ત્યાં મહાત્માએ યોગરદમ નજર કરી, કરવત ચલાવી જોયું, અને કરવતીઆ સાથે વાતચીત કરી કાન્તાની તમામ હકીકત જાણી લીધી, અને છેવટે બરાબર વિચાર કરી આ તરદદ્દષ્ટિથી કાન્તાના વાતાવરણનું સારી રીતે અવલોકન કરી હસતા હસતા કાન્તાને પ્રબોધવા લાગ્યા !

" કાન્તા કરવત મુકાનેકે લીયે યે સ્થાનમાં તુ આઇથી ?'

" જી હા મહાત્મા, હું આ સ્થાનમાં આવી હતી ! "

" તુને શરીર યે કરવતમે રખ્ખાથા ? "

" જી હા ! "

" ફીર ક્યા હુવા કરવત બંધ હો ગયા ? "

" જી હા આ કરવત બંધ થઈ ગયું ! "

" અચ્છા દેખ, તેરા દૃષ્ટાંત પરસે માલૂમ હોતા હય કે વ્યભિચારી ઓરતકા ભોગ લેનેકે લીયે યે કરવત અપવિત્ર હો જાતા હય ! દુરાચારી વ્યભિચારીની ઓર કર્માચારી દુષ્ટ ઓરતકા સ્પર્શસે એ લોહા કંપાયમાન હોતા હય ! યે કાષ્ટ જડબંધ હો જાતા હય ! ભોગ, બલિ, ખોરાક ઓર મ્હોતકા ખાસ–આહુતીભી પવિત્ર હોના ચ્હાઇએ ! મલીન પદાર્થ સબકુ મલીન બનાતા હય ! યે બાતકા અભી મે તેરેકુ પરચા બતાતા હુ દેખ ! '

" મહાત્મા આપ સમર્થ શક્તિવાન મહાજ્ઞાની છો ! હું એક પાપણી દુષ્ટ સ્ત્રી છું, આપની પ્રભુતા હું શું પીછાની શકું ! "

" હે ચરાચર જગતકે નાથ, હે વિશ્વવ્યાપક વિશ્વાધાર, હે સારી દુનિયાકે માલીક, હે સ્થાવર જ ગમમે વાસ કરનેવાલા વિભુ ! હે ભક્તવત્સલ ભગવાન ! હે સર્વત્ર સર્વકાલ વ્યાપ્ત હોનેવાલા વિશ્વપતિ, મે તેરી પાસ શીર ઝુકા કર, હાથ જોર કર એક પ્રશ્નકા ઉત્તર માગતા હુ ! જો પ્રભુ ખુદ તુહી સ્થલમે જલમે સ્થાવરમે ઔર જ ગલમે વ્યાપ્ત હોતા હય, ઔર જો તેરા યે કરવતમે ભી વાસ હુય, ઔર જો પોતે માલેક જગત પતિ ઔર સર્વ જીવોકે બનાનેવાલા સરજનહાર તુ એ ઔરતકે ભોગસે જો નાખુશ હોતા હય ઔર સ્પર્શસે અપવિત્ર હોતા હય તો જગતમે ધર્મકે લીયે, નીતિકે લીયે, નેકીકે લીયે ભલાઇકે લીયે સચ્ચાઇકે લીયે ઔર દાનાઇકે લીયે ધર્મકા પુકાર કર ! નેકીકી ગર્જના કર ! સારી જહાનકુ રોશન કર કે નેકી ઔર જો સચ્ચાઇ હય વો જગતમે સચ્ચી પ્રભુતાઇ હય, ખુદાઇ હય ! "

મહાત્માનો આ પ્રમાણે પોકાર વિન તી અને આજ વ થતાજ એકદમ કારમો ચમત્કારી ગેબી નાદ થયો, કરવત ધ્રુજવા લાગ્યુ, કરવતીઆ કંપાયમાન થઈ ગયા અને મહાત્મા સાધુઓ તથા કાન્તા હાથ જોડી પ્રભુના નામની સ્તુતિ કરવા લાગ્યા !

" હું વિશ્વમા સર્વવ્યાપી વિશ્વાધાર છુ ! જગતનો સાર છુ ! જડમા, ચૈતન્યમા, સ્થળમા, જળમા, સ્થાવરમા અને જ ગલમા સર્વ સ્થળે મારો વાસ છે ધર્મ નીતિ અને સત્ય એ મારૂં મૂળ છે ! હુ સદા નીતિવાન, સત્યવાદી અને ધાર્મિકને અ તરથી ચાહુ છુ ! દુરાચારી, કર્માચારી અને વ્યભિચારીને

સર્વદા હુ ધિક્કારૂ છુ ! જગત વ્યભિચારીથી કપાયમાન થાય છે, ધરતી વ્યભિચારીના પગલાથી ધમધમી ઉઠે છે, જે સ્થળે વ્યભિચારી કદમ ભરે છે, તે સ્થળ પાપથી, વ્યભિચારથી ધ્રુજી ઉઠે છે, બળીને ભષ્મ થઈ જાય છે ! વ્યભિચારીનુ એક ક્ષણમય જીવન ઘરનુ, ગામનુ અને કુળનુ વર્ષોના વર્ષોનુ પુન્ય ક્ષીણ કરે છે દેશમા દુકાળ, આફત અને દરીદ્રતા એ સર્વ વ્યભિચારી જીદગીના પાપનુજ પરિણામ છે ! હુ સર્વદા વ્યભિચારીથી વિમુખ છુ વિમુખ છુ વિમુખ છુ ! શાસ્ત્ર, પાવક, પાણી અને કાલદુતોના દડમા વ્યાપ્ત રહેલો હુ વ્યભિચારીને સ્પર્શ કરતા, તેના પ્રાણ હરતા અથવા શિક્ષા કરતા ઘણોજ કપાયમાન થાઉં છુ ! વ્યભિચારીને જોઇને દડ પણ શક્તિવિહીન થઈ જાય છે ! જગતમા તમામ પ્રકારના કર્માચારીઓનો કાલદડ પ્રાણ હરે છે પણ વ્યભિચારીને યુગોના યુગો તેના પાપમાજ વ્યભિચારમાજ અને તેના દુરાચારમાજ સડવા દે છે, અર્થાત્ એકે જન્મમા તેનો ઉદ્ધાર થતો નથી ! મ્હોત મૃત્યુ વ્યભિચારીને વાસ્તે છેજ નહીં ! મૃત્યુ સુખીને વાસ્તે છે પાપીને વાસ્તે મરણ ઘણુ જ દૂર છે ! દૂર છે ! દૂર છે ! ”

“ જય જય જય જગતપતિ જગતજીવન અને જગતજ્યોતિ જુગદાધાર મારૂ કલ્યાણ કરો ! પ્રભુ મને માફ કરો ક્ષમા કરો ! વિભુ મારાપર દયા કરો ! હે આર્યભૂમીની પવિત્ર અબળાઓ, હે ભારતભૂમીની કલ્યાણી કામીનીઓ, હે આર્યાવર્તની આર્ય બાળાઓ મારા જેવી પાપણી, અભાગણી, પિશાચણી અને દુરાચારીના દષ્ટાત પરથી સિદ્ધાત લ્યો ! તમારા

જીવનને સર્વદા નીતિમય પતિપરાયણુ અને ધર્મીષ્ઠ બનાવો ! સ્ત્રીનો સર્વદા સ્વામીની સેવાથીજ ઉદ્ધાર છે ! પતિ એજ પત્નીનો પ્રભુ છે ! ધર્મ, નીતિ અને સત્ય એજ મનુષ્યનું સાચુ જીવન છે ! એક સતિ સ્ત્રી કુળ, ઘર અને આખા દેશનો ઉદ્ધાર કરી શકે છે ! બહેનો હુ તમને પોકારી પોકારીને જણાવુ છુ કે સર્વદા તમે સ્વામીની સેવા કરો ! પતિ સેવાથીજ તમારી જીદગી ઉન્નત અને પવિત્ર બનાવો ! છેવટમા અને હુ કામા સ્ત્રીઓને વાસ્તે સસારમા સર્વદા મુક્તિદાતા એક કેવળ પતિ ભક્તિ અને પતિ સેવાજ છે ! નીતિ અને ધર્મથીજ તમારૂ જીવન સુધારી તમારો ઘરસસાર સુખી કરો ! ’

“ કાન્તા દેખ અભી તેરી કયા ઇચ્છા હય ? ”

“ મહાત્મા હુ હવે તમારા ચરણુમા શરણુ છુ ! સસારમા મને હવે કોઇ સુખી કરે તેમ નથી ! પ્રભુ મારો ઉદ્ધાર કરો ! મહાત્મા પાપમાથી મને બચાવો ! ’

“ દેખ, ફીર કરવતસે દુર હોકર આપઘાત કરનેકુ તુ દુસરા કોનસા સ્થલમે ગઇથી ? ”

“ મહાત્મા કરવતનુ સ્થાન છોડી હુ સ્મશાનમા ગઈ હતી ! ગગા કીનારે જયા સ્મશાન છે ત્યા એક ચિતા બળતી હતી તે સ્થળે હુ ગઇ હતી આસપાસથી કાષ્ટ વીણી લાવી ચિતામા નાખ્યા હતા, અને ચિતાને કારમા અગ્નિથી પ્રકટાવી પછી તેમા હુ પડી હતી, મારા પડતાની સાથેજ ચિતા તદ્દન ઠરી ગઇ હતી ’

“ કાન્તા, દેખ જગતમે સર્વભક્ષી એક અગ્નિદેવ હય !

વો ભી તેરા સ્પર્શસે ભોગસે ઓર જ પાપાતસે કેવલ નાખુશ હુય, વ્યભિચારીકુ અગ્નિભી દહન નહી કરતા ! દેવતાભી વ્યભિચારીસે દુર હુય ! દેખ ઉસકાભી મે તેરેકુ પરચા દીખાતાહુ ! '

" મહાત્મા આપનું કહેવુ સત્ય છે ! મારા જેવી પાપણી વ્યભિચારીણીથી સર્વ કોઇ દૂર ભાગે છે ! હુ હવે શુ કરૂ ? કયા જાઉ ? "

" હે જગતકે જીવન અગ્નિદેવ ! મે આપકુ હાથ જોરકર શિર નમાકર વંદન કરતાહુ ! હે અગ્નિ નારાયણ ભગવાન મે આપકુ પ્રશ્ન કરતા હુઉ કે કીસ લીયે યે અભાગી ઓરતકી આહુતીકા આપને સ્વિકાર નહી કીયા હુય ? "

"વ્યભિચારકે લીયે ! દુરાચારકે લીયે ! અનાચારકે લીયે ! મે અગ્નિદેવ સર્વ પદાર્થોકા ભક્ષણ કરતા હુઉ ! સારે વિશ્વકુ જલાકે ખાખ કરતા હુઉ ! ભસ્મ કરતા હુઉ, મગર એક વ્યભિચારીસે સર્વદા દૂર હોતા હુઉ ! નાપાકકુ મે કભી પાક નહી કરતા હુઉ ! વ્યભિચારીકે સ્પર્શસે ખુદ મે અપવિત્ર હોતા હુઉ ! વ્યભિચારીકા મુખ દેખનેસે ભી મે અગ્નિદેવ સદા નારાજ નાખુશ ઓર દીલગીર હુઉં ! વ્યભિચારીકા કભી ઉદ્ધાર નહી હુય ! સારે વિશ્વમે ઉસ્કી મુક્તિ કભી નહીં હોતી હુય !"

" મહાત્મા હવે મારા પાપનો કયારે પાર આવશે ? પ્રભુ ક્ષમા કરો મારાપર દયા કરો ! હે આર્યભૂમીની આર્ય બાળાઓ તમારા જીવનને સદા ધર્મ અને નીતિથી પવિત્ર બનાવો બહેનો ! અનીતિથી સર્વદા દૂર રહો દૂર રહો ! સંસારમા સ્વામી એજ

સ્ત્રીનો સર્વેશ્વર છે ! સ્વામી સેવા એજ સ્ત્રીની મુક્તિ છે ! ”

“ કાન્તા તીસરી બખત તેને કોનસે સ્થલમે આપઘાત કરનેકી કોશીશ કીઇથી ? ”

“ મહાત્મા ત્રીજી વખત હુ ગ ગામા પડી હતી પણ ગ ગાજીએ ત્રણ વખત મને ઉછાળી કીનારે દૂર ફે કી દીધી !”

“ જય જય જય પતિતપાવની, પાપવિમોચની ભાગી રથી મે તુજકો શીરનમાકાર વદન કરતા હુઉ ! હે ગ ગામૈયા! તેરા જલમે ઇસ ઓરતકા ક્યૌ સમાસ નહી કીયા ? સબ પ્રાણી માત્રકુ તુ પાવન કરતી હય તો યે કાન્તાકુ કીસ લીયે પાવન ન કીઇ ? તેરા ગાન સ્નાન પાન ઓર દર્શનસે મનુષ્યકા પાપ પ્રલય હો શકતા હય તો યે કાન્તા કીસ લીયે પવિત્ર હો ન શકતી ? તેરા જલ પ્રવાહમા તીન બખત કાન્તાએ જ પાપાત કીયા તોભી કીસ કારનકે લીયે તુ ને ઉસકુ કીનારેપે જલમે સે બહાર ફે ક દીઇ ! ગ ગાજલકા પાન મનુષ્યકા પાતકકો નાશ કરતા હય, ઓર અ ત વખત અવસાન કાલમે મુખમે ગગા જલ ડાલનેસે જીવ પાપસે મુક્ત હોતા હય, ઓર માયાકા આવરન અલગ હોતા હય, અયસી જગતકી માન્યતા હય, શાસ્ત્રકા ફરમાન હય ઓર તીર્થકા પ્રભાવ હય તો હે ગગામૈયા યે કાન્તાકા ઉદ્ધાર તુ કયો નહી કરતી ? ઉનકા સમાસ તેરેમે તુ કીસ લીયે નહીં કરતી ! ? ”

“ વ્યભિચારના ભયકર અપરાધથી પાતકથી અને પાપથી કાન્તા અધમ સ્થિતીને પ્રાપ્ત થઇ છે ! વિશ્વમા વ્યભિચારીનો ઉદ્ધાર નથી ! આર્યનો વ્યભિચાર એ આચાર નથી ! વ્યભિચાર

એ અનાર્યનો આચાર છે અનાર્ય સ્થિતીમા વ્યભિચારની ઉત્પત્તિ છે ! આર્યભૂમિમા અરે આર્યાવર્તમા અને આર્ય કોમમા વ્યભિચાર સભવેજ નહી, વ્યભિચાર થાયજ નહી, અરે વ્યભિચારને સ્થાન અવકાશ અને આદર મળેજ નહી વ્યભિચારનો શબ્દો સ્ચાર થતાજ પ્રાણુ પ ડથી જુદોજ થઇ જાય, આર્યમા વ્યભિચાર સમાયજ નહી ! પૂણ્યભૂમિ, દેવભૂમિ, કચનભૂમિ અરે પવિત્ર ભરતભૂમિમા વ્યભિચારનો અત્યાચાર ચાલેજ નહી ! આર્ય ભૂમિમા વ્યભિચાર એક નિમિષ માત્ર પણ સમાઇ શકેજ નહી, પવિત્ર ગણાતા આર્ય કુટુબમા વ્યભિચારનો શબ્દોચ્ચાર કોઇ કાળે પણ ઉચ્ચારાયજ નહી દેવાશી આર્ય સ્રી પુરૂષોમા વ્યભિચારને સ્થાન મળેજ નહી ! જ્યા ભૂમિનુ પુન્ય નષ્ટ થાય, કુટુબના ધર્મ નાશ પામે અને જ્યારે અસ્તકાળ સમીપ આવે ત્યારેજ વ્યભિચારનો ઉદય થાય, અર્થાત્ દેશના દુર્ભાગ્યે અને નારીકોના કર્મભાગ્યેજ ધર્મ અને પુન્યનો ક્ષય થાયજ આ દુષ્ટ આચાર ઉત્પન્ન થાય અને પ્રજાને વર્ણસ કર બનાવી પ્રજા તત્ત્વને નષ્ટ કરી વાનો કરે ! જ્યા સસ્કારી આર્યનો વાસ હોય ત્યા વ્યભિચારનો વિનાશજ થાય ! કા તા મહા પાપણી દુરાચરણી અને વ્યભિચારીણી સગત દોષથી બનેલી છે ! તેના સ્પર્શથી ભૂમિ ભારે થઇ છે અરે કરવત ચિતા અને વિષે પણ પોતાનો ધર્મ વિસરી જઇ તેને અનાદર કરી દૂર કરી છે ! એવી વ્યભિચારીણીને હુ શી રીતે સમાવી શકુ ? એવી પાપણીનો સ્પર્શ મારાથી કેમ કરી શકાય ? એવી પીશાચણી સ્રીનો અવસાન કાળ મારા ગગાજળમા કેમ થવા દેવાય ! ગગાના પ્રવા

હમા એનુ મૃત્યુ કદી પણુ સ ભવેજ નહીં ! મૃત્યુ એવી અઘોર કામિનીને વાસ્તે માગ્યુ મળેજ નહીં ! મોત સુખીને વાસ્તે છે દેશના નરપતિએ અગર વ્યભિચારીણી સ્ત્રીના પતિએ અગર તેના કોઇ પણ પવિત્ર કહેવાતા વડીલ અગર કુટુબીએ વ્યભિ ચારીણી એક ક્ષણુભર ઘરમા કે ગામમા ફરવા દેવી ન જોઇએ ! તેના સહવાસથી કદમથી અને આચારવિચારથી દેશનુ અને પ્રજાનુ વાતાવરણુ ભ્રષ્ટ થાય છે, માટે સર્વદા વ્યભિચારીથી લાખો ગાઉ દૂરજ રહેવુ જોઇએ ઉછરતી દેશની પ્રજાને વ્યભિ- ચારી નરનારીથી હમેશા અલગજ રાખવી જોઇએ. જે સ્થળે વ્યભિચારીનો વાસ છે ત્યા સર્વદા અધર્મ, કકાસ, પાપ અને દરિદ્રતા છે ! હુ ગગા પણ વ્યભિચારીણીને અડકતા સ્પર્શ કરતા પાપમય અને પ્રભાવહીણ પુન્યક્ષીણ થાઉ છુ, તો અન્ય મનુષ્યની શી વલે ? વ્યભિચારીની દૃષ્ટિથી મનુષ્યના ધર્મ અને નીતિ નષ્ટ થાય છે, માટે વ્યભિચાર એ મહા ભયકર પાતક છે, એનો કોઈ કાળે પણ ઉદ્ધ ર નથી, ઉદ્ધાર નથી, ઉદ્ધાર નથી ! '

" જય જય જય ગંગામૈયા મારા પર કરૂણા કરો, દયા કરો, મને ક્ષમા કરો ! માતા મારા પાપ અને કરણી સામુ ન જુઓ, દેવી મારા ઉપર દયા કરો દયા કરો દયા કરો ! હે આર્ય ભૂમિની કુલવતી આર્ય મહીલાઓ, મારો દાખલો લઇ તમારી જીદગી સર્વદા નીતિમય અને ધર્મમય પવિત્ર બનાવો ! બ્હેનો સ્વામીસેવા એજ સ્ત્રીને વાસ્તે સાક્ષાત મુક્તિના મેવા છે ! પતિ એજ સતિનો પ્રભુ છે ! સતિનો સર્વદા પતિથીજ ઉદ્ધાર છે ! '

" હર હર હર મહાદેવ શભો ! કાશિવિશ્વનાથ ! ગગા !

કાશીવિશ્વનાથ ગંગા ! કાશીવિશ્વનાથ ગંગા ! હર હર મહાદેવ શંભો કાશિવિશ્વનાથ ગંગા !! ”

આ પ્રમાણે કાશી તિર્થનો, કાશિવિશ્વનાથ મહાદેવનો અને ગંગાજીનો જયઘોષ મચાવી મહાત્મા સાધુઓ અને જોડે કાન્તા પણ ધુનના ભજનમા સામેલ થયા, અને થોડીક વાર સુધી ખુબ આનંદ ઉમંગથી ઘાંટા પાડી ભજન કરી આત્માને આનંદ આપવા લાગ્યા ! મહાત્મા સાધુઓ અને કાન્તા ધીમે ધીમે મહાત્માના આશ્રમમા પાછા આવ્યા, સમય બરાબર ચાર વાગતાનો થયો ત્યા આશ્રમન દરેક સાધુઓ જાગૃત થઈ નિત્યકર્મ કરવામા નિમગ્ન થયા, મહાત્માએ કાન્તાને સારી રીતે દીલાસો આપ્યો, અને તેને ગંગાજળ મગાવી સ્નાન કરાવ્યુ તથા એક પવિત્ર વસ્ત્ર પહેરાવી ઈશ્વિરનું સ્મરણ કરવાનુ કહ્યુ, પોતે પણ ધીમે ધીમે નિત્યકર્મથી પરવારવા લાગ્યા ! જ્યા સવારના આઠ વાગ્યા કે તરતજ કાન્તાને આશ્રમના એક ઓટલા ઉપર બેસારી અને તેના સારૂ એક નાની સફેદ ભગવી દવજા અને ઘંટા મંગાવી તેને ઉપદેશ આપવા લાગ્યા !

“ દેખ કાન્તા અબી તેરી ક્યા કામના હય ? ”

“ મહાત્મા મારી કામના તમારા ચરણની સેવા કરવાની છે ! અવનીમા મારો હવે ઉદ્ધાર નથી રહ્યો ! મારા વાસ્તે ફક્ત આપ મહાત્માની દયાભરી લાગણીજ છે ! વિશ્વમા આપના સિવાય મારૂ કોઈ હીતકર બેલી નથી ! ”

“ અચ્છા અબી તેરી આપઘાત કરનેકી મરજી હય ? જો હય સો બોલ દે ! જીગરમા કુછ ભેદ મત રખના ! ”

" મહાત્મા હું અનેક ઉપાય અજમાવી ચુકી છુ ! આ તમા આપે છેવટમા હું હારી છુ ! હવે મારા હાથ હેઠા પડયા છે ! "

" અચ્છા અબ કુછ તેરેકુ કહેના હય ? કહેના હય સો બોલ દે ! જો કુછ કહેના હય સો કહે દે ? "

" મહાત્મા મારે હવે કશુ કહેવુ નથી ! કહેવાય તેટલુ કહી ચુકી છુ, બોલાય તેટલુ બોલી ચુકી છુ અને સમજાવાય તેટલુ સમજાવી ચુકી છુ, છેવટમા સર્વ સ્થળેથી હું પાછી પડી છુ ! હવે મારે કઇ કહેવુ નથી ! "

" અચ્છા તેરે કહેના નહી હય ! મગર કરના તો હય ? "

" મહાત્મા હુ શુ કરૂ અને ક્યા જાઉં ?

" કાન્તા દેખ અબ મે તુજકુ ફરમાન કરતા હુઉ કે તુમ અબી સબ ઝગડા છોડો ! ઓ સબ કલેશકા રગડા એક બાજુ રખદો ! મે જો કુછ કહતા હુઉ વો સબ ખુશી હોકર કરો ! મેરા કહેના કરનેસે તેરેકુ કોક દીન ભી સુખ મીલેગા ! તેરેકુ કુછભી શાતિ મીલેગી ! "

" મહાત્મા હુ હવે તમારે શરણેજ છુ ! આપ જે કહો તે કરવાને તૈયાર છુ ! "

" અચ્છા કાન્તા મેરા કહેના આનદસે સુન લે ! દેખ અબી આપઘાતસે કલેશસે ઓર રડા પીટસે તેરેકુ કુછભી ફાયદા હાસીલ નહીં હોગા ! જો કુછ હોનેકા હો ગયા ! અબી કુછ હોતા નહી ! મનુષ્યકા જીવન આપઘાતસે પાવન નહીં હોતા મગર પશ્ચાતાપસે મનુષ્ય પાવન હોતા હય ! પશ્ચાતાપ પુનર જીવનમ્ અર્થાત્ પશ્ચાતાપ હય વો એક નવીન પુનર

જી દગી હય, મનુષ્યકા દુસરા અવતાર પશ્ચાતાપ હય। પશ્ચાતાપ મનુષ્યકી જ્ઞાનમય જી દગી હય। જીતના તે કુકર્મ કીયા ઇતના અબ ભવિષ્યકી જી દગીમે સુકર્મ કરો। જીસ પ્રકારકા તુને દુરાચાર કીયા ઇસિ પ્રકારકા અબ તુમ સદાચાર કરો। જીતના મનુષ્યકી જી દગી તુ ને બરબાદ કીઇ ઇતના મનુષ્યોકી મગર જયાદા મનુષ્યોકી જી દગી સફ્લ કરો। જગતમે ફીરો, ઓર દુનિયાકુ ઉપદેશ કર કરકે ધર્મકા ઓર નીતિકા અચ્છા પ થ બતાવો। અજ્ઞાની ઓર અધર્મીકુ જ્ઞાની ઓર ધર્મી બનાવો। દુનિયામે જો કુચ્છ અનીતિવાન ઓર અજ્ઞ ન સ્રીઓ હય, ઉનકી પાસ જાઓ, ઉપદેશ કરો ઓર ઉનકુ જ્ઞાની ધર્મી ઓર નીતિવાન બનાઓ। જાઓ અબી જગતમે નીડર હોકર ફીરો। લોકોકુ નેકીકા ઓર સચ્ચાઇકા ખરા રસ્તા દીખાઓ।"

"જેવો આપનો હુકમ। આપ કહો તે વખતે અત્રેથી હુ વિચરવાને–જવાને તૈયાર છુ। હુ હવે આપને શરણે છુ। જગતમા આપના સિવાય બીજા કોઇને હુ મારૂ ત્રાતા જોતી નથી। મહાત્મા મારો ઉદ્ધાર આપનાથીજ છે।"

"કાન્તા દેખ, મે તુજકુ યે નીતિકી–નેકીકી ઘ ટા દેતા હઉ। યહ ઘ ટા તેરા ડાબા હાથમે ગ્રહણુ કર। દુસરી મે તુજકુ યે ધર્મકી સફેદ ધ્વજા દેતા હઉ। ઓ ધ્વજા જમણા હાથમે ધારણુ કરો। દેખ યે ધ્વજામે મે ને હરફ લીખખા હય "સફેદ કાગડી।" અબી તુમ સફેદ કાગડી હય। ગામમે જાઓ, ફીરો, ઓર યે નેકીકી ઘ ટા બજાઓ, લોકોકુ યે સફેદ કાગડીવાલી ધર્મકી ધ્વજા બતાઓ, ઓર તુમારા મુખસે લોકોકુ

જ્ઞાનકા, ધર્મકા, નીતિકા ઉપદેશ કરો ! ઉપદેશ અવશ્ય કરકે સ્ત્રીઓકુ કરો ! મહીલા સમક્ષ જા કર બેધડક નીડર હોકર બોલો ! અય ભરતભૂમિકી કલ્યાની ભામનીઓ ! જો તુમારા કુટુંબકા, કુલકા ગામકા ઓર સારે દેશકા કલ્યાન ઇચ્છો તો બાળલગ્નકા અવરોધ કરો ! પુનર્લગ્નકા નાશ કરો ! તુમારી પુત્રી-ઓકુ ધાર્મિક શિક્ષણ દીલાવો ! તુમારા જીવન નીતિમય ઓર ધાર્મિક બનાઓ ! તુમારી લડકીકુ ધાર્મિક કેલવની પઢાઓ ! ઓર બસ નવીન સુધારાવાલી આડ બરી કેલવનીકા નાશ કરો ! સ્ત્રીઓકુ કલાકૌશલ્ય એર ધાર્મિક વાચનકા ઉપદેશ કરો ! ધાર્મિક ઓર નૈતિક જીવનસે તુમારા સસાર સફલ હો જાયગા ! પુનર્લગ્ન, ન તરીઆપ્રબ ધ, ઓર છુટા છેડાકા સ્નેહ લગ્નકા સદ તર નાશ કરો ! બાળલગ્નકી અવધ લબાવો ઓર સતતીકુ ધાર્મિક કેલવણી દેકર ઉનકા જીવન ઉન્નત ધર્મીષ્ઠ બનાઓ ! ”

“ જય જય પ્રભો ! હુ હવે તમારી આજ્ઞા શીરપર ધારણ કરૂ છુ મહાત્મા હુ હવે ગામેગામ ફરી આપના અમૂલ્ય વચ નોનો ઠેર ઠેર ઉપદેશ કરી લોકોને ધાર્મિક અને નૈત્તિક સસ્કા રનુ પીછાન કરાવીશ ! સ્ત્રીઓને નીતિ અને ધર્મનો ઉપદેશ કરી તેમને પતિ સેવા અને પતિવ્રત ધર્મના ફાયદા ઉત્તમ રીતે સમજાવીશ, અને જેમ બનશે તેમ દેશમાથી નાતરીઆ પ્રબ ધ અને પુનર્લગ્નનો નાશ કરીશ અને કરાવીશ ! હવે ધર્મનો ઉપદેશ કરવામાજ હુ મારી જી દગી ગાળીશ ! જ્યા સુધી આ બે બાહુમા શક્તિ રહેશે ત્યા સુધી હુ નેકીની ઘ ટા બજાવી લોકોને જાગૃત કરીશ અને ધર્મની ધ્વજા બતાવી ફરકાવીને

ગરદમ શ્રષ્ટીમા સ્રીયોને ધર્મનો અને નીતિનો ઉપદેશ કરીશ ! મહાત્મા હુ હવે રજા માગુ છુ ! ”

“ જાઓ જગતમા નિડર હોકર જાઓ ! પરમાત્મા તુજકુ સુખી કરે ! કાશીવિશ્વનાથ પ્રભુ તેરા સકષ્ટ હરે ! કાન્તા તેરા કલ્યાન હો ! જાઓ નેકીકા ગાન ગાઓ ઓર ધર્મકા શાશન સારી આલમમે જગાઓ ! બોલો કાશીવિશ્વનાથ મહાદેવકી જય ! ગ ગા મૈયાકી જય ! ”

*                *                *                *

‘ હર હર મહાદેવ શભો કાશિવિશ્વનાથ ગગા
કાશિવિશ્વનાથ ગગા કાશિવિશ્વનાથ ગગા—હર હર ”

*                *                *                *

‘ ભજનમે મગન રહેના રામ
સતો લગી લગન ખરી આઇ—ભજન
રામ ઝરૂખે બેઠકર હા સબકા મુજરા લેત
જયસી જીનકી ચાકરી તયસા બદલા દેત—ભજનમે
તુલસી આ સમારમે ભાત ભાતકે લોગ
સબસે હીન મીલ ચાલીએ પ્યારે નદી નાવ સજોગ—ભજનમ ’

ભજનની ધુન ઉડી રહી, સાધુઓએ શખ તાલ બજાવી આનદને ઉછાળે ચઢાવ્યો, કાન્તા પણ ઘ ટા બજાવી ધર્મધ્વજા ફરકાવી ભજનમા એક તાર બની મહાત્માને પ્રણામ કરી કાશીપુરીમા ઉપદેશ આપવા ચાલી, મહાત્માએ તેને આશીર્વાદ આપી તેનુ કલ્યાણ વાચ્યુ ! વાચકો આતે “ કર્મયોગે બનેલી કાગડી કે જ્ઞાનયોગે થએલી હ સણી ! ”

# પ્રકરણ ૨ જું.

## નાટકની સજા કે મધુકરની મજા ?



### દોહરો.

મુક ન ચુકી જીભને બહુ બોલે નહિ સાર,
બકતા બકતા બહુ બકે ખવરાવે કદી માર

હમેશા યાદ રાખો કે જે શરતોએ આપણને જીદગી આપવામા આવી છે તેમા મહેનત પણ એક છે વખત એ કુદન છે એક પળ પણ ગુમાવશો નહી, દરેક પળનો હિસાબ રાખજો બીજાઓને તમારી સાથે જેવી રીતે વર્તાવવા તમે ઇચ્છતા હો તેવી રીતે તમે તેમની સાથે વર્તજો જે આજ થાય તેવુ હોય તે કાલે કરવા મુલતવી રાખશો નહી જે તમે જાતે કરી શકો એવુ હોય તે બીજાને કરવાનુ કહેશો નહીં, બીજાના માલનો લોભ કરશો નહી કોઇ બાબતને એવી નજીવી ગણી કાઢશો નહીં કે તે પર ધ્યાન આપવુ યોગ્યજ નથી જે કમાયા નથી તે આપી દેશો નહી ઉપજ થાય નહી તો ખર્ચ કરશો નહી તમારા કામકાજમા ઘણામા ઘણી વ્યવસ્થા રાખજો તમારી જીદગીની આખર ઘડી સુધી મહેનત કરજો તમારા સુખને માટે જે અવશ્યનુ હોય તે કદી વરજીત કરશો નહી. પણ તમારો મોભો સાચવી સાદાઇ અને કરકસરથી રહેજો, તમારી જીદગીમા વધારેમા વધારે ભલુ કરવાની ધારણા રાખજો

યાતને આધળો ધનમધેબધિર થઇ જોતો સુણતો નથી સાચુ ખોટુ
તોર ને જોરમા નવ ગણે કોઇને તારૂ એ કેવુ અજ્ઞાન મ્હોટુ
બેડી મમતા તણી પગ વિષે પહેરીને ભોગવે ઘર રૂપી કેદખાનુ
ભય કદિ બહાર પણ ચિત ચતુરા દને કહ આ શુ ગણે છેક નાનુ !

મનુષ્ય જ્યારે મેદાનમા હોય છે ત્યારે એ નીચુ ઘાસ અને મહાન દેવદારનુ વૃક્ષ જુએ છે અને કહે છે કે વૃક્ષ કેવડુ મ્હોટુ છે અને ઘાસ કેવડુ નાનુ છે ! પણ જ્યારે તે પર્વત ઉપર ચઢે છે અને તેની ઉંચી ટોચ ઉપરથી નીચે મેદાન ઉપર દૃષ્ટિ કરે છે, ત્યારે મહાન્ દેવદારનુ વૃક્ષ અને નીચુ ઘાસ લીલી વનસ્પતિના એક અવ્યક્ત સમુદાયના એકાકાર થઇ જાય છે, તેમ સાસારિક મનુષ્યોની દૃષ્ટિમા પદવી અને સ્થિતીના ભેદ છે, પણ જ્યારે દિવ્યદ્રષ્ટિ વિકાસ પામે છે ત્યારે ઉચ્ચ અને નીચનો ભેદ નષ્ટ થાય છે

* * * *

અમે શાને અમારૂ તે ખુશી માથે તજી દઇએ
અને શાને તમારૂ તે ઝુટાવીને અમો લઇએ ?
તમારામા અમારૂ જો તમારૂ તે અમારૂ છે
અમારામા તમારૂ ને અમારૂ છે અમારૂ છે !
જરા વાતે અમારૂ તે તમારૂ થઇ જનારૂ છે,
તમારૂ લાખ વાતોએ અમારૂ ના થનારૂ છે
તમે બોલો તમારૂ તો અમારૂ શીદને કહીએ
અને ઝુટો અમારૂ તો અમારૂ શીદને દઇએ ?
તમારૂ તે તમોને ને અમારૂ તે અમોને
તમારૂ તે તમારૂ ને અમારૂ તે અમ

*  *  *  *

" હમારા લાખ મ્હાનારા ગયુ શુ એકના વિના,
બલાથી જો ગયો તુ તો થયુ શુ એકના વિના
તમારી એ ખુમારી છે નથી કિમત કઇ દીલમા
રહ્યુ શુ એકના વિના ગયુ શુ એકના વિના ?
ભલે મીંડા હજારો હોય પણ ના આકડો એ એક
તો મીંડા રહ્યા મીંડા રહ્યુ શુ એકના વિના
લગાવ્યા તાર બહુ સારગીમા પણ એક તુટતાએ
બતાવે સાજ બે શરો ગયુ શુ એકના વિના
ભલે પગ હાથ હોઠે કાન ને મુખ નાસિકા પણ હો
ભલે હો અગ સર્વે પણ થયુ શુ એકના વિના
રહ્યુ છે એક કર્ણ દૈવત શરીરમા તે ઉપર જીવન
ગયુ જો એક ખોખામા રહ્યુ શુ એકના વિના ! "

ભગીરથ પ્રયત્ને મહા મુશીબતે સૌરાષ્ટ્ર નાટક કપની મી મધુકરે મુબાઈ ભેગી કરી મી ચીથરીઆ આ વખતે કપનીને મુબાઈ લઈ જવા સારૂ બીલકુલ ખુશ નહોતા, પણ ડાયરેકટર મી મધુકરના ઘણા સખત આગ્રહથી કપનીને મુબાઈ લઈ જવા દીધી હતી અત્યારે કપનીની નાણા સબધી સ્થિતી જોઇએ તેવી સતોષકારક નહોતી, તોપણ મી ચીથ રીઆએ પોતાના એક સ્નેહીના વગવસીલાથી થોડાક માસ સારૂ દશ હજાર રૂપીઆની ગોઠવણ કરી કપનીને સાહસ કરી મુબાઇ ઉપાડી હતી કપનીની સ્થિતી દીવસે દીવસે ડામાડોળ થતી હતી. કંપની એક, માલેક બે, એકટર આઠ અને મેનેજર

સોળ એ પ્રમાણે કંપનીનો ઘાટ થયો હતો આ વખતે ડાયરે-કટર મી મધુકર પણ કાંક જુદાજ રંગમાં રમતો હતો, ત્યારે માલેક મી ચીથરીઆ ભીતરથી હા અને ઉપરથી ના ભણી કાંઇ જુદાજ દાવ પેચમાં બાજી ખેલતા હતા કંપનીના જુના પુરાણા ખાંઈ બદેલા એકટરો પણ આ વખતે જુદી તાલમેલમાં ઘાલમેલ કરતા હતા, અર્થાત્ દરેકના વિચારનું લક્ષ્યબિંદુ મુંબાઈની મોજમજાહ પર આવીને રહ્યું હતું બધાના મનમાં મુંબાઈ જાશું, પાંચ પૈસા કમાશું અને ચોપાટીની હવા ખાશું તથા રંગરાગમાં રમશું અને મોજમજાહમાં ભમશું એવા હવાઇ તરંગોના કિલ્લા ચણાતા હતા મધુકર ઉર્મીલાના પ્યારમાં રમતો હતો, રાત દિવસ તેના હૃદયમાં ઉર્મીલાના રાગનાજ તરંગો ચાલ્યા કરતા હતા મુંબઇ જઇને ઉર્મીલા સાથે સારી રીતે રંગ રાગ રમાશે અને ચોગરદમ હરાશે ફરાશે તથા મુંબા-ઈના સુધારક આગેવાનોમાં સુધારાનો છુટથી લાભ લેવાશે, અને કંપનીને બહાને પબલીકમાં નામના થશે અને જતે દીવસે આપણું નામ લાઇટમાં આવશે એવા તરંગોમાં રમ્યાજ કરતો હતો મી ચીંથરીઆ મુંબાઇ જવાથી જો કંપની સારી ચાલશે તો બે પૈસા પ્રાપ્ત થશે, જો કંપની ખોટમાં કામ કરશે તો કોઈ ખીસ્સાનો તર અને હેયાનો ફુટયો એવો નાટકનો આશકો લાવી કંપની તેના ગળામાં પહેરાવીશું કોઇ અપટુડેટ આશકો શ્રીમંત શેઠીઓ મળશે તો ઉર્મીલાની લાલચ તેને આપી સારી રીતે ધનથી ખીસ્સુ તર કરીશું અરે ભવની ભાવટ ભાગશું, અને છેવટે લાગ મળતા ઉર્મીલા અને કંપની તેને ગીરો આપી

ધનમાલથી ખીસ્સા શ્રીકાર અને ચિકાર કરી ઘર ભણી રસ્તો માપશું આમ ઉમ્મર પણ થઈ છે, ધોળા આવ્યા છે, અને રાત દી ધ ધો ખેડતા ખેડતા માથાના વાળ પણ ઘસાઇ જઇ તાલ પડી છે, વળી અધુરામા પુરૂ નાક પણ નાટકની મેનેજમેન્ટ કરતા કરતા ગુમાવ્યુ છે, માટે હવે ક પનીની બલા ગળે લગાડતા નાક અને નાણુ એ બ ને ના ગુમાવવા ! ગમે તેમ કરી કાળા ધોળા કરી ઉધા ચતા કરી હાવપેચ રમી સાચા જુઠા કરીને પણ પૈસા પ્રાપ્ત કરવા ! હવે જી દગીનો આ એક છેલ્લો તમાનો અખતરો છે વેરી અને વેપાર મનુષ્યના હાથમા બે વાર આવે છે, વારે વારે આવતા નથી, માટે મરતા જીવતા આ પૂર્વના પાપે કરી કોટે વળગેલી નાટકની બલા દુર કરી ત્રણ ચાર પેઢી સુખથી ખાય એટલો હાથ મારી લઈ મુબાઇને અને નાટકને છેલ્લી સલામ કરી ઘર ભેગા થઈ જવુ, આ પ્રમાણે વિચાર ચલાવી મુ બાઇ આવ્યા હતા ઉર્મીલા પણ મધુકરના પ્રેમના નખરામા રાત દીવસ નાચતી હતી તેના મનમા પણ એમ હતુ કે મુ બાઈ જવાથી તેના કામની સારી કદર થશે મધુકર સાથે મહોબત બ ધાતા ક પનીમા તેની માનપ્રતિષ્ઠા સારી રીતે વધશે, અને વળી કોક સેલાણી નાટકનો આશકો શેઠીઓ મળી આવશે તો ક પની તજી તેની સાથે રખાત તરીકે રહેતા રોજ ગાડી ઘોડાની સ્હેલ થશે, મુ બાઇની મજા ભોગવાશે અને જુવાનીની મીઠી મજા ધનવાન સાથે સારી રીતે મણાશે આ રીતના તર ગમા ઉર્મીલા પણ રમતી રમતી મુ બાઈ આવી હતી ! ક પનીના જુના પુરાણા થાભલા રૂપ ગણાતા ઘરડા

ઘુવડ જેવા એકટરો પણ જે સ્ટેજમા રાગડા તાણી તાણી ઉતરી ગયા હતા, અને કુદકા મારી મારી બરાડા પાડી પાડી ડોસલા બની ગયા હતા, તે પણ કંપનીની દીવસે દીવસે અવદશા થવાથી મુંબાઈ જઈને બીજી કોઈ સારી કંપનીમા નોકરી મળશે તો ચીંથરીઆને સલામ ભરી છુટા છેડા કરી મુંબાઈમા લ્હેર કરીશુ, આવા હવાઈ ગોટાળા એકટરો કરી કરી મુંબાઈ આવ્યા હતા, અર્થાત્ કંપનીના માલેક ડાયરેકટર, એકટર અને બીજો નોકર વર્ગ દરેક જણા દાવપેચમા તત્પર થઈ મુંબાઇ જોવા ઉત્સુક થઇ મુંબાઈ આવ્યા હતા! મધુકરે કંપનીને વાસ્તે મુંબાઈમા પોતાના લાગતા વળગતા સુધારક સાથે સારી મસલત કરી એમ્પાયર જેવી બાદશાહી નાટકશાળા જે કોટમા આવેલી હતી તે ભાડે રખાવી હતી મી ચીથરીઆએ મધુકર જોડે કંપની સંબધી છુપી મસલત ચલાવી તથા પોતાની અને કંપનીની સ્થિતી સારી રીતે તેના મગજમા સમજાવી ખેલની શરૂઆત કરી હતી મધુકરની મહાભારત નાટકની પાશ્ચિમાત્ય અને પૂર્વના નાટકના રીત રસમોથી મિશ્રિત અપટુડેટ નાટકની નવીન મેનેજમેન્ટથી કંપનીની પ્રેસ્ટીજ મુંબાઈમા સારી રીતે બંધાઇ હતી મી ચીથરીઆ પણ મુંબાઇના કેટલાક આગેવાન અને નામાકીત ગણાતા પ્રજાના ખેરખાઓને આમ ત્રણ ઉપર આમ ત્રણ મોકલી હદ બહાર મસ્કાફીકેશન માલીસ કરી કંપનીની વાહવાહ બોલાવી રહ્યા હતા ઉર્મીલાએ પોતાના મધુરકંઠથી અને સૌદર્યથી, હાવભાવથી અને એમેચ્યુર ડ્રામાટીક કેરેકટરથી મુંબાઇગરાઓને સારી રીતે મોહીત અને મનરંજન

કર્યાં હતા મધુકરની મેનેજમેન્ટ પણ ઘણીજ પ્રશસાપાત્ર નીવડી હતી નાટકના ખેલોની કેરેકટરના અગ્રેજી ભાષામા વર્ણન, ટુકસાર છપાવી રોજી દા અને અઠવાડીક પેપરોમા સારા સારા રિવ્યુ લેવરાવી કપનીને જગબત્રીસીએ ચઢાવી હતી શરૂઆતમા જોતજોતામા કપનીને સારી કમાણી થવાથી મી ચીથરીઆ મધુકર ઉપર ઘણાજ પ્રસન્ન થયા હતા, અને તેને હદ બહાર સત્તા આપી સાહસમા અધીકને અધીક ઉત્તેજીત કર્યો હતો મી ચીથરીઆ હાઉસ સારી રીતે એકઠા કરી કપનીની લગામ મધુકરને સોપી પોતે દેશ જવા તથા જે કાંઇ લેણુ દેણુ કપનીને મુબાઇ લાવતા થયુ હોય તે તમામ ચુકવવા સારૂ તૈયાર થયા હતા કપની મધુકરને સોપી શેઠ તરતજ દેશ જવા સારૂ તૈયાર થયા મધુકર પણ મી ચીથરીઆ પરદેશ જવાથી ઉર્મીલા સાથે સારો રીતે સ્નેહ સબધ સાચવી શકાશે એમ ધારી શેઠની હાજીહામા વધારો કરી શેઠને ટીકીટ લેવરાવી મેલમા ગુજરાત કાઠીયાવાડ વિદાય કરી દીધા ! મધુકરે જેમ બને તેમ પોતાનો લાગવગ વધારી મુબાઇના સુધારકોમા સારી રીતે પગપેસારો કરવા માડયો ! ખેલમા પણ સુધારા તથા તેમના મિત્રોને સારી રીતે નોતરવા માડ્યા ! આમ મી ચીથરીઆ સાથે લાગવગ ધરાવતા કેટલાક શ્રીમતોને મધુકરે સારી રીતે સરભરા કરી નાટકીઆ રીત રસમ ચલાવી આશકા બનાવવા માડ્યા ! ચોગરદમ ડાયરેકટર તરીકે મી મધુકરના હદ ઉપરાત વખાણ થવા લાગ્યા ! મધુકરને પણ ચોગરદમથી મીજલસોના રમત ગમ્મતના વાર તહેવારના આનદના જમ

ણુવારના અને પારટીઓના આમંત્રણુ આવવા લાગ્યા, અર્થાત્ મધુકર મુંબાઈગરાઓમાં આજકાલ સારી રીતે સ્નેહપાત્ર માનીતો મેમાન થઇ પડયો ! આમ કંપની પણ સારી રીતે ચાલવા લાગી જોતજોતામાં કંપનીની પ્રેસટીજ, કમાણી અને કામ કરનારા કામદારોની કીર્તી વધવા માંડી, અને કંપનીના સ્નેહીઓના પત્રો મી ચૌથરીઆ પર સારી રીતે ખુશખબરના જવા લાગ્યા !

આવા કંપનીના ચઢતા દીનમાનના આનંદમાં મધુકર અને ઉર્મીલા પણ આનંદમાં સારી રીતે ઉભરાવા લાગ્યા ! બન્ને જણાનો પ્રેમ ઘણોજ હદ ઉપરાંત વધી ગાઢો થયો, હુંકામાં બંને જણા ધણીધણીયાણી તરીકે વરતવા લાગ્યા અને ચોગરદમ નાચ પારટી હરવા ફરવાની જગ્યાઓમાં ઉઘાડે છોગે વિકટોરીઆમાં બેસી એક બીજાના ગળામાં હાથ નાખી સ્નેહ દાખવતા જવા આવવા લાગ્યા ! એકટર વર્ગને પગાર ઉપરાંત સારી સારી બક્ષીસો મળવાથી વધારે આનંદમાં આવી ગયા, અને આંખ આડા કાન કરી મધુકરની સારી રીતે તબીયત ઉઠાવવા લાગ્યા ! મધુકર પણ જમાનાનો ખાધેલ હતો, એટલે તે પોતાની આસપાસના વાતાવરણમાં રમતા વસતા માણસોને સારી રીતે મેળવી લઇ પોતાનું કામ આગળ ચલાવતો હતો, અર્થાત્ દરેકની તબીયત સાચવી લઇ કંપનીનું કામ તખતા ઉપર બતાવતો હતો, એટલે તેની ખુબી અને ખામી કેટલીક વાર દમામમાંને દમામમાં દબાઇ જતી હતી મુંબાઈ આવ્યા કેડે મધુકરને ડીસપેપસ્યા, અજીર્ણનો વ્યાધી લાગુ પડ્યો હતો

અર્થાત્ પાણી વિકાર લાગુ પડી તેની તનદુરસ્તીમા બગાડો થયો હતો અધુરામા પુરૂ મુબાઇમા તેને દારૂનું વ્યસન જબરૂ વધી પડ્યુ હતું, જો કે સુધારાને નામે દારૂ મધુકર મૂળથીજ વાપરતો હતો, પણ કાક નિયમમા ને વખત સાચવીને વાપરતો એટલે વ્યસન અ ગમા દબાઇ જતુ હતુ, પણ મુબાઈમા પાચનક્રિયા વધારવા સારૂ, તાકાદ સારૂ અને ટોનીક તરીકે તેના વૈદકી ધ ધાદારી દોસ્તદારોની સલાહ મળતા દારૂ વધારે વાપરવાની ટેવ પડી હતી, આ કટેવથી તેને ધીમે ધીમે જીવલેણ વ્યાધી લાગુ થયો હતો અજીર્ણ હદ ઉપરાત વધી ગયુ, વ્હીસ્કીબાઈ અને કલેજાનો સ યોગ થવાથી કલેજુ કામ કરતુ અટકી પડ્યુ, કમળો જણાયો અને ધીમે ધીમે વખત જતા જલ દરનો વ્યાધી પગપેસારો કરવા મ ડ્યો! જો કે રોગની શરૂઆત થતી હતી એટલે મધુકર દારૂ વાપરતા અચકાતો નહોતો, અર્થાત્ વિષય વ્યવહારમા નિમગ્ન થનારને સુધારાને નામે અને દવાને નામે દારૂ વિના એક ઘડી પણ ચાલતુ નથી અનીતિના બજારમા પ્રેમના વ્યવહારમા દારૂથીજ અરસપરસ સલામતી લેવાય છે! ઉચા અને નીચા, મધ્યમ અને કામદાર વર્ગમા દારૂની બદી દવા ને, સુધારાને અને થાક ઓછો કરવાને બ્હાને તથા ટોનીક તરીકે અને સલામતી ભરી એટીકેટને નામે સારી રીતે પ્રવેશી ચુકી છે, આ પ્રમાણે મધુકરના કીસ્મતમા વાઈન અને વ્યભિચાર એજ સારી રીતે વ્યવહાર કરવા લાગ્યા! ઉર્મિલા પણ દારૂની બદીમા સારી રીતે ચઢી ગઈ, જો કે દારૂની કુટેવથી તેના કઠનું અને આરોગ્યનું ધીમે ધીમે હરણ થતુ હતુ, તો પણ તેની

આભ જેવી ઓપમે તેવી બરાબર ઉઘડતી નહોતી ! આજરોજ એક જાહેર સંસ્થાના લાભ સારૂ કૌન્ટ્રાક્ટથી લીધેલો કંપનીનો ‘ મોહીની ’ નામનો ખેલ હતો આ ખેલ મધુકરના લાગતા વળગતા મિત્રોએ મધુકરને ખાસ આગ્રહ કરી લીધો હતો, એટલે કંપનીની મેનેજમેન્ટ નિત્ય કરતા આજરોજ નવીન અને નીરાળી હતી અધુરામા પુરૂ આજ રાત્રે કંપનીના આશકાઓ મી મધુકરને એક માનપત્ર અને ઉર્મીલાને તેના ઉત્તમ અભિનય સારૂ એક ચાદ આપવાના હતા આજના નાટકની ગોઠવણુ કાઈક એલાૈકીકજ થવાની વકી રખાતી હતી મધુકરે આજરોજ કંપનીના તમામ નાના મોટા પાત્રોને તથા કામદાર વર્ગને બોલાવી એક સારૂ ભાષણુ કરી કામ સારૂ કરવા કાજે સારી રીતે સૂચનાઓ આપી હતી આજના કામ ઉપર કંપનીની મુંબાઇમા સારી રીતે કદર થશે અને એ કદરથીજ કંપનીના નોકરોનો સારી રીતે ભાગ્યોદય થશે એમ સંબોધી દરેકને ઉત્સાહી આતુર અને આનંદી કર્યા હતા ! અત્યારે મધુકર ઉર્મીલાને બોલાવી કાંક સૂચના કરી રહ્યો હતો

“ ઉર્મીલા આજ રાત્રે તારો ભાગ્યોદય છે ! અત્યાર સુધી નાટકમા કરેલા કામની આજ સારી રીતે કદર થશે તારી પણુ પબ્લીકમા સારી નામના થશે ! ”

“ મહેરબાન આપની મહોબત થયા પછી હું તો મારો સર્વદા ઉદયજ થએલો માની બેઠી છુ હુ જે લાઇટમા આવી છુ, તે તમારો પ્રતાપ છે ! આ દાસીને વાસ્તે આપે હદ બહાર તકલીફ ઉઠાવી છે, આપનો જેટલો આભાર માનું તેટલો

થાડા છે!!"

"ઉર્મીલા એ આભારના અવેજ આપવા બહુજ ભારી પડશે!"

"મનમાહન આ મારૂ તન મન અને ધન હુ તમારા પર ઓવારી બેઠી છુ! મારા મીઠ્ઠા મધુકરથી મારે કાઇ પણ વસ્તુ આ અવનીમા વધારે નથી!"

"દીલદાર આજના નાટકની નાઈટમા તને એક મેડલ મળશે! આજથી મારી ઉર્મીલા કાક નવાજ રગમા નાચશે! હવેથી મારી મીઠી માહની મારા પર કાઇક નવાજ પ્રકારની માહની કરશે!"

"વ્હાલા આપની મારા ઉપર કાઇક અલૌકીકજ કૃપા છે!

"ડીઅર તુ પણ કૃપાને પાત્ર કમળલોચની છુ!"

"હા હા મોહન જો જો મને ઉંચે ચઢાવી ઉતારી નાખતા નહિ!"

"મધુરી તારા રાગના પરાગમા આ મધુકર પરવશ થએલો છે!"

"વ્હાલા હું તો તમને જોઇ જોઈને મારૂ ભાન ભૂલી જાઉ છુ! સ્ટેજ પર કામ કરૂ છુ પણ મારા ચક્ષુ તમારા મુખાર્વિંદ પરજ ચોટી રહે છે! તમારા મુખનું મદ મદ હાસ્ય એજ મારા આનદનો વિકાસ છે!"

"વાહરે અલબેલડી તારી લટક!"

* * * *

"આવો અહીં અલબેલડી આવો જરી જરી,

નિજ દાસ જનના દ્વારમા આવો જરી જરી "

"અરે હા હા વ્હાલા આ તે શું કરો છો ? વિનયમાં રહો!"

' પ્રીતે અમુલા પાથરૂ પુલો શુ મનમઘતા બહુ,
તે પરથી કરી નેહની નિધા આવો જરી જરી,
કદી ફલ ખુચે કુમળે પદકમળથી શુભ રજનીએ,
આ પડ વ્હાલી પાથરૂ જુઓ જરી જરી "

" વાહરે વરણાગીઆ ! વારી જાઉ તમારા બોલ પર ! "

" અત્તર ગુલાબે મ્હેકતા આસુ સહિત ઉન્હે જળે,
ધોઉં પુનિત પદ પ્રેમથી હુ તમ જરી જરી
મન્મુખે બેશી અગર ઉછગમા રૂડા રહી,
આ દાસ જનને દીપાવો વ્હાલી જરી જરી '

"અલબેલા મને તે જાણે તમે કોણ જાણે કેવા પ્રકારનું કામણ કર્યું છે કે હુ તમારા સિવાય એક તલ માત્ર પણ રહીજ શક્તિ નથી ! ઓહો વ્હાલા આ તે શુ કહેવાય ! "

" તદ્રૂપ ચિત્ત થઇને નમુ મુખચદ્રની ભણી હુ વળી
મા દુખદ બધા ભર તણી ભૂલી જરી જરી "

" અરે હા હા મને અકળાવી દીધી "

' તુજ ધ્યાનમા ગુલતાન થઇ ધારી સમાધી અચળ હુ,
આનદ ચાખુ અણમુલો દૈવી જરી જરી "

"મોહન હવે આ મીઠા અને મોઘમ મારથી મને આમ શુ માર્યોજ કરશો ? અરે રસીલા હવે કાક રસીલીની દયા જાણો!"

" બસ પ્રેમપાને મસ્ત બની ફેરાસરી દશ દિશામા,
ગજની રસીલી ગાઉ ગુણ ત્રુઠો જરી જરી "

" મારા શામળીઆ હવે બહુ થયુ ! કહો આ લુડીને શો હુકમ છે ? "

" મધુરી હવે જરા રગ રેલાવા દે ! મને રગપાણી વગ-ઠીક પડતુ નથી ! મારી અસ્વસ્થ પ્રકૃતિ વાઇનથી જરા ઠીક સ્વસ્થ રહે છે ! "

" તો વ્હાલા લ્યો, મારી કયા ના છે ? પણ જરા લીમીટમા રહો તો સારૂ "

" વ્હાલી લીમીટમા રહેતા તેની અસર બરાબર થતી નથી, દુખાવો ઉપડી આવે છે ! "

" ઠીક લ્યો આ પ્યાલી ! "

" લાવો વ્હાલી ! '

" લ્યો વ્હાલા ! "

" અમે અલમસ્ત આનદી સનમને શોધતા ફરીએ
સ્વછદે મા'લીએ જ્યા ત્યાં ડરાવ્યા ના કદી ડરીએ
પડી ના પ્રાણ કે પરની અણુ પરવા સનમ પાખી
ભલેને ઝખ મારે છે પુઠે દુનિયા અરે આખી
પરમહસ બાલયોગી કે ભલે મુલ્લા ભલે કાજી
મહદ એ જ્ઞાનીઓ મોટા અમારે મન મૂળા ભાજી
રહ્યા દુનિયામા કઇ ડાહ્યા ન ઘેલા નથી જય અન્તે,
ભુલાવી ભગ્કતા ભ્રમમા ભુડા ભટકો શુ થઇ પાજી
મદીરા ઇશ્કને રગે બની રાગી થશુ રાજી,
અમારા જાન માસોની થતી આથી છો હરાજી ! "

" બસ આફરીન આફરીન, ફીદા ફીદા, ગુલઝાર બસ હવે હું આનદમા બન્યો ગુલતાન ! " આ પ્રમાણે કહી ઉર્મીલા

અને મધુકર સારી રીતે પ્યાલી ઉપર પ્યાલી પી દારૂમા ખુબ ગુલતાન થયા ! અત્યારે એક બીજા ભાન ભુલી હદ ઉપરાંત દારૂનું પાન કરી રગમા ખુબ ચકચુર થયા ! મધુકર અને ઉર્મીલા એક બીજાના ગળામા હાથ નાખી અન્યોઅન્ય ચુબન પર ચુબન કરી આમ તેમ લથડીઆ ખાતા ખાતા આખા હોલમા ફરવા લાગ્યા ! છેવટે મધુકર ઉર્મીલાના ઉછગમા માથુ રાખી સૂતો, ઉર્મીલા રૂમાલવતી મધુકરને આસ્તે આસ્તે પવન નાખવા લાગી !

" વ્હાલી ઉર્મીલા હવે મને દુનિયામા તારા સિવાય બીજુ કોઇ વ્હાલુ લાગતુ નથી ! પ્રિય તારા પ્રેમમા હું ડુબી ગયો ! રસીલી તારા રસમા હુ રસબસ થઇ ગયો ! મે દુનિયા તો ઘણી જોઇ હતી, પણ આ વખતે તારા સગમા કાઇ નવીજ દુનિયા જોઇ મનમોહની મુબાઈ આવ્યા પછી હું તદ્દન તારામા ઘેલો બની ગયો ! મારાથી એક ઘડી પણ તારો વિયોગ વેઠાતો નથી ! વ્હાલી હવે તે શુ થશે તેની મને કાઇ ગમ પડતી નથી !"

" વ્હાલા દુનિયા ઝખ મારે છે ! મારે કાઈ નાટકની પરવા નથી ! નોકરીની દરકાર નથી ! મારા વ્હાલા મારે તો ફક્ત તમારીજ દરકાર છે ! તમે જ્યા જશો ત્યા હુ આવીશ, તમે જ્યા નોકરી કરશો ત્યા હુ આવી તમારી તાબેદારી ઉઠાવીશ વ્હાલા જો નાટકની લાઇન મુકી બીજો ધ ધો કરશો તો હુ તમારી દાસી બની બરદાસ કરીશ, પણ વ્હાલા હવે મારાથી તમને જરા પણ વીલા નહી મુકાય તે નહીં મુકાય ! મારાથી હવે તમારો વિયોગ નહીં સહન થાય તે નહીજ સહન

થાય ! જુઓ જ્યા સુધી મુ બાઈમાં નાટકના રંગ હજ નશે ત્યા સુધી નભાવો; જે કાઇ હાથ કરી શકાય તે હાથ કરી લ્યો, પછી ચીંથરીઆ માલેક છે ! આ કંપનીમા જ્યા સુધી આવક રેલાય છે ત્યા સુધી તે બધા માણસોને મીઠા વચનમા અને હાજીહાના રંગમા રમાડે છે, જ્યા આવક ઓછી થઇ કે પછી એ ચીથરીઆ ચીથરાજ ખંખેરવા માડશે અને આપણુને હથેળી બતાવશે, માટે આવ્યો અવસર ચુકશો નહી ! લક્ષ્મી ચાલ્લો કરવા આવે ત્યારે મો ધોવા જશો નહી ! લોભીઆ અને જુલમગાર માલેકની પેઢીઓ આમને આમ વિશ્વાસમાજ ભેળાઈ જાય, માટે સમય વરતે સાવધાન બની સમો સાધવામાજ મઝા છે ! ”

“ વ્હાલી તારૂ કહેવું ખરૂ છે, સમો સાધવામાજ કલ્યાણ રહેલું છે પ્રમાણિકતા કાંઇ ઓઢવા પાથરવાના કામમા આવતી નથી ઉંચો નીચો હાથ પડ્યા સિવાય લક્ષ્મી કાંઈ ભેગી થતી નથી, માટે હવે હાથ મારવામાજ સાર છે; પાછા દેશથી ચીંથરીઆ મુ બાઈ આવશે એટલે કંપનીના હાલ હવાલ પણ ચીથરીઆજ થશે ! વ્હાલી આજ રાતના કામ સાફ કરજે ! મારી બુલબુલ આજ તને મારા દોસ્તદારો એક ચાહ મેડલ ભેટ આપનાર છે અને મને એક માનપત્રથી નવાજનાર છે, માટે ઓડીઅન્સની વાહ વાહ મેળવી મુ બાઇ જરામા સારૂ નામ કરજે ! હુ પણ હવે તારા કહેવા પ્રમાણે કાંઈ ઉધાંચતા કરવાની તાલ મેલમાંજ નિમગ્ન રહીશ; પણ વ્હાલી મારી તબીયત હવે હાથથી જાય છે ! જ્યારે મારી તબીયત સારી રહે છે ત્યારે કંપનીમા મુશ્કેલી અને મુફલીસીનો વરસાદ વરસે છે અને જ્યારે મારી

તબીયત લથડે છે ત્યારે કંપનીમા છકમછકા ઉડે છે ! દીલદાર દુનિયામા મે જો કોઇને પણ દીલ આપ્યુ હોય તો તનેજ દીલ આપ્યુ છે કંઈ કંઈ રમકડા મારી પાસે આવી ગયા છે, બધાને રમત રમાડી સુધી સુધી કોરે કર્યાં છે, એક તારા જેવી મોઘા-જાન હતી તેને પણ મે મોઘમ રમાડી શેતરંજ ખેલાવી હતી, ડીઅર પરણી નારી પણ ઘેર કેળવાએલી બી એ પાસ થએલી રૂપનો અવતાર ધરરખી સુંદરી છે તેની પણ મે પરવા કરી નથી, આ વખતે ફક્ત હું તારાજ પ્યારમા ભુલો પડચો છુ, અરે કહો કે અંધ થયો છુ, માટે વ્હાલી હવે સમો સાધવામા અને જે કાંઇ આવે તે હાથ કરવામાજ મઝા છે ! ”

“ વ્હાલા આપનુ કહેવુ અક્ષરે અક્ષર સાચુ છે ! આપ કામના અવતાર છો ! પૂરા ખેલાડી પ્રવીણ અને દરેક પંથના પાવરધા છો ! કંઈ કંઇ રમકડા આપના કહેવા પ્રમાણે આપ નામા મોહાધ થઈ મોહમા રમત રમ્યા હશે, પણ મારા રસીલા હુ તો કેવળ મૂર્ખ છુ પ્રેમની વાત હુ કાંઈ સમજતી નથી ! રસ, મોહ અને ભાવ એમા હુ અજ્ઞાન છુ ! વ્હાલા જો આપે મારો હાથ ઝાલ્યો છે તો ઝાલી મને પાર ઉતારજો ! આપે મારી સાથે સ્નેહ બાધ્યો છે તો દુનિયામા બાધી જાણજો, દીલ આપ્યુ છે તો આપી જાણજો જગતમા હાસી કરાવશો નહિ ! હુ તો કેવળ અક્કલશૂન્ય મૂર્ખ પામર છુ ! આપ રસના સાગર છો ! રત્નાકર છો ! માટે મારો નભાવ કરજો ! વ્હાલા મારાથી જો કાંઈ ભૂલ થાય તો મને માફ કરજો ! નારી જાત ભૂલથી ભરેલી છે તે વિસરી ન જશો ! ”

" ઉર્મીલા કહે ના કહે પણ તારામા કાંક નવોજ રંગ છે! એ રંગને જોતાજ મનુષ્ય તારી રંગતની સગતમા રંગાઈ એકત્ર થઈ જાય છે, અરે સ્નેહસાકળીએ સધાઈ જડાઈ જાય છે! દીલ દાર મારી પણ તેવીજ દશા છે! દુનિયામા લાખો સબંધ નભવે। ઘણો મુશ્કેલ છે, માટે તને હુ આટલુ આટલુ સબોધી સબો-ધીને કહુ છુ!"

" વ્હાલા આ પંડમાથી પ્રાણ જશે તો એક વાર જવા દઈશ, પણ મારો તમારો પ્રેમ જશે તો તેને હુ સજ્જડ રીતે પકડી રાખીશ! સ્નેહને મરણાન્તે પણ નહિ જવા દઉ! રસિયા તમારો રાગ એજ મારો અનુરાગ છે! તમારો ભાવ એજ મારો જીવન લ્હાવ છે! તમારો પ્યાર એજ મારો સાચો સસાર છે! મારા જીવનમણી તમારો સબધ એજ મારો પ્રાણ અને પંડનો સબધ છે! હુ કોઈ કાળે પણ તમને ભુલીશ નહિ એ નિશ્ચય સમજજો!"

" વ્હાલી ચાલ ત્યારે જરા ફરવા જઈશુ બે ઘડી દીલને ચોપાટી પર જઈ બ્હેલાવીએ!"

" આપ સારી રીતે શુદ્ધિમા છો? જો એમ હોય તોજ બહાર ફરવા જવામા સાર છે, નહિ તો પછી રાગની ફજેતી સમજવી!"

" ના ના વ્હાલી તેમ તો કાંઈ નથી! મારો હદ બહારનો નિશો મારા કાબુમાજ રહે છે! નિશો મને કાબુમા રાખે છે અને હું નિશાને કાબુમા રાખુ છુ! અમારા બનેને બહુ નાન-પણથીજ દોસ્તી થએલી છે; અર્થાત્ એક બીજાને અમે સારી

રીતે સુધાશના નામે પચાવી ગયા છીએ ! તે પણ તારૂં કહેવુ ખરૂ છે ! વ્યસન એ ગુપ્ત ચીજ છે તેને ગુપ્તજ રાખવુ જોઇએ ! જ્યારે ગુપ્ત પ્રકટ થાય ત્યારે ગુપ્તની મઝા જતી રહે ! દરેક જણા ભીતરમા નશ્નજ છે ! વ્યસન પરનો કાબુ અને દાબ એ મનુષ્યની ખુબી સારી રીતે બતાવી આપે છે !”

“અલબેલા એમજ હોવુ જોઇએ ! ભીતરની મસ્તી ભીતરમાજ સમાવી જોઈએ ! બહારના રંગ બહારજ બતાવા જોઈએ !”

“એ રંગમા હુ સારી રીતે રંગાએલો છુ ! બહારથી અને ભીતરથી કંઇકને રંગી જાણુ છુ ! રંગત અને સંગત એ મારી મુઠીમા રાખી જાણુ છુ ! ગમે તેવો પાવરધો અને ઉખડેલ માણુસ જ્યા મારા સામો આવ્યો કે તરતજ તેને હુ નયનના એક નિમિષ માત્રમા નચાવી જાણુ છુ !”

“વ્હાલા એની તો મને બરાબર પતીન છે તમારી ચાલે કોઈ જન્મ્યુ જ નથી !”

“શુ કહોછો સલુણી ! આજ તો કાંક ખુબ આનંદમા છલકાવ છો ! વ્હાલી ધીરે ધીરે, સમાલજો ! રસ છલકાઈ ન જાય !”

“જાઓ જાઓ નગુણા તમે તો સદાએ એવાને એવાજ રહ્યા ! વળી પાછી મને બનાવા માંડી !”

“અરે એમ તે રીસાઇ જઇએ મારી રસીકડી ! હજુ તો ઘણી રાતો લેવાની છે ! કંઈકને રંગ બતાવવાના છે અને કંઈકને આ કમળ લોચનથી નચાવવાના છે, અને કંઈકને રસના છાંટણા નાખી નાખી ખંખેરવાના છે સમજી મારી મનહરણી !”

" વ્હાલા જોજો મારી ક્યાંઈ સુધારાને નામે હલાવી કરતા ? જોજો કાંઇ એટીકેટને નામે મને ક્યાક ગીરો મુકતા ! જોજો પોઝીશનની ખાતર મને નચાવી ક્યાક થકવી નાખતા ! હુ તો ભાળી ભોળી અલેતી છુ ! મારી મસ્તી તમારા હૃદયમાજ મચી રહે છે અને તમારા હૃદયનો રાગ મારી મસ્તીમાજ છવાઇ રહે છે માટે છબીલા જોજો, સભાળજો, આ અલેતીને ક્યાક વહેતી કરી ન દેતા !"

" હ્યો લલિતા ચાલો હુવે વિકટોરીઆમા બેસી ચોપાટી પર જઇ જરા મગજને દરિયાની હુવાથી તૃપ્ત કરી આવીએ !"

" ચાલો મારા ચિતહુર ચતુર ચ લો !"

" ચ'પક વરણી ચાલો !" આ પ્રમાણે રગરાગની રમત રમી મધુકર અને ઉર્મીલા વિકટોરીઆ જોડાવી ચોપાટી પર ફરવા ગયા ! અત્યારે ક'પનીના માલીક એ બને જણા હતા ! માલીકના માનીતા મેમાન આખા ગામની સરસાઇ કરે તે પ્રમાણે ડાયરેકટર મી મધુકર અને અપટુડેટ એકટ્રેસ ઉર્મીલા આજકાલ મુ બાઇને અને ક પનીને સારી રીતે નચાવી રહ્યા હતા વિકટોરીઆ જોતજોતામા ચોપાટી પર ગઇ, અને ત્યા એક બાજુ પર ઉભી રહી ! ઉર્મીલા અને મધુકર વિકટોરીઆમાથી ઉતરી ચોપાટી પર આમ તેમ આટા મારતા દરિયાઇ હુવા ખાવા લાગ્યા, આ અરસામા એક નવાબનો સેક્રેટરી મી પાન્ડુ-રગ મધુકર પાસે આવ્યો અને તેને સારી રીતે મુબારકબાદી આપી તેના કાર્યની પ્રશ સા કરવા લાગ્યો !"

" મી. મધુકર સાહેબ ! તમારો મોહીનીનો ખેલ જોઇ

અમારા નવાબ સાહેબ બહુજ પ્રસન્ન થયા છે ! તેમણે તમારા ખેલના ઘણાજ વખાણ કર્યા છે, અને મોહીનીનો પાર્ટ કરનાર શ્રી એકટર ઉર્મીલાનું કામ જોઇ દીંગ બની ગયા છે, નવાબ સાહેબ તમારી કંપનીને કાઇક સારૂ ઈનામ આપવાની મરજી બતાવે છે, અને કંપનીને સ્ટેટમા તેડાવવા ગોઠવણ કરે છે ! ”

“ હુ નવાબ સાહેબનો ઉપકાર માનુ છુ, તેની સાથે તમારો પણ ઉપકાર માનુ છુ ! અમારા નાટકની કદર જ્યારે નવાબ સાહેબ નહી કરે ત્યારે બીજો કોણ કરશે ? નવાબ સાહેબ હાલમા ક્યા છે ? ”

“ તે અહીંઆજ ફરવા આવેલા છે જુઓ પેલી મોટરમા કોઇ યુરોપીઅન ગૃહસ્થ જોડે વાતચીત કરે છે એમણે મને તમારા ભણી મોકલ્યો છે ! ’

“ ઓહ થેન્ક યુ ! કેમ ઉર્મીલા કંપનીના ખેલની કદર પબલીકમા થાય છે ને ! યાદ છે નાટકની પસંદગી સારૂ મારે મી ચીંથરીઆ સાથે કેટલી તકરાર થતી હતી ! ”

“ સાહેબ હવે પાછલી વાત જવા દો ! ટુંકામા કંપનીનો જે કાંઈ ઉદય થયો છે તે તમારી કાળજીભરી મેનેજમેન્ટથીજ થયો છે ! તમે જ્યારથી કંપનીમા જોડાયા છો ત્યારથી કંપનીનો દીનમાન ચઢતો થયો છે ! ”

“ સાહેબ આજ કંપનીની લેડી એકટ્રેસ ઉર્મીલા કે ! ? ”

“ જી હા, એજ અમારી કંપનીની લેડી એકટ્રેસ ઉર્મીલા !”

“ હુ તમને તમારા કામ વાસ્તે ઘણોજ ધન્યવાદ આપુ છુ ! ”

" સાહેબનો હુ ઉપકાર માનુ છુ ! "

" તે સાથે તમારી કપનીના ડાયરેકટર મી મધુકરભાઇને પણ જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે ! "

" સાહેબ એ સૌ પ્રતાપ તેમનાજ છે ! "

" લ્યો નવાબ સાહેબ પોતે પધાર્યા ! '

" સાહેબ મહેરબાન ! "

" સાહેબ મહેરબાન ! "

" હજુર, આ પોતેજ મી મધુકરભાઈ કે જે ખતીલા કુશળ અને એક અગ્રેસર બાહોશ ગ્રેજયુએટ સુધારક ગૃહસ્થ ડાયરેકટર તરીકે કપનીમા મેનેજમેન્ટ કરે છે તે ! "

" ઓહ થેન્ક યુ ! હુ તમારા કામની તારીફ કરૂ છુ ! "

" માઇ ગુડ સર ! આઈ ટેન્ડર માઇ બેસ્ટ એન્ડ હાર્ટી થેન્કસ ફોર યોર કાઈન્ડનેસ ! '

" મોહીનીના નાટકમા જે મોહીનીનુ કામ કરે છે તેજ આ લેડી એકટ્રેસ ઉર્મીલા પોતે ! "

" ખરેખર તમારી કેરેકટરને વાસ્તે હુ ઘણોજ મગરૂર છુ ! તમારૂ કામ જોઇને હુ ઘણોજ ખુશી થયો છુ ! આજ કાલ મુબાઈના તખતા ઉપર જે કામ તમે કરો છો તેવુ બીજી કોઈ ગુજરાતી સ્ત્રી એકટ્રેસ ભાગ્યેજ કરતી હશે ! તમારી તારીફની નિશાની તરીકે મારી અને તમારી પહેલી મુલાકાતમા હુ એક આ મારી બીલીયાનની હીરાની વીટી ભેટ આપુ છુ ! આપ તે સ્વિકારી મને ભાગ્યશાળી કરશો ! "

" અરે હા હા નવાબ સાહેબ આ શુ બોલો છો ? હુ તો

આપની તાબેદાર છુ !"

"મી મધુકરભાઈ તમારી મેનેજમેન્ટથી હુ ઘણોજ ખુશ છુ, તેના બદલામા તમને હુ મારૂ ગોલ્ડન વોચ બક્ષીસ તરીકે આપુ છુ તે આપ સ્વિકારશો !"

"અરે હા હા નવાબ સાહેબ બક્ષીસથી શુ વધારે છે ? તમારા બોલ એજ અમારે ઇનામ છે ! અમારા કામની કદર એજ અમારી કપનીનો ભાગ્યોદય છે ! સાહેબ આપની પ્રેમાળ લાગણી અને બક્ષીસને વાસ્તે હુ આપનો એક વાર ફરી ઉપકાર માનું છુ ! આજ રાત્રે સેવકના આમત્રણને માન આપી જરૂર ખેલમા પધારવા તસ્દી લેશોજી ! આજના નાટકનુ કામ કાઈક નવીન અને વધારે ચિતાકર્ષક છે, જે આપ જોઇને ખાત્રી કરશો, વળી આજનો ખેલ પણ ધર્માદાનો છે, એટલે એક પથ ને દો કાજ થશે ! થોડાક દીવસમા અમે નવો ખેલ ઘણીજ ભારે તૈયારીથી મુકવાના છીએ જે જોઇને આપને ખાત્રી થશે કે નાટક એ શુ ચીજ છે અને કેરેકટર તથા હાવભાવ અને એકટીંગ કેટલે દરજ્જે પ્રેક્ષકોમા કમાલ કરે છે તેની ખાત્રી થશે !"

"જ્યારે તમારો આગ્રહ છે ત્યારે હુ જરૂર આવીશ ! ચાલો અત્યારે આપ બને જણા મારી મોટરમા બેસી જાઓ, રસ્તામાજ મારો બગલો આવે છે !"

"સાહેબ અત્યારે ટાઇમ થવા આવ્યો છે ! માફ કરો, કાલ જરૂર અમે ફરવા આવતા આપના બગલે આવીશુ !"

"તમને અમે બહુ ખોટી નહીં કરશુ હુ સમજુ છુ કે ટાઇમ થવા આવ્યો છે; માત્ર પાચ દશ મીનીટમાજ ચાહ

આપણે પાર્ક વિદાય કરી દઈશું, ચાલો બેસી જાઓ, પાન્ડુરાવ વિકટોરીઆવાળાને નાટકશાળામા વિદાય કરી દ્યો!"

"બહુ સારૂ સાહેબ!"

"અરે કોચમેન, જા તુ પરભાર્યો એમ્પાયર નાટક શાળા ભણી હંકારી જા, અમે તારી પાછળજ આવીએ છીએ!" આ પ્રમાણે બંદોબસ્ત કરી નવાબ સાહેબ તરતજ મોટર પોતાના બંગલા ભણી હંકારાવી ગયા, મોટર જોતજોતામા બંગલામા આવી! નવાબ સાહેબ તરતજ મેમાનોને લઈ દીવાનખાનામા ગયા, અને ત્યા મધુકર અને ઉર્મીલાને સારી રીતે આદરસત્કાર બતાવી પોતે તેમના વાસ્તે ચહા પાણી તૈયાર કરાવવા જોડેના બીજા હૉલમા ગયા! નવાબસાહબ પણ નાટકના એક આશકા હતા, તે ઘણા દિવસથી સૌરાષ્ટ્ર નાટક કંપનીના નાટક જોઈ ઉર્મીલાના કામ પર ફીદા થએલા હતા! તેમણે ઉર્મીલાને મળવાને વાસ્તે ઘણી ઘણી ગોઠવણ કરાવી હતી, પણ સૌ ગોઠવણું મી મધુકરના રૂવાબ અને દમામ આગળ નિષ્ફળ ગઈ હતી, છેવટે અત્યારે મોખો મળતા પોતે તરતજ વિકટોરીઆ પાછળ મોટર તૈયાર કરી હંકારી ગયા હતા, અને જાતોજાત મધુકરને મળી ઉર્મીલાને બંગલે લાવવાની યુક્તિ અજમાવી હતી! આ પ્રસંગે નવાબ સાહેબે પણ દમામથીજ કામ લેવા માડ્યુ હતુ પહેલીજ મુલાકાતમા ઉર્મીલાને એક હજાર રૂપીઆની હીરાની વીંટી ભેટ કરી હતી અને મધુકરને પંદરસો રૂપીઆનું સોનાનુ ઘડીઆળ તથા અછોડો ભેટ કર્યા હતા આવી કારમી અને ઉમદા ભેટના દમામમા મધુકર અને

ઉર્મીલા બને દબાઈ ગયા હતા ! નવાબના તેજમા ઉર્મીલા પણ અંજાઈ ગઈ હતી, અને જોડે મધુકર પણ અંજાઇ ગયો હતો જો કે અત્યારે જેવો જોઇએ તેવો તે ભાનમા હતો નહી, પણ વખતે વખતે કાઇક કાઈક ભાનમા આવી જતો હતો ! ઉર્મીલા પણ રંગ પાણીમા રંગાએલી હતી, એટલે નવાબ સાહેબની યુક્તિ પ્રયુક્તિને તે બરાબર પીછાની શક્તિ નહોતી, અર્થાત્ નવાબ સાહેબ જેમ દમામમા નચાવતા અને દબાવતા તેમ તે દબાતા હતા ! નવાબ સાહેબે પણ અત્યારે ઘણા દીવસનો ધારેલો પ્રસંગ મળતા ઉર્મીલાને બારોબાર ઉઠાવી જવા નીજ તૈયારી કરી મુકી હતી, તેમણે તરતજ ચાહ પાણીમા કેફી વસ્તુના પડીકા નખવવાની ગોઠવણ કરી દીધી, અને તેમને બેભાન બનાવી ઉર્મીલાને બારોબાર મેટરમા નાખી ગુમ કરી દેવાની યોજના રચી અને મધુકરને બેભાન બનાવી રાતોરાત નાટકશાળામા ધકેલી દેવાની યુક્તિ રચી પોતે રૂવાબમા આમતેમ દીવાનખાનામા ફરવા લાગ્યા ! '

" મધુકર સાહેબ ! મુબાઈમા આજકાલ ઘણી ઘણી નાટક કંપનીઓ આવે છે પણ તમારી કંપનીએ શરૂઆતમા જેવી નામના કરી તેવી નામના હજુ સુધી કોઇ કંપનીએ કરી નથી "

" સાહેબ એ આપના જેવા કદરદાન નવાબ સાહેબનો પ્રતાપ છે ! જ્યા કાર્યની કામગીરી છે ત્યાજ કાર્યની કદર થાય છે ! કરેલી મહેનત કોઈ કાળે પણ વૃથા જતી નથી ! "

' હુ પણ એમજ માનુ છુ કે કરેલી મહેનત કોઈ કાળે પણ વૃથા જતી નથી ! સારા કામની જ્યારે ત્યારે પણ કદર થયા

વિના રહેતી નથી ! કા પાડુરાવ ચાહની કેટલી વાર ? "

" સાહેબ તૈયાર ! આ લાવ્યો ! "

" અરે ભાઈ જલ્દી કરો ! આ ન્હોય ફોગટીઆ મેમાન ! આ તો નાટકીયા કામગીરીની કારકીર્દી બજાવનારા મેમાન છે વખતની કીમત તેમને છે એટલી બીજા કોઇને પણ નથી ! "

" લ્યો સાહેબ આ ચાહ તૈયાર ! "

" હા લાવો, મુકો પ્યાલા આ ટેબલ પર ! '

" વારૂ, મધુકરભાઇ ! તમે કેટલા દીવસથી કપનીમા જોડાયા છો ? "

" વરસ દીવસથી સાહેબ કપનીની લગામ મારા હાથમા આવી છે ! "

" હા બરાબર ! મે સૌરાષ્ટ્ર નાટક કપનીના ખેલ ઘણા જોયા છે ! એ કપનીમા સિનેરીનો આડબર અને એકટરોની ધમાધમ સિવાય બીજુ કાઇ જોવાનુ નથી, મારા વાલા નાટક ચાલતા ચાલતા વગર કામના પડદે પડદે ભડાકા બહુ કરે છે, માળા એક્ટરો ધાધલીઆ અને ધમાલીઆ છે, નાટકની વસ્તુ કાઇ મળે નહી, અને ઉપરના ધમપછાડા બહુ જબરા કરે છે ! લડાઇ, નાચ, દરબાર અને ગરબામા વગર મફતનો વખતનો વખત પમાર કરે છે, કઇક નાટકના શોખીન અને જાણકાર નાટક જોના જોતા અધવચ કટાળી ઉઠી જાય છે, નાટકમા કેરેક્ટરનુ તો નામજ ન મળે, જ્યા ત્યા બરાડા અને કુદી કુદીને ગાયનના ઠામ ઠેકાણા વગરના રાગડા તાણ્યાજ કરે, આથી તે કપનીની ક્રેડીટ નાટકની લાઇનમા ઘણીજ ઓછી થઈ ગઇ હતી આ તો

તમારા હાથમા લગામ આવ્યા પછી આટલી કઈ કપનીની નામના થઇ અને મુબાઇ જેવા કદરદાન શહેરમા કપનીની પ્રેસ્ટીજ બધાઈ! વારૂ જુઓ જોઇએ આ નાટકના એકટરના ફોટા! આમાથી તમે કોઈને ઓળખો છો? વારૂ આ ફોટાવાળા એકટરો હાલમા કઇ નામચીન કામ કરે છે ખરા? માળુ મારો ભવિષ્યમા એકાદ નાટક કપની ઘણા મોટા પાયા પર તૈયાર કરાવવાનો વિચાર છે! તેમા જો તમારા જેવા ડાયરેકટર અને ઉર્મીલા જેવી એકટ્રેસ મળી આવે તો કપનીમા ચાર પાચ લાખ રૂપીઆ નાખ્યાએ કામના!!

"હે હે શુ સાહેબ ચાર પાચ લાખ રૂપીયાની કેપીટલ રોકી ગ્રાન્ડ સ્કેલ પર નાટક કપની કરવાનો વિચાર છે?" આ પ્રમાણે કહેતો મધુકર પોતની ખુરશી ઉપરથી ઉઠી નવાબ સાહેબ જોડે ખાનગી બાનગી વાતચીતમા ભેળાવા લાગ્યો, આમ ઉર્મીલા પણ નવાબ સાહેબને સારી રીતે ચક્ષુના કટાક્ષ ફેકી રાગમા રમાડવા લાગી, અને આમ આ બાજુએ કેફી વસ્તુઓ ચાહના પ્યાલામા મિશ્ર થઇ કેફનુ કામ બજાવવાને તૈયાર થઇ ગઇ! નવાબ સાહેબે આડકતરી રીતે ચાહની તૈયારી જોઈ વાત પાછી સકેલી ચાહ પીવાની તૈયારી કરવા માડી!

'તમે બને જણા જ્યા સુધી કપની મુબાઇમા રહે ત્યા સુધી અવારનવાર મને મળતા રહેજો! હુ પણ પ્રસગોપાત નાટકમા આવી સ્ટેજનુ કામ કેટલુક જોતો રહીશ લ્યો ચાલો હવે ચાહ પી લ્યો! પાછુ તમારે લેટ થશે તો વાત કથળશે, ભાઇ એ તો નાટકના મામલા! મીનીટમા સુધરે અને મીની-

ટમા બગડે!'

" હા ખુદાવિદ સાહેબ! આપનું કહેવુ ખરૂ છે! નાટકનો મામલો ઘણોજ અજબ છે, જોતજોતામા ગજબ કરી નાખે છે, જો પાસા સીધા પડ્યા તો પોબાર અને વાકા પડ્યા તો નાસવાનો પણ માર્ગ ન મળે, તો પછી બીજી વાત શી કરવી!

" હ્યો ચાલો ચાહ લેવા માડો! પાડુરાવ મોટર તૈયાર કરી કમ્પાઉન્ડમા લાવી ઉભી ગખો!

" જેવો સાહેબનો હુકમ!"

" મધુકરભાઈ! તમારા માલેક મી ચીથરીઆ જ્યારે દેશમાથી મુબાઇ આવે ત્યારે મને ખબર કરજો! આપણે એક દીવસ હોલ ક પનીને મીજબાની આપીશુ!'

" સાહેબ જ્યા તમારી મહેરબાની છે ત્યા મિજબાનીથી શુ વધારે છે!"

" નવાબ સાહેબ મીજબાની કાઇ તમારી મહેરબાનીથી વધે નહી!"

" હા હા તોપણ આ જમાનામા આજકાલ નાટકવાળા સાથે વિવેક કરવો જોઇએ!" આ પ્રમાણે જ્યા વાર્તાવિનોદ થાય છે, ત્યા તો મધુકર તરતજ બેભાન થઈને પડ્યો, અને જોડે ઉર્મીલા ખુરશી પરથી ધરણી પર ઢળી પડી! બ ને જણા કેફી દવાની અસરથી બેભાન–અચેત બની જમીન પર ઢળી પડ્યા અને લસલસાટ નસકોરા બોલવાવા મ ડ્યા! નવાબસાહેબે જ્યા ધીમે રહીને જોયુ કે હવે દવાનો બરાબર અમલ થયો છે એટલે તરતજ ઉર્મીલાને અ દરથી માણસો બોલાવી

મોટરમા બેસાડી બારોબાર વિદાય કરી દીધી અને મધુકરને એક ઓરડામા થોડાક વખતને સારૂ ઉચકાવી ન ખાવ્યો ! આમ નાટકશાળામા ખેલનો વખત ધીમે ધીમે થવા આવ્યો ! અદરના માણુસોએ ધીમે ધીમે ખેલની તૈયારી કરવા માડી ! તાલીમમાસ્તરે બરાબર સાડા આઠનો અમલ થતા ઉર્મીલાની તપાસ કરાવરાવી, પણ તેનો કાઇ સ્ટેજમા પત્તો મળ્યો નહિ, રોજના રાબેતા મુજબ ઉર્મીલા મધુકર સાથે ફરવા ગઈ હશે તો ખેલ થતા થતામા આવી પહોચશે, અર્થાત્ તેના પાર્ટના વખતે જ્યા હશે ત્યાથી આવી તેનું કામ સભાળી લેશે એવો વિચાર કરી હાજરી પત્રક મગાવી તમામ માણુસોની હાજરી લેવા માડી ! સ્ટેજનુ કામ તેણે ધમધોકાર આગળ ચલાવવા માડ્યુ સીને રીઝ, લાઈટ અને પોશાક ખાતામા હમેશ કરતા કાઇક નવીન અને ચિત્તાકર્ષક તૈયારી કરાવી અને પોતે એકીટસે આતુરતાથી ડાયરેક્ટર મી મધુકરની વાટ જોવા લાગ્યો ! આમ મધુકરના મિત્રો તથા ધર્માદા સસ્થાના કાર્યવાહકો નાટકશાળામા આવી મધુકરની ખબર કાઢવા લાગ્યા, લગભગ નવ થવા આવ્યા તોપણ મધુકર અને ઉર્મીલાનો પત્તો મળ્યો નહિ, આથી અદર અદરના માણસોમા ચેપે થવા લાગી, અને જેમ આવે તેમ કપનીના ખઇબદેલા જુના પુરાણા એક્ટરો એક બીજા સાથે પૂઠ પાછળ ટીકા કરવા લાગ્યા, ઓડીઅન્સ જોતજોતામા કાર્યવાહકોના જીવતોડ શ્રમ અને મહેનતથી ખીચોખીચ ભરાઈ ગયુ, ટીકીટ ઑફીસમા ટીકીટ બધ કરવાની જરૂર પડી, તાલીમમાસ્તર પણ અકળાઇ ગયો, અને છેવટે મામલો અણી પર

આવેલા જોઇને મોહીનીનો પાર્ટ કરવા સારૂ એક બીજો એકટર તૈયાર કર્યો ! જો ઉર્મીલા આવી પહોચશે તો ઠીક, નહિ તો પછી તેના પાર્ટમા એકટરને ઉતારી ખેલ ચલાવવો પડશે, એમ ધારી નવીન એકટરને એકદમ તૈયાર કરી નાટકની સૂચના ટીકાઓ પ્રોમ્પ્ટ તથા એકટીગ વિગેરે જેટલુ બતાવી શકાય તેટલુ ટુકામા બતાવી તૈયાર કરી દીધો ! આમ ઓડીઅન્સ ખાતામા મેનેજરની બુમ પડી રહી અને એકટર ખાત મા અર્થાત્ સ્ટેજ મા ઉર્મીલાની બુમ પડી રહી ! ખેલનો ટાઇમ બરાબર થવા આવ્યો, હવે શુ થશે તેની તમામ ચિત ત શીમમાસ્તરને થવા લાગી, ન છુટકે જેટલી તૈયારી થ ય તેટલી કરી પેટીવા ળાને અને નરઘાવાળાને કામ ઉપર બેસારી ઘ ટ ી વગાડી ડ્રોપ ઉચકાવવાનુ ધાર્યુ, આમ ખેલ શરૂ કરવાને ૮ર કરે તો ખેલ એક વાગતા સુધીમા પુરો ન થાય એની તેન. ચિતા થવા લાગી, આથી તેણે સાહસ કરી મધુકર અને ઉર્મી૮ ની ગેરહાજરામા નાટકનો ડ્રોપસીન ઉપાડી નાટકની શરૂઆત કરી દીધી આ બાજુ નવાબસાહેબે બેભાન કરેલી ઉર્મીલાને મોટરમા બેસાડી કઇની કઇ ગુમ કરી દીધી, અને ખેલ બ ધ થવ નો ટાઇમ થવા આવે ત્યારે મધુકરને વિકટોરીઆમા ઘાલી ઓડીઅન્સ છુટે તેની ધમાલમા ઉતારી દેવો એવી ગોઠવણ કરી દીધી નવાબસાહેબ પોતે પણ તેમના માણસો સહીત ક્યાના ક્યા ઉપડી ગયા, ફક્ત એક બે માણસોએ જ્યારે રાતના સાડાબાર થાય ત્યારે વિકટોરીયા જોડાવી મધુકરને બેસાડી નાટકશાળા આગળ જઇ જ્યારે ઓડીઅન્સ ખેલ ખલાસ થતા બહાર આવે

ત્યારે મધુકરને ઉતારી ચાલ્યા આવવુ એવો હુકમ કરી પોતે બગલો બધ કરાવી રસ્તો માપી ગયા !

નાટકની શરૂઆત થઇ, પણ ઉર્મીલાની ગેરહાજરી હોવાથી નવીન પાર્ટ કરનાર એકટરની કેરેકટરથી ઓડીઅન્સ પ્રસન્ન થયુ નહિ ! ઉર્મીલાનો કઠ, તેની એકટીગ અને તેના હાવભાવ વગર આખો ખેલ ઉડી ગયો ! અક પડતા પડતા તો જબરો ગોધાટ મચી રહ્યો અને આખા ઓડીઅન્સમા હાહાકાર થઈ ગયો ! માનપત્ર અને મેડલ આપનારા મધુકરના મિત્રો પણ મધુકરની ગેરહાજરી જોઈ ભારે અજાયબીમા પડી ગયા, અને જેમ બને તેમ ચોગરદમ શોધ ચલાવવા માડી પણ મધુકરનો કેમે કરી પત્તો ખાધો નહિ, બીજો અક ખલાસ થતામા તો ઓડીઅન્સ શેઇમ શેઇમનો પોકાર કરતુ નાટકશાળા છોડી ચાલી જવા લાગ્યુ, આમ મધુકરના મિત્રો જે ભાષણ કરવાની ઉમેદ રાખતા હતા, તે ઉમેદ પણ મધુકરની ગેરહાજરીમા બર ન આવી, અને લોકોના જબરા ધીક્કાર અને ધિક્કાર સાભળતા મુગા મુગા નાટકશાળામા બેસી રહ્યા ! પૈસા છુટી પડયા, પૈસા પાણી થયા એવો કોલાહલ મચાવતા તમાશગીરો નાટકશાળામાથી બહાર નીકળી ઘર ભણી જવા લાગ્યા, અને બીજો અક પડતા તો નાટકશાળા તદ્દન પ્રેક્ષક વગરની ખાલીખમ થઇ ગઇ, ફક્ત પ્રેક્ષકોમા ખેલના કારભારીઓ, ડોરકીપરો મધુકરના મિત્રો અને કપનીના કામદાર વર્ગના માણસોજ હાજરીમા રહ્યા આવો જબરો ઘોટાળો થવાથી તરતજ તાલીમમાસ્તરે મી ચીથરીઆને એક અરજન્ટ તાર રાતોરાત મુબાઇ

ચાલી આવવા સારૂ મુકાવ્યો, અને કેટલાક મિત્રોએ ઉર્મીલાને કોક ઉપાડી ગયુ એમ માની પોલીસને પણ સ્ત્રીઅપહરણની ફરીયાદી નોધાવી તપાસ કરવા તજવીજ કરાવરાવી, આ પ્રમાણે જબરો ગભરાટ નાટકશાળમા થઈ રહ્યો ! ચીથરીઆના મિત્રો પણ આવો અજબ અને કારમો કપનીનો મામલો જોઈ દીગ્મૂઢ થઈ ગયા ! તેમાના કેટલા જણાએ પોતપોતાના પદરના પૈસાથી મી ચીથરીઆને વ્હાલા થવા સારૂ અરજન્ટ તાર ઉપર તાર છોડી દીધા ! એકટરવર્ગ પણ ગભરાઈ ગયો ! હવે શુ થશે તથા શેઠ આવશે ત્યારે ઠપકો દેશે એમ ધારી ભારે ચિતામ ચિન્તાતુર થઈ ગયા ખેલ જાણી જોઈને તાલીમમાસ્તરે બધ રખાવ્યો અને જેમ બને તેમ ચાપતી અને બારીક તપાસ આખા મુબાઈ શહેરમા કરાવવી શરૂ કરી દીધી ! સમય બરાબર જ્યા સાડાબારનો થયો કે તરતજ ગોઠવણ મુજબ વિકટોરીઆ આવી ખડી થઈ, અને એક કોરે લાગ જોઈ મધુકરને ઉતારી નીચે બેસાડી તરતજ મારતે ઘોડે વિદાય થઈ ગઈ ! આમ મધુકરને ધીમે ધીમે ભાન આવવા લાગ્યુ ત્યા તો તેનો એક મિત્ર નાટકશાળાની પાછળ આટો મારતો મારતો ત્યા આવી પહોચ્યો અને મધુકરને એક ઓટલા ઉપર બેભાન અવસ્થામા અઢેલીને બેસાડેલો જોઈ બહુ વિચારમા પડી ગયો અને તરતજ નાટકશાળામા જઈ સઘળા માણસોને ખબર કરી પાછો એકદમ બહાર આવ્યો, અને બધા મધુકરને માડ માડ ઉઠાડી તરત તેને નાટકશાળામા લઈ ગયા ! મધુકરની આવી સ્થિતિ જોઈને બધા વિચારમા ગરકાવ થઈ ગયા, અને જરૂર ઉર્મીલા હગો

કરી મધુકરને બેભાન બનાવી રઝળતો મુકી અગીઆરા ગણી ગઇ એમ માની જબરો તિરસ્કાર અને ધ્રીટકાર બતાવવા લાગ્યા! કેટલાક મધુકરની સારવાર કરવા લાગ્યા, અને તેના મિત્રોમાના એકાદ બે જણા જઈએક હુશિયાર ડાકટરને બોલાવી લાવ્યા, ડાકટરે મધુકરની નાડ તપાસી તેની ચાપતી કાળજી ભરી ટીટમેન્ટ કરી તેને હુશિઆર બનાવી દીધો, અને યોગ્ય દવા આપી ફી લઈ વિદાય થઈ ગયો! કેટલાક તેના દોસ્તદારો મધુકરને ધીમે ધીમે તેની તબીયતના સમાચાર પૂછવા લાગ્યા, કેટલાક મધુકર હવે શુ બોલે છે તે કાન માડી સાભળવા લાગ્યા, અને કેટલાક હવે શુ થાય છે તે જોવા લાગ્યા!"

"મધુકરભાઈ! તમને એકાએક આ શુ થઈ ગયુ?

"મને કાઇ ખબર નથી કે મને શુ થયુ! અરે પણ ઉર્મીલા કયા?"

"અરે તેનો તો પત્તાજ નથી! અમે બધા એનેજ શોધીએ છીએ!"

"ઓહો ત્યારે હુ અહીં કયાથી?'

"ત્યારે તમે કયા હતા?"

"અરે હુ તો નવાબ સાહેબ પાસે હતો!"

"અરે વળી નવાબ સાહેબ કીયા?"

"તેમનુ નામ તો મને ખબર નથી, પણ મને તથા ઉર્મીલાને ચોપાટી પરથી સાજના મોટરમા બેસાડી તેમના બગલે લઈ ગયા હતા, અને અમારો સારો આદરસત્કાર કરી ચાહ પાણી પાયા હતા! બસ આટલી હકીકત મને યાદ છે, ત્યાર

બાદ શુ થયુ તેની કાંઇ મને ખબર નથી !"

" અરે જરૂર કોઈ મુ બાઈગિરો સોનેરી ટોળીનો મેમ્બર ઉર્મીલાને નવાબના રૂપમા બણી ઠણી મધુકરને થાપ આપી ઉઠાવી ગયો ! અરે તમે આવા નાટકીઆ ખેલાડી થઇ તેના પજામા શી રીતે ફસાઇ ગયા ? "

" અરે યાર તેણે તો અમને હજાર હજાર રૂપીયાના ઈનામ આપ્યા, અમારા તથા કપનીના ખુબ વખાણ કર્યા અને મારો બેટો અમને લાલચમા નાખી તાળવે ગોળ ચોટાડી અમને અદ્ધર લટકાવી આ દશા કરી બેહાલ બનાવી ચાલતો થયો !

" જોઉ તમારા ઇનામ કયા છે ? "

" અરે આ રહ્યુ તેનુ સોનાનુ ઘડીઆળ ઇનામમા જુઓ !

" લાવો કયા છે ! "

" ઓ તારીની આ તો મારો બેટો મારૂ પણ ઘડીઆળ જોડે ઉઠાવતો ગયો ! "

" અરે સાહેબ તમે મુઞાઈમા આવી લૂટાઇ ગયા, ફસાઇ ગયા, વારૂ ઉર્મીલા કયા ? "

" મને જો તેની ખબર હોત તો હુ એકલો અહી કયાથી આવુ ? "

" ત્યારે તે કયા ગઈ ? "

" ભગવાન જાણે કયા ગઈ ? "

" એણે તમને થાપ આપી કે નવાબે તમને થાપ આપી ! "

" એનીજ મને કાઇ ખબર પડતી નથી ! હુ ધારૂ છુ કે નવાબ તેના ઉપર આશક થએલો હોવો જોઈએ, અને એથી તે

જરૂર તેને ઉઠાવી ગયો એમ મ નવુ જોઇએ ! ”

“ પછી એ બ ને તો સમજી નથી ગયા ? ’

“ તે હુ શી રીતે કહી શકુ ! ”

“ અરે મ્હેરબાન નારી કોઇની થઈ નથી તે તમારી ચાથી થાય ? જરૂર ઉર્મીલા તમને અને ક પનીને થાપ આપી નવાબ જોડે નીકળી ગઈ ! ’

“ અરે પણ નવાબનો પત્તો નામ ઠામ મને મળે તો પછી હુ બધાના માથાનો છુ પણ તેનો પત્તાજ મળવો મુશ્કેલ છે, આ જે કાઇ થયુ તે આઠ વાગતાના અમલમા થયુ છે એટલે ને કાઇ તેનુ બરાબર ભાન રહ્યુ નથી !

“ ચાલો હવે સવાર થતા બધુ બરાબર થઇ રહેશે ! કહો તમાર તબીયત તે હવે સારી છે ને ? ”

“ હા અત્યારે તો ઠીક જણાય છે, પણ ઘડી પછી શુ થશે તેની કાઇ ખબર નથી ! કપની પર આ એક મોટુ જબરૂ વાદળ ચઢી આવ્યુ ! અધુરામા પુરુ શેઠ શ્રી ચોથરીઆ પણ મહાઠગ છે એટલે મ ડા પ ચાત થઇ પડશે ! નાટકનો જબરો ઘોટાળો થશે ! ’

“ અરે એ તો બહુ ઠીક થઇ રહેશે ! મહેરબાન તમે ... આવ્યા એ તમારા ધન્ય ભ ગ્ય માનો નહી તો મુ બાઈમા કેટલાક પુરા થઇ ગયા તેનો પત્તેજ નથી ! ”

“ મહેરબાન હુ સાહેબને રોજ ના પાડતો હતો કે તમે એને લઇ રોજ ચોપાટી પર ફરવા ન જાઓ ! શેઠ આ મુ બાઈ છે કાઈ નવાજુની થઈ જશે ! કમાણી એક બાજુ રહેશે અને

કંપની મહા આપદામાં આવી જશે!"

"અરે મને કાંઈ આવા ઘોટાળાની માલમ હતી? મારા મનમાં તો એમજ હતું કે ઉર્મીલાને પબ્લીકમાં લઇને ફરવાથી કંપનીની નામના થશે અને કમાણીમાં વધારો થશે એમ ધારી નાટકની એક જાહેરખબર દાખલ હું તેને ફરવા લઈ જતો હતો! રસ્તામાં આવા ફંદ થશે એવી મને ખબર નહોતી! લાચાર! હવે શું કરૂં? એ તો શેઠના જેવા ભાગ્ય! અને કંપનીનું જેવું મુબાઇ પ્રત્યે લ્હેણું!'

"સાહેબ! પણ અત્યારે આપણી મહેનત પર તો પાણી ફરી ગયું, રાત દીવસ શ્રમ વેઠી નાટકની તૈયારીઓ કરી તેમાં ધુળ મળી ગઈ! ખરી કમાણીની વખતે જોગમાયા અદ્રશ્ય થઈ ગયા મને તો શેઠની જબરી બીક લાગે છે, કોણ જાણે એ આવશે ત્યારે શું એ ગજબ કરી મુકશે!"

"હશે હવે પશ્ચાત મુકો! જે થવાનું હશે તે થશે, તેની તપાસ કરીશું, કરાવીશું, દેશ પરદેશ તાર મુકાવી શોધ કરાવીશું જો જડશે તો ઠીક નહી તો કંપનીના માથેથી પનોતી ઉતરી સમજજો!'

"હશે સાહેબ તમે હેમ ખેમ પાછા આવ્યા, એટલે બધા જખ મારે છે! ઉર્મીલા જેવી નવસે નવ્વાણું લાવીશું! એની કીમત તમારા આવ્યા પછી થઇ, તેને કેળવનાર અને મેળવનાર પણ તમે હતા, બાકી રાંડ કંપનીમાં ભુંડણી જેવી હતી, નહોતું ગાવાનું ઠેકાણું કે નહોતું નાચવાનું ઠેકાણું, એને લઈ ટમાજ તમે લાવ્યા છો, માટે સાહેબ તમે ચિન્તા ન કરશો!

માળો કમાઉ દીકરો હોય છે અને મરી જાય છે ત્યારે લોકો શુ કરે છે, જખ મારીને બેસી રહે છે ને? ત્યારે હવે આપણે એમ સમજીશુ કે રાડ મુબાઇના પ્લેગમા મરી ગઇ!"

"ચાલો હવે સૌ વલોપાત મુકી સૌ સૌનુ સભાળી લ્યો, સવાર થતા બધુ જોઈ લેવાશે!"

આ પ્રમાણે દીલાસો આપી વાતચીત કરી તથા ગોઠવણ કરી મિત્રવર્ગ સૌ સૌને ઘેર ગયો, કપનીનો કામદાર વર્ગ સૌ સૌનુ કામ સભાળી સૂવા લાગ્યો, અને મધુકર પણ વિચાર કરતો કરતો નાટકનું તમામ કામ તપાસી સભાળી બિછાનામા પડી તરગોમા ઘુમવા લાગ્યો! વિચારમા ને વિચારમા સવાર થઈ ગયુ, પાછો મધુકર વહેલો ઉઠ્યો, કપડા લત્તા પહેરી ગાડી જોડાવી પોલીસ સ્ટેશને ગયો, અને ઉર્મીલ સબધી જે કાઇ બન્યુ તે તમામ હકીકત કહી ફરીયાદ નોધાવી, ઉર્મીલાની તમામ નિશાની ઠામ ઠેકાણુ અને ઓળખાણુ આપી, ત્યાર બાદ તેના કેટલાક મિત્રોને મળ્યો, જાણીતા જેન્ટલમેન ગેગના અને ગોલ્ડન ગેગના મેમ્બરને પણ મળ્યો અને ઉર્મીલાની ચોગરદમ તપાસ ચલાવરાવી પણ તેનો કાઈ પત્તો મળ્યો નહીં છેવટે થકી કટાળી બપોરના બે વાગે કપનીમા આવ્યો અને ખાધુ ન ખાધુ કરી પાછો બહાર તપાસ કરવા નીકળી પડ્યો, શહેરમા ખુબ તપાસ ચલાવરાવી પણ ક્યાઈ ઉર્મીલાની શોધ મળી નહીં, છેવટે ગુજરાત કાઠીયાવાડના ફાસ્ટના આવવાને વખતે શેઠને લેવા સામો સ્ટેશને ગયો, શેઠ ફાસ્ટમા મુબાઈ ઉતર્યા, અને મધુકરથી બનેલી તમામ હકીકતથી વાકેફ થયા

બન્ને જણા નાટકશાળામાં આવ્યા, તમામ કામદાર વર્ગ શેઠની આસપાસ વીટળાઈ વળ્યો શેઠ શું કહે છે તે સૌ કાન માંડી સાંભળવા ઉત્સુક થઈ રહ્યા, શેઠ જમાનાના ખાધેલા હતા, એટલે એકદમ નાહીંમત થઇ જાય તેવા નહોતા તેથી ઉપર ઉપરથી દમ બતાવી દમામમાં અને રૂવાબમાં બધાને હીમત આપવા સાથે ખ ખેરવા લાગ્યા !

" ચાલો મધુકરભાઈ એક કંપનીના માથેથી પનોતી ઉતરી ! બનવાકાળ બની ગઈ, હવે એવું ના બને તેની ખાસ તજવીજ રાખજો ! ઘરડા એટલે બેવકુફ એવો સિદ્ધાંત જે જુવાનીઆના મગજમાં ઠસી જાય છે તે કાઢી નાખજો ! આપણે સાહસ કરી જાનનું જોખમ ખેડી મુંબાઈ આવીએ છીએ તે ફક્ત નામ અને દામને વાસ્તેજ આવીએ છીએ, ટુંકામાં કમાવા અને ખાવા સારૂ આવીએ છીએ, આપણે અહીં દરિયાની હવા ખાવા આવતા નથી, તથા મુંબાઈની મોજમજાહ માણવા આવતા નથી, પણ ફક્ત પૈસો કમાવા સારૂ આવીએ છીએ ! આ જમાનામાં પૈસો હાથમાં હશે તો ઘેર બેઠા આપણે મુંબઇ જોઇશું ! હવેથી આવી ભૂલ ન કરશો હોય સ્ત્રી જાત છે, ચંચળ છે, વળી સાહસથી ભરેલી છે, એટલે સાહસ કરી ચાલતી થઈ ! શું કરીએ ! સારો એકટર હોય ને મરી જાય તેમાં માલીક શું કરે ? એ તો જેવા કંપની અને નોકરના નસીબ ! ચાલો હવે ચિંતા તજી દ્યો ! ઉર્મીલા ગઇ તો આપણે બીજી ઉર્મીલા લાવીશું, પણ તમારી લાગણી જેવી કંપની પ્રત્યે છે તે તો તેવી સાચી રાખજો ! પરમાત્મા સૌનું ભલુ કરશે ! ભગવાન કોઇનું

અધવચ ગાડુ અચકાવી નહિ રાખે, માટે જાઓ સૌ કામે ચઢી કામ કરો !"

આ પ્રમાણે મી ચૌથરીઆ સૌને હીમત આપી ભોજન શાળામા ગયા, અને મધુકરને સાથે બેસાડી સારી રીતે જમાડી તૃપ્ત કરી તેને નાહિ મત નહિ કરતા વધારે ઉન ગી અને આતુર બનાવ્યો ! જેમ જેમ દીવસ ઉપર દીવસ જતા ગયા તેમ તેમ શેઠ જાતે ખુબ બારીકાઈથી તપાસ ચલાવવા લાગ્યા, પણ ક્યાંએ ઉર્મીલાનો પત્તા મળ્યો નહિ, છેવટે નિરાશ થઈ બીજી સ્ત્રી એક્ટ્રેસ રાખવાનો વિચાર કરી એક્ટ્રેસ સારૂ તજવીજ કરવા લાગ્યા ! આમ ઉર્મીલાના જવાથી કપનીને તેની ભારે ખોટ પડી ! કપનાની આવક દીન પર દીન ઓછી થઈ ગઈ, તેનો નવો નાખવાનો ખેલ પણ અચકી ગયો, અને દીવસે દીવસે મધુકરની પણ બીમારી વધતી ગઈ મધુકરને ઉર્મીલાના જવાથી મનમા જબરો ધક્કો લાગ્યો, અને તેની ક્રેડીટ પણ દીવસે દીવસે ઓછી થવા લાગી ! શેઠના મનમા પણ મધુકરને વાસ્તે માઠુ લાગ્યુ ! મધુકર ગમે તેટલો હોશિયાર પણ જુવાનીઓ એટલે ધરડા વગર ગાડુ ચીલે ચઢાવી શક્યો નહિ, અર્થાત્ શેઠની ભૂલ શેઠને નજર તળે તરવા લાગી ! કપની દીવસે દીવસે ઘણીજ ખોટમા ઉતરતી ગઇ, અને આવક સમુળગી બધ થઇ જવા આવી જેટલી કપનીની પ્રેસ્ટીજ મુબાઇગરામા સારી બધાઇ હતી તેટલીજ ખરાબ પ્રેસ્ટીજ મુબાઇગરામા કપની સારૂ થઈ ગઇ ! આમ કપની મુબાઈમા લથડી ગઈ, બે ત્રણ મહીના જોતજોતામા કોર્ટમા નીકળી ગયા, સ્ટેજનુ ભાડુ ચઢી ગયુ, એકટરનો

પગાર ચઢી ગયો, અને ભોજન ખર્ચ અને સીનેરીનુ ખર્ચ પણ વધી ગયુ, અર્થાત્ ક પનીને માથે અઢાર હજારનુ દેવુ થઇ ગયુ ક પની મુ બાઇમાથી બહાર ગામ લઇ જવાને સારૂ હાથ પર પચીસે રૂપીઆ જોઇએ તેની પણ ચીથરીયાને જબરી ખોટ જણાવા લાગી ! આમ ક પની ઉપર ઓગરદમથી પૈસ સારૂ તડાકો થયો, જેટલા ન ખાયા તેટલા શેઠે નાખ્યા, છેવટે હારી નિરૂપાય થયા એટલે શેઠ હાથ ખ ખેરી લાચાર થઇ ગયા ક પની જોતજોતામા મ ધ થઇ ગઇ, એકટર વર્ગ નાસી ગયે, કેટલાકે શેઠ ઉપર ફરીયાદો નોધાવી અને કેટલાક હરીફ ક પનીઓમા જોડાઇ ગયા નાટકશાળાના માલીકે ક પનીના સરસામાનનો કબજો લઇ નાટકશાળામા તાળુ લગાડી સીલ માર્યું, શેઠ થાકી ક ટાળી કોની બાઇડી કોના છોકરા અને કોના ઘરબાર તથા કોના સગાવ્હાલા એમ સ સાર પર કારમા વૈરાગ્ય લાવી ક પની નાટકશાળામા ગીરો મુકી છાનામાના બહારગામ રસ્તો માપી ગયા આમ મધુકરની તબીયત એકદમ કારમી ભય કર રીતે લથડી પડી અને તેને હદબહાર દારૂ પીવાથી સખત પ્રકારનુ જલદર થઇ આવ્યુ, તેનામા ચાલવા હાલવાની પણ જરા શક્તિ રહી નહી, છેવટે તેના સુધારક મિત્રને ત્યાથી ટીકીટ જેટલા પૈસા લઇ કુસુમ પર તાર કરી અમદાવાદની ટીકીટ લઇ મેલમા ચઢી બેઠો ! કુસુમ સવારના સ્ટેશન પર આવી અને મધુકરને લઇ ગાડીમા બેસાડી ઘેર આવી ! મધુકરની સ્થિતી જોઇ તેના હોશકોશ ઉડી ગયા, પ્રેમાળ દ પતિ થોડીક વાર એક બીજાના સામુ જોઇ રહ્યા, એક બીજાની આખમાથી આસુ નીકળી પડ્યા ! મધુકર છેવટે

બે હાથ જોડી કુસુમને પગે લાગી પશાણે ખરાણે પોતાના પાપનો પસ્તાવો કરવા લાગ્યો !

"દેવી મને માફ કર, મારી ભુલ થઈ ! તારા જેવી સલુણી સાધવીની મારા જેવા પાપીથી કીમત ન થઇ ! તારો અમુલ્ય ઉપદેશ મે ન માન્યો ! વ્હાલી તારી શીખામણુની અવગણુના કરવાથી હુ આ સ્થિતીને પામ્યા છુ ! સતી તને દુભવવાથી હુ બહુ દુખી થયો છુ ! જગતમા તુ એક સાચી સાધવી છે, સન્નારી છે, સતી છે, દેવી છે, દુનિયામા કામ કરી દેખાડનારી ગુણીઅલ ગોરી છે ! કુસુમ તુ એક કુસુમજ છે ! સુધારાને વાયરે ચઢી હુ પસ્તાયો છુ ! પરનારીની યારી કરી મે મારી જીદગી ધુળધાણી કરી છે ! દુર્વ્યસનને તાબે થઇ મારા સસારની મે હાથે કરી પાયમાલી કરી છે, દેવી નાટકના ચેટકમા ફસાતા હુ પોતેજ ફસાઇ ગયો છુ ! મારા દુખનો હવે પાર નથી, મારા પાપ અને મારા કુકર્મો પારાવાર છે, છતા પણ સતી મને ક્ષમા કર ! સત્યતાથી અને સતિત્વથી સોહાતો તારો પુનિત કર મારા શરીર પર ફેરવી મારા દુખનો નાશ કર ! સલુણી હુ તને શુ કહુ તે મને સુઝતુ નથી ! ભાઇઓ સુધારો, ફૅશન, એટીકેટ, પેઝીશન, વ્યભિચાર, દુર્વ્યસન અને નાટકનો ચહસ મનુષ્યની કેવી પાયમાલી કરે છે તે મારા દ્રષ્ટાંતથી જોઈ લેજો ! જો મારૂ માનો તો હુ બે હાથ જોડી પોકારી તમને કહુ છુ કે જગતમા જે કાઇ તમારા ઘરમા જુનુ છે તે સોનુ છે ! તમારા ઘરડા માબાપ અને વડીલોનુ કહ્યુ માનવામાજ સાચો સસારનો સાર છે, અરે એજ જગતમા જીવનનો લ્હાવ



મંદુકર કુસુમના ખોળામા પડી પોતાના પાપનો પસ્તાવો કરવા લાગ્યા

પાનું [illegible]૬ મું

હે ! સંસાર સુખનું સત્યાનાશ આણતા સુધારાને વાયરે કોઈ ચઢશો નહી ! ફૅશનને વેગળેથીજ નમસ્કાર કરજો ! એટીકેટ અને પોઝીશનને નામે તમારી જીંદગી ખરચાઉ બની બેહાલ બનાવશો નહીં ! નાટક, મધુપાન અને જારી એ ત્રણ મનુષ્ય-જીવનની પાયમાલી કરનારા મનુષ્યના શત્રુ છે તે તમે મારા દૃષ્ટાંતથી જાણી લેજો ! વ્હાલી કુસુમ હું તને બે હાથ જોડી વંદન કરી તારી ક્ષમા માગી તારા ગુણનું ગાન કરૂં છું ! પ્રભુ જો મને સ્ત્રી આપો તો કુસુમ જેવી સાધ્વી સ્ત્રી ભવોભવ આપજો ! વ્હાલી હવે વધુ બોલવાની મારામાં શક્તિ રહી નથી, છતાં પણ કહું છું કે દુનિયામાં એક નારી તરીકે તેં ઉત્તમ ફરજ બજાવી છે, વ્હાલી તું એક દેવી તરીકે મારી દ્રષ્ટિમાં અત્યારે રાજે છે ! ખરેખર સાધ્વી અને સદ્ગુણી સુંદરી એ એક સ્વામીને સંસારમાં ઠરવાનું ઠામ છે, અને સંસાર સાગર તરવાનું એક નાવ છે ! વ્હાલી મને માફ કર ! દેવી મારા ઉપર દયા કર ! '

*　　*　　*　　*

" દુનિયા બધી ડહોળી હવે ના ડહોળવું બાકી કંઇ !
ખાધું પીધું ને ભોગવ્યું ના ભોગ છે બાકી કંઇ !
દુનિયા મહીં ખાના પીવાનો સ્વાદ લઇ લીધો બધો,
એ સ્વાદની ખુશબો મીઠી પણ સ્વાદમાં જાઇ નહીં !
જે બાદશાહી મહેલ ને બાંધેલ ગ્રંકે ઝુંપડી,
આનંદ ત્યાં સરખો મળે ને ભેદ છે કાંઇ નહી !
ગ્રંકે કરેલી રાબડી ને બાદશાહી ભોજનો,
માનંદ લીધા સ્વાદથી એ સ્વાદમાં કાંઇ નહીં !

ઘાયલ થયો ૢ ત્યા અને વાગ્યા જિગરમા ઘા ઘણા,
કારી પડેન તે ના મહીથી લોહીની નદીઓ વહી
એ લોહીની નદીઓ મહી ન્હાવુ અને છે ફરવુ
ન્હાવા અને ફરવા વિના બીજુ નથી મળી કઇ !

"વ્હાલા આખરે તમે સમજ્યા એ મારા ધન્ય ભાગ્ય છે, જીવનમણી હવે ચિન્તા તજી દ્યો ! પરમાત્મા સૌ સારૂજ કરશે, આટલુ વેઠતા છતા પણ તમને સારા નરસાની, સાચા જુઠાની અને ખરા ખોટાની કીમત થઇ એજ હુ મારો ઉદય માનુંછુ !

"દેવી તારા પુન્ય પ્રભાવે કરી હુ દુ ખમાથી બચી જીવતો ઘેર આવ્યો છુ ! સલુણી છેવટમા તારા મુખનુ દર્શન હુ માગતો હતો તે મને આજે થયુ છે ! પ્રભુ તારો હુ ઉપકાર મનુ છુ ! દેવી ભગવતી હવે હુ તારેજ શરણે છુ !

"હા હા નાથ અઘટતુ બોલી મને પાપમા નાખો નહી ! સ્ત્રી ગમે તેટલી ડાહી પણ તેનો ઉદ્ધાર સ્વામીથીજ છે ! દીકરો ગમે તેટલો કહ્યાગરો અને ડાહ્યો પણ તેની કીમત માબાપની સેવા ચાકરી અને છેવટની આતરડીની આશીષથીજ છે નાથ ભલા ભુડા પણ તમેજ મારા પતિ છો ! મારા પ્રભુ છો ! મારા ત્રાતા છો, અને પરમાત્મા છે ! નાથ મારી મુક્તિ તમારા ચર્ણની સેવાથીજ છે ! સ સારમા પત્નીનો પ્રભુ એક પતિજ છે !"

આ પ્રમાણે કહેતાની સાથેજ કુસુમ મધુકરના ચરણમા પડી અને મધુકર તેના ચરણમા પડ્યો, બને પ્રમાળ દ પતિ એ સરખી સ્થિતીમા આવી પ્રભુનુ ગાન કરી પાપની ક્ષમા માગવા લાગ્યા ! વાચકો આ તે મધુકરની મજા કે નાટકની સજા !

# પ્રકરણ ૭ જું.

## જેવી કરણી તેવી ભરણી !



**દોહરો.**

એહ તરૂ પ્રભુએ તને આપ્યુ છ આ વાર,
સીંચી તે પર પુણ્યજળ શનૈ શનૈ સુધાર



જે કુલમા તપ, ઇન્દ્રીય સયમ, વેદ, દાન, યજ્ઞ પવિત્ર વિવાહ, સદા અન્નાદી જ્ઞાન આ સાત કામ થયે જાય છે એ કુલ ઉમદા કહેવાય છે ગમે તો કોઈ કુલમા ગાયો, કુટુબ વર્ગ કે ધનનો સમુહ ઝાઝો ભલે ન હોય પણ જો તે સદાચરણી હોય તો બ્હોળા સમૂહવાળા ક્રૂર કુલ કરતા હજાર દરજ્જે ઉત્તમ છે, બળવાન છે, યશસ્વી છે આચાર વિચાર વગરના કુળ પ્રજાપતિને ત્યા રહેતા ગેધાના કુળ કરતા ચઢીઆતા નથી !

ધર્મ પોતાનો ન ચુકવો જાણો એહ જરૂર
નીચસુ સ્નેહ કરવો નહી મનમા થવુ મગરૂર
પુરૂષાર્થ એમાજ સમજવુ કરવી ધર્મ રક્ષાય,
વ્યર્થ જીવો જો સ્વધર્મનુ ન સરક્ષણ થાય

જે કુલના માનવી પવિત્રાચરણ કરે છે, પ્રસન્નતાથીજ ધર્મ કર્મ કરે છે, કુલની કીર્તિને સૂર્યપ્રભા પેઠે સર્વત્ર ફેલા-

વવા જેવા કામો કરે છે એવા કુલવાળો ઉમદા કુલનો કહેવાય છે, પણ તેથી ઉલટુ એટલે યજ્ઞોના ત્યાગથી, ખુરા વિવાહોથી, વેદની જડ ઉખાડનારા નાસ્તિક કર્મોથી અને સ્વધર્મની આજ્ઞાના ઉલ્લઘનથી કુલ નષ્ટ થઈ જાય છે દેવ ધનને બગાડનારા, બ્રાહ્મણ ધનને હરિ લેનારા તથ વિશ્વાસથી સોપાએલી લક્ષ્મીને હોઈઆ કરી જનારા અધમ કુલમા ઉછરેલા અ ગારા કહેવાય છે બેસવાને આસન, આરામ વાસ્ને સ્વચ્છ ભૂમિ પીવા વાસ્તે ગગાજળ જેવુ નિર્મળ પાણી તથા પ્રિય વચન આટલા વાના કુલીન સજ્જનો પાસેથી અવશ્ય મળે છે

* * * *

અચાનક આમ આ શાથી મૂઝાણા સ્નેહના ઝરણા !
પીનારા પ્રેમના વારિ તૃષિત આતુર એ હરણા !
મૃદુને નીલ ચારામા સુશોભિત આ કિનારામા
વસેલા એ બિચારાના સુકાશે દર્શના તરણા !
ગીરિપર ખીણ કે રણમા વસેલા એ સદા વનમા
નથી સહવાસી એ જનના બિચારા ક્યા જશે હરણા !
સરિતા નીર સૂકાણા નહી નિજ સ્થાન મકાણા
તૃષાથી કઠ રૂધાણા ફરે બ્યાકુલ રાકલડા !
નિરન્તર નીર દેનારા દુખી આ પ્રેમ પીનારા,
સૂકાણા કેમ હત્યારાં હૃદય પાષાણ રે ઝરણા !



" ના ના પૂછો દીલની દશા જે હોય તે છાને રહી,
શુ કામ ભાઈ જાણીને હુ દુખી છુ કે છુ સુખી ?
સુખ દુખ મારા ભાગના પ્રારબ્ધના નિયમો રચે,
મિથ્યા ન તે થાયે કદી તો લાભ શો તમને ફલે ?

તોયે સુણી સુખ માહરૂ સુખ ભાઈ જો ત્હમને થતુ,
તો તો કથા મુજ સુખની ત્યોને તમોને હુ કહુ
પણ દુખ જે જે દોઝખો મન્થન કરે આ હૃદયનુ,
વૃતાન્ત તેનો નો કદી હુ નહી કહુ ના નહીં કહુ
સાચુજ કે 'દુખો કહ્યે હોલાય દિલ કે દાઝતુ,'
માન્યુ ન શુ 'દુખો સહ્યે જીવન તપસ્વી તો થતુ'?।
મુજ હૃદય તાપ શમાવવા દિલસોજ શુ દિલ હુ દહુ
વાઝુ ભલે દુખાનલે બિન સ્નેહીના બાળુ ન હુ।"

'રાયજી હવે હુ રજા લઉછુ! જુઓ બનવા કાળ બની ગઇ અને થવા કાળ થઈ ગઇ, હવે પશ્ચાતાપ કરી વલોપાત ન કરશો! બ્હેન હમણા ઠેકાણે નહી આવે તો પાચ દીવસ પછી પણ આવશે! વ્હેલા મોડા પણ તે સમજશે! હાલમા તમે તેને છેડશો નહી, છ છેડશો નહીં, અને જરા પણ દુભવશો નહી, નહી તો માઠુ પરિણામ આવશે! જ્યા આમન્યાનો નાશ થયો, ભાવનાનો ત્યાગ થયો, અને નયન નયન લડી ઉઠ્યા એટલે વિબુધે તરત સમજીને પોતાનો સિદ્ધાત પાછો ખેચી લેવો જોઈએ! અતિશય કહેવામા કાઈ સાર નથી! સામુ માણસ જેટલુ સાભળી શકે તેટલુ જ કહેવામા મઝા છે! ઉછરતી વય અને જુવાની એ એક દીવાની અવસ્થા છે! એ અવસ્થામા સસ્કાર બળથી કઈના આચાર વિચાર પલટાઈ જાય છે, માટે ગભરાઇ ન જતા ધીમે ધીમે યુક્તિથી કામ કાઢી લેવુ જોઇએ! જેવો સમય આવે તે પ્રમાણે વાત છેડીને દાણો ચાપી જોવો જોઇએ! એકદમ દિલ તપાસ્યા વિના બોલી બેસવાથી વિમાસણ થાય છે! હવે હુ દેશમા જાઉ છુ ત્યા એક આઠવાડીઆમા

તમારા સારૂ રહેવા સુવાની સારી ગોઠવણુ કરીશ અને ત્યાર બાદ તમને તાર કરી તેડાવી લઇશ ! તે વખતે તમે જરૂર બહેનને લઈને આવજો ! ત્યા સૌ સારા વાના થઈ પડશે, હમણા કેસરનું જરા પણ નામ ન લેશો, જાણે તમે કાઇ જાણતા નથી, ને કાઇ પણ વાત બની નથી, એમ રાખજો સમજ્યા મુરબ્બી ?

" મી ભાજીપાલા હુ તો બધુએ સમજ્યો છુ હવે મારી અજ્ઞાનતાના પડળ ઉતરી ગયા છે હવે હુ સારૂ નરસુ સારી રીતે તપાસતા શીખ્યો છુ, મારી આસપાસ આવી રહેલુ વાતાવરણ હવે હુ સારી રીતે જોઈ શકુ છુ ! હવે બુદની બગડી હોજથી સુધરવાની નથી, પણ જેટલી સુધરે તેટલી સુધારવી, અને બગડેલી બાજી પાછી હાથ પર ધરી તે સારી રીતે ખેલી ખેલાવી જીતવી એ મારો હેતુ રહ્યો છે ! તમે સુખેથી સીધારો ! મારા તરફની તલમાત્ર પણ ચિન્તા ન કરશો ! તમારો જેવો તાર આવશે કે તરતજ હુ ટ્રેનમા ચઢી બેસી તમારા તરફ રવાના થઇશ એ નિશ્ચય સમજજો ! હવે આ ભૂમિ પરથી મારૂ મન ઉઠી ગયુ છે ! "

" હ્યો ત્યારે જાઉં છુ મુરબ્બી પધારજો ! બહેનને સાચવજો ! તમારી તબીયત જાળવજો, અને હુ તેડાવુ કે તરતજ વ્હેલા પધારજો ! "

" હા પધારો, તમે મારા વાસ્તે હદ ઉપરાત તસ્દી વેઠી છે ! મારા વાસ્તે જેટલુ થાય તેટલુ કર્યું છે, અને મને જેમ ઓછા ખરચમા ઉતારાય તેમ ઉતાર્યો છે, તમારો આભાર મારાથી જરા પણ ભૂલી શકાય તેમ નથી, હવે સુખેથી સીધાવો !"

" ગયો ગયો, મારા સુખ દુ ખનો સાથી મિત્ર ભાજીપાલા ગયો ! તેણે મારા વાસ્તે ઘણુ કર્યું છે ! મારી છેવટની લુટાણી ઇજ્જત તેણે સારી રીતે જાળવી રાખી છે જો નાદાન છોકરી કેસગ તે વખતે સમજી ગઈ હોત તો અત્યારે સૌ સારા વાના થઇ ગયા હોત, પણ તે સમજી નહી અને સુધરલી બાજી હાથે કરી બગાડી ! આરે આવેલુ વ્હાણ જાણી જોઇને ડુબાડયુ ! હરી હરી હરી હવે હુ શુ કરૂ ? આ સર્વ મારા કીસ્મતનો દોષ છે ! મારા કામ મને નડે છે ! મારા પાપ મારી વૃદ્ધાવસ્થા બગાડે છે અરે મારા કર્મો મારા ધોળામા ધુળ નાખે છે ! એમા કોઇને દોષ દેવાનો નથી, દોષ મારા કર્મનો છે ! મે હાથે કરીને મારી જીદગીની ધુળધાણી કરી નાખી છે ! મારા કુટુબને મે જ હાથે કરી પાયમાલ કર્યું છે, મારી છોકરીઓને મેંજ હાથે કરીને બગાડી છે ! સુધારાના ફદમા ફસાઈ ફૅશનને વાયરે ચઢી મારા સસાર સુખનુ મે ખેદાન મેદાન કર્યું છે ! કન્યાદાન દેવાને પ્રસગે મેં કર્મચડાળે કન્યાવિક્રય કરી મારા હાથ સદાને વાસ્તે કાળા કર્યા છે ! ધનના લોભે કરી મે ન્યાય અન્યાય તપાસ્યો નથી ! જ્યા ત્યાથી કાળા ધોળા કરી પૈસો એકઠો કર્યો છે ! અરેરે હવે મારૂ શુ થશે ! અન્યાય અને અનીતિ આચરી એકઠુ કરેલુ ધન અતે અનીતિ અને અન્યાયમાજ નાશ પામ્યુ ! ચાર દીવસની ચાદની માફક મારી સાહ્યબી જોતજોતામા પલટાઇ ગઈ ! મારો વૈભવ ખાખાવીખી થઈ ગયો, અને છેવટને અતે હુ ધુળ ફાકતો ભીખ માગીને પેટ ભરવાની અવસ્થામા રહ્યો ! ઘડપણમા હુ કુટુબ કબીલાથી વિખુટો પડયો, મારી ધર્મપત્ની

પણ મારો ત્યાગ કરી ચાલતી થઈ ! સાધવી કુસુમ અને પવિત્ર કુંદન પણ મારા હાથે કરી વ્હોરેલા દુ ખમા દુ ખી બની પાય માલ થઈ ગયા ! કંઈક નિર્દોષ મનુષ્યો મારા કર્મનો ભોગ થઈ બેહાલ બની ગયા ! અરે ભગવાન હવે મારૂ શુ થશે ! મારા દુ ખનો પાર ક્યારે આવશે ? હુ આ પાપમાથી કેવી રીતે મુક્ત થઈશ ! પ્રભુ મારી મરણાન્તે શી ગતી થશે ! અરેરે મારો ઉદ્ધાર કેવી રીતે થશે ! મારૂ મરણ કેવી રીતે સુધરશે ? અત્યારે અવનીમા કોઈ મારૂ નથી ! મારો ભગવાન પણ નથી, અને મારો આત્મા પણ મારો નથી ! મે દરેકને દુભાવ્યા છે ! હવે આ પાપમાથી પાવન શી રીતે થવાશે ! અરે મારો કોણ બેલી થશે ? પ્રભુ પ્રભુ મારા ઉપર દયા કર ! મને ક્ષમા કર ! મારા અપરાધ સામુ ન જો ! હુ મહા ચડાળ છુ, પાતકી છુ, નીચ છુ અરે અધમ છુ ! હે પ્રભુ તુ એકજ અધમ ઉદ્ધારણ પતિત પાવન અને દીનજન તારણ છે ! દીનબધુ આ દીન પર દયા કર ! દયાસિન્ધુ મારા પર દયા કર ! જગદાધાર જગદીશ્વર મારી કરણી સામુ ન જુઓ ! ભગવાન મારા ઉપર કરૂણા કરો ! દીના નાથ હુ બે હાથ જોડી મારા પાપની ક્ષમા માગુ છુ હે નાથ આ અનાથને તારો ! હે હરી હવે મને આ ઉપાધીમાથી મુક્ત કરો ! જગતપિતા મારા પર કૃપા વરસાવો ! પ્રભુ આ રકને તારો ! હવે આ દુ ખી તારેજ શરણે છે ! પ્રભુ મને માફ કરો ! ક્ષમા કરો ! મારા પર દયા કરો ! ”

આ પ્રમાણે પારાવાર પશ્ચાતાપમા રાયજી પોતાના દીવસ વ્યતીત કરવા લાગ્યા ! ધીમે ધીમે હવે હરીકથા સાભળવા

જવા લાગ્યા દવમ દીરમા જવા લાગ્યા અને સ તસાધુ મહા-ત્માના દર્શન પણ કરવા જવા લાગ્યા ! હવે તેમના મનમા એમજ ઠસાઇ ગયુ કે પોતે મહા પાપી અને નીચ છે તેમના પાપનો બદલો કોણ જાણે તેમને કેવો મળશે એ કલ્પનામા તેમને રત દીવસ કલેશ થવા લાગ્યો, કેસરની દરેક હીલચાલ પર તે સારી રીતે બારીક દૃષ્ટિ નાખવા લાગ્યા તે શુ કરે છે, કયા જાય છે, અને કેવી રીતભાત ચલાવે છે તે પણ સીધી રીતે અને આડકતરી રીતે જોવા લાગ્યા, તેને વાતે વાતે અને પ્રસગે પ્રસગે શીખામણ આપવા લાગ્યા ! જેમ જેમ વખત વ્યતીત થવા લાગ્યો તેમ તેમ તેમને તેમના કરેલા કર્મો પણ વધારેને વધારે કાળા અને ભય કર ભાસવા લાગ્યા ! રાતના નિદ્રા પણ તેમને પુરી આવવા ન લાગી ! સુતા સુતા ઘણીવાર ઝબકવા લાગ્યા ! આ પ્રમાણે જ પાપાત, વલોપાત અને પરિતાપમા તેમના દીવસ જવા લાગ્યા ! તે ઘણીજ આતુરતાથી ભાજી પાલાના તારની વાટ જોવા લાગ્યા ! પ્રસ ગોપાત રાયજી જય તીલાલની પણ મુલાકાત લેવા લાગ્યા અને તેમને મીઠી પ્રેમ-ભરી દૃષ્ટિથી જોવા લાગ્યા ! જો કે જય તીલાલ રાયજી તરફ હવે અણગમો ધરાવતો નહોતો, તો પણ તે રાયજીને જોઇને ઘણોજ ખીન્ન અને ઉદાસીન રહેતો હતો ! તેની પણ જીદગી બગડી અને જોડે કેસરની પણ બગડી ! આ બધા બગાડનુ મૂળ તે રાયજીને માનતો હતો ! રાયજીના અનાચારથીજ કુટુબમા સુધારાનો સડો પેઠેલો હતો, તે કયમે કરી નીકળવા ન પામ્યો તે નજ પામ્યો જય-તીલાલ કેસરને પણ ઘણી વાર જોતો પણ

કેસર તો સદાને વાસ્તે મો મચકોડી અણગમો બતાવી રસ્તે થઇને પસાર થતી હતી ! રાયજી કેટલીક વાર જયતીલાલને જોઇને સ્નેહભરી દૃષ્ટિએ પળવાર ઉભા રહી નિહાળી રહેતા હતા, પણ જય તીલાલ પાસે જઈને તેમની બોલવાની કે વાત ચીત કરવાની હીમત ચાલતી નહોતી ! જય તીલાલ મનમા મારી પેઠે સમજતો હતો કે રાયજીને હવે તેમના કરેલા પાપનો ઘણોજ પસ્તાવો થાય છે તેમના મનોવિચાર વખત જતા બદલાતા જાય છે, અને તે હવે સારી રીતે સારૂ નરસુ સમજતા જાય છે, આ પ્રમાણે રાયજી અને જયન્તીલાલ કઈ કઈ વાર અન્યોઅન્યના સ્નેહ રાગમા તણાઇ જતા હતા કેટલીક વાર એદલજી શેઠ પણ રાયજીને રસ્તામા મળતા અને ઘણીજ માન ભરી રીને રાયજીને બોલાવતા, આ પ્રમાણે ફક્ત કેસર સિવાય તમામ જણા દ્રષ્ટિ રાગમા રગા ! અન્યોઅન્ય સ્નેહમા પલળી જતા હતા, પણ ખરી રીતે જે વસ્તુની ખોટ હતી તે વસ્તુ આધીને આધી જતી તેથી દરેક જણા નિરૂપાય બની વિમાસણ કરી હાથ ઘસતા હતા ! જો જરા કેસર સીધી ઉતરી હોત તો આ બધો મામલો કયારનોએ સુધરી ગયો હોત પણ તે વિરૂદ્ધ જવાથીજ બાજી બગડી બેઠી હતી એકડા વગરના તમામ મીંડા સામસામે આવી ભચકાતા હતા, પણ એકડા વગર મીંડાની ગણતરી થતી નહોતી ! રાયજી કેસરને પલાળવાને અથાગ શ્રમ ઉઠવતા હતા પણ કેસર જયતીલાલના નામથીજ ભડકીને પાછી પડતી હતી ! ઘણીવાર દીકરી અને દાદા લડી મરતા, આખી રાત કકાસ કરી અજંપો કરતા, કેટ-

લીક વાર રાધી રસોઇ અને પીરસ્યા ભાણા પણ એમને એમ પડયા રહેતા હતા, પણ બને જણા એકના બે થતા નહી, કેસર રાયજીની વ ત ન માનતી તે નજ માનતી ને રાયજીને છચોક જણાવતી હતી કે તમારે જે કાંઇ કામ બત વવુ હોય તે મને સુખેથી બતાવો પણ જયન્તીલાલ સ બ ધી એક શબ્દ પણ મારા આગળ ઉચ્ચારશો નહી, અને જો તેની વાત કરશો તો મારે તમારે કોટી ઉપાયે નહી બને તે નહી બને, અમારા એક બીજાના પૂર્વના સ સ્કારજ એવા અવળા પડ્યા છે કે અમે આ જન્મારામા કયમે કરીને એકઠા નહી થઇએ તે નહીજ થઇએ આથી રાયજી ત્રાસી ક ટાળી વાત પડતી મુકતા અને રાત દીવસ વલોપાત કરી પારાવાર કલેશ કરતા ! આ અરસામા એકાએક અણચિન્તવ્યો ભયકર પ્લેગનો ઉપદ્રવ જાગ્યો ! જોતજોતામા શહેરમા સર્વત્ર પ્લેગ સખત રીતે ફાટી નીકળ્યો જેમ બને તેમ તાકીદથી શહેરના લોકો શહેર છોડી છોડી બહારગામ જવા લાગ્યા ! જે લતામા રાયજી રહેતા હતા તે લતો કારમો પ્લેગથી ઉજ્જડ થઈ ગયો ! રાયજી કયા જવુ તેનો વિચાર કરવા લાગ્યા એટલામા ભાજીપાલાનો તાર આવ્યો ! આ તારથી રાયજી રાજી થઇ એકદમ ઘર છોડવાની તૈયારી કરવા લાગ્યા, કેસરને પણ તૈયાર થવાની તાકીદ આપી ! આમ કેસર પણ તૈયાર થઇ ગઇ અને રાયજી પણ સરસામાન જોઇતો જોઇતો બાધી તૈયાર થઈ ગયા, કયારે સવાર પડે ને કયારે મુબાઇનો મેલ આવે ને કયારે જલ્દીથી ઘર છોડી જતા રહીએ એની તાલમેલમા તાલાવેલી કરવા લાગ્યા ઇશ્વરની ગતિ

આકુળ છે, મન ધારે છે કંઇ ને થાય છે કાંઇ ! એ ગતિ અનુ-
સાર રાયજી અને કેસર રાતે સરસામાન સજજ કરી સૂઇ રહ્યા !
બનેને રાતે નિંદ્રા પણ ન આવી અને વિચાર કરતા કરતા છેક
મધરાત વીતવા આવી ત્યારે બને જણા જ પી ગયા ! સવાર
થતાજ રાયજી એકદમ જાગૃત થયા અને કેસરને જાગૃત કરવા
માડી કેસર કયમે કરી જાગૃત થઇ નહી, રાયજીએ તેને ખુબ
ઢ ઢોળી ઢ ઢોળીને જાગૃત કરી અને એકદમ તયાર થવા સારૂ
કહ્યુ , કેસર પરાણે પરાણે આખો ચોળતી પથારીમાથી ઉઠી
દિશાએ જઇ આવી દાતણ પાણી કરી કપડા પહેરી તયાર થવા
લાગી ! કપડા પહેરતા પહેરતા તેને એકદમ ટાઢ ચડી આવી
એટલે ચીસ પાડી એકદમ નીચે બેસી ગઇ અને પથારીમા પડી
ગે દડુ ઓઢી સૂઇ રહી ! આમ રાયજી પણ એકાએક કેસરને
શુ થયુ એમ ધારી ગભરાઇ કેસરની પાસે જઇ સારવાર કરવા
લાગ્યા ! કેસરને જોતજોતામા ટાઢ ખુમ ચઢી અને એકદમ ત્રણ
ચાર ડીગરી તાવ ચઢી આવ્યો, તાવની સાથે તેની જાગમા
સખત દુખાવો થઇ ગાઠ તરી આવી રાયજીને કેસરે કહ્યુ કે
દાદા મને પ્લેગ થયો, હવે હુ નહી જીવુ , મરી જઇશ મારૂ
શુ થશે આ પ્રમાણે વલોપાત કરતી રૂદન કરવા લાગી ! રાયજી
પણ કેસરને રોતી જોઇ અકળાઇ ગયા અને એકદમ દાક્તરને
તેડવા કેસરને પથારીમા સૂતી મૂકી ગયા ! આમ કેસરને તાવ
સખત ચઢ્યો, ગાઠની પણ કારી બળતરા થવા લાગી, બુમેબુમ
પાડવા લાગી ! ઉઠી ઉઠીને નાસવા લાગી આડેશીપાડોશી જે
કોઇ પાસે રહેતા હતા તે કેસરનુ બુમરાણ સાભળીને જોવા

આવ્યા; પણ તેને પ્લેગ થયો સાભળી સૌ સુઠીઓ વાળી જીવ લઈ નાઠા ! કોઈની પણ પાસે બેસવાની હીંમત ચાલી નહી ! આમ રાયજી પારસી દાકટરને લઈ એકદમ આવ્યા ! દાકતરે ઘરમા આવી કેસરને તપાસી અને રાયજીને કહ્યુ કે તેને પ્લેગ થયો છે તાવ સખત છે માટે માથાપર બરફ રાખો અને ગાઠપર બજારમાથી લાવી મલમ લગાવો, અને દવાખાને આવી દવા લઈ જાઓ આ સ્થિતિમા તેને બહારગામ લઇ જશો તો જાનનુ જોખમ થશે, માટે હીમત રાખી તેની સારવાર કરો તમે પ્લેગની રસી ન મુકાવી હોય તો જાઓ એકદમ જઇને મુકાવો, નહી તો તમને પણ પ્લેગ લાગુ થશે રાયજી દાકતરની હકીકત સાભળી ગભરાઇ ગયા, બીચારા ચમકી ગયા, હવે શુ થશે તેની ધાસ્તીમા તે અધમુઆ જેવા થઈ ગયા દાકતરને ત્યા દવા લાવી કેસરને પાવા માડી, બજારમાથી બરફ લાવી કેસરના માથા પર ઘસવા માડયો ! કેસરની સારવારમા ફક્ત રાયજીજ રહેવા લાગ્યા ! તેમના સગાવ્હાલાને ત્યા રાયજીએ ખબર કહેવરાવી પણ કોઇ સગુવ્હાલુ કેસરને જોવા સરખુ પણ આવ્યુ નહીં, દરેક જણ જીવ લઇને નાઠા ! ઘડપણમા રાયજીને ઘણીજ જીવ તોડ માથાફોડ કરવાની આવી ! રસોઇ કરતા પૂરી આવડે નહી, ઘરનુ કામ બરાબર થઇ શકે નહી, આમ કેસરની સભાળ બરાબર લઈ શકય નહી અને બજારમાથી જે કાઇ જોઇએ તે લાવી શકાય નહીં, આવી અણચિન્તવી ગભરામણમા રાયજી પડી અકળાઈ ગયા શુ કરવુ તથા કયા જવુ તેની કાઈ સૂજ પડી નહીં ! આમ કેસરની સ્થિતી વખત જતાં વધારેને વધારે

બગડવા લાગી ! તેને બ ને જા ગોમા ગાઠો નીકળી તાવ સખત રીતે વધી ગયો અને એકદમ મુઝારા જેવી ભય કર સ્થિતીમા કેસર આવી પડી ! લવરી પણુ બેસુમાર કરવા લાગી ! ઝાડો પેશાબ અને ઉલટી પણુ પથારીમા ને પથારીમા કરવા લાગી ! રાયજી આવી રીતના કેસરના મ દવાડથી અકળાઈ ગયા, અને બ ને હાથે કપાળ કુટી ઘરખુણે બેસી રોવા લાગ્યા ! અત્યારે તેમનું કોઇ બેલી થયુ નહીં, પાસે જે કાઇ થોડા ઘણા રૂપીઆ હતા તે તમામ કેસરના મ દવાડમા પૂરા થઇ ગયા હવે પાસે રાતી પાઇ સરખી પણુ ન રહી એટલે છેવટે ક ટાળી દવા પણુ છોડી દીધી કેસરનો ઝાડો પેશાબ અને ઉલટી પોતાના હાથે સાફ કરવા લાગ્યા ! કેસર પણુ પારાવાર રૂદન કરવા લ ગી ! જ્યારે ભાનમા આવતી ત્યાર બુમ બરાડા પાડી રોઇ રોઈને ઘર ગજવી મુકતી હતી, અને જ્યારે બેભાન અશક્ત બનીને પથારીમા પડી રહેતી ત્યારે ઝાડો પેશાબ પથારીમા કર્યે જતી હતી ! આમ રાયજી ક ટાળી ગયા, અને કેસરને ચાહ દુધ વગેરે ખોરાક જે જોઇએ તે પૂરો પાડી ન શકાય આમ મ દવાડ વધી ગયો અને અશક્તિ ઘણી આ વી ગઈ, અધુરામા પૂરી ગાઠો પણુ તાવની બેહદ ગરમીથી પાકી કુટી પરૂ વહેવા લાગ્યુ પ્લેગના જ તુ ચોગરદમ પથરાઈ ગયા રાયજી દુર્ગંધના માર્યા કેસરની પાસે પણુ બેસવાની હીમત કરી શકયા નહી અને કેસર મરશે તો તેને ઉપાડશે કોણુ તથા તેની સાજ કાઠીના પૈસાની કયાથી ગોઠવણુ થશે તેનો વિચાર કરવા લાગ્યા ! દાદા અને દીકરી ઘરખુણે બેસી પત્થર પર કપાળ કુટી કુટી રોવા લાગ્યા,

અને ભગવાનને યાદ કરી પાપની ક્ષમા માગવા લાગ્યા કેસર રાયજીને બોલાવવા લાગી, રાયજી કેસરથી દૂરના દૂર રહેવા લાગ્યા ! વાર વાર તેના પાચ પરૂ મળ મૂત્ર સાફ કરવાની તેમની હીમત ચાલી નહી, અને જોડે ઘડપણને લીધે શક્તિ પણ રહી નહી ! કેસર પણ ઠેક મરણની અણી પર આવી પારાવાર પીડા પામતી પામતી છાતીફાટ રૂદન કરવા લાગી અને પોતાના કરેલા પાપને સભારી સભારી કપાળ કુટવા લાગી !

" દાદા, ઓ દાદા મારી પાસે તો આવો, અરેરે કોણ સાભળે છે ! દાદા આ મરી જતી દીકરી ઉપર છેવટની દયા કરો ઓ દાદા નહીજ બોલો, અરે મારી પાસે આવો ! "

" બેટા હુ તારી પાસેજ છુ, હું શુ કરૂ ! તને પ્લેગ થયો તેમા મારો કશો ઇલાજ ચાલતો નથી ! "

" દાદા ત્યારે હુ મરી જઇશ ? અરેરે મારી મનની મનસા રહી જશે ! હાય હાય હવે મારૂ શુ થશે ? "

' બેટા હવે હાય હાય મુકી ભગવાનને યાદ કર ! મરતા મરતા છેવટની હાય હાય ના કરીએ ! ભગવાનને સ્મરીએ ! રામકૃષ્ણગોવિદ એ નામનો ઉચ્ચાર કર કે જેથી તારી પીડા શમી જાય ! "

" દાદા હુ તો ભગવાન કાઇ જોતી નથી ! ભગવાન ક્યા છે ? આ મારી સામે તો કાળા ડગલા પહેરી પહેરી બીહામણા સિપાઇઓ હથીઆર ઝાલી ઉભા રહ્યા છે ! તે મારા સામા ડોળા કાઢે છે, દાદા મને તે બીવરાવે છે, ઓ બાપરે હુ તેમને જોઇને છળી મરૂ છુ ! "

"બેટા આ બધો વલોપાત જવા દે અને જીભે રામ રામ રામ કર ! તેં અને મેં જેવા કર્યાં હશે તેવા ભોગવવા પડશે અત્યારે તારો વારો છે અને પછી કાલ ઉઠી મારો પણ આવશે પરમાત્મા પ્રભો દયા કર ! જગત્પતિ અમારા પાપની માફી આપ ! "

" દાદા ઓ દાદા હવે હું નહીંજ જીવું ! અરેરે મારાથી દુઃખ નથી સહન થતું , દાદા હું હવે જમને જોઉં છું દાદા જુઓ આ ઉભા ! હાય હાય કાળા પાડા પગ બેઠો પેલો જમ વેગળો રહીને મને બીવરાવે છે !

"બેટા હવે જમને જોયા સિવાય તારો મને મારો છુટકો નથી ! મેં અને તેં જગતમાં એવાં કાળાં કર્મ કર્યાં છે કે હવે તારા અને મારા વાસ્તે ઉગરવાનો એક પણ આરો રહ્યો નથી ! બેટા હવે રામ રામ રામ કર ! રામ સિવાય હવે તારી મુક્તિ નથી ! '

" દાદા તમે તો ઘરડા થયા છો અને હજી પણ જીવો છો અને હું તો જવાન જવા તૈયાર ગઈ છું ! ઓ દાદા મારો જીવ હવે જતો નથી ! ઓ બાપરે મરી ગઈ, બળી ગઈ, મને જવા દ્યો હે જમરાજ મારા ઉપર દયા કરો ! દાદા ઓ દાદા આ જમ જુઓને મને મારે છે ! "

" કેસર બેટા હવે બે હાથ જોડી જમને પ્રણામ કર ! જીભે રામ રામ કર ! તારા પાપની પ્રભુ પાસે ક્ષમા માગ ! પ્રભુ આગળ કાલાવાલા કર ! દાદા કરવાથી દાદા તારો દહાડો નહીં વળે ! દાદા જમનો માર નહીં મુકાવે ! કા બાપ કા દીકરો

કા ગમે તે સગાવ્હાલા પણ જે કરે તેનેજ ભોગવવાનું છે, કરેલા કામનો જવાબદાર કરનાર છે! બેટા હવે રામ રામ બોલો!"

"દાદા હવે મારાથી નથી બોલાતુ! હાય હાય હુ છળી મરૂ છુ! ઓ બાપરે હવે મને જવા દો! હુ પાપ નહીં કરૂ! ઓ ભગવાન મારા ઉપર દયા કરો!"

"બેટા ન બોલાય તો કંઈ નહી! સૂતા સૂતા અરે વિચારમા ને વિચારમા પડી રહેતા પણ ભગવાનને યાદ કર! બે હાથ જોડી પરમાત્મા પાસે ક્ષમા માગ! હવે કશામા જીવ રાખીશ નહી, દાદા દાદા કરીશ નહી, દાદા કોના અને દીકરી કોની! બધુ જુઠુ છે! સંસાર મિથ્યા છે સાચા ફક્ત ભગવાન છે, માટે હવે બધી માયા મમતા મુકી રામ રામ રામ કરો, નમ શિવાય નમ શિવાય બોલો!"

રાયજી આ પ્રમાણે કેસરને છેવટનો ઉપદેશ કરી તેના સારૂ શબ સંસ્કારની તજવીજ કરવા લાગ્યા, મરી ગયા કેડે તેને શા શા લુગડા પહેરાવવા તે ગાસડીઓ છોડી કાઢવા લાગ્યા, પાડોસી પાસે જઈ પોતાની આગળીએ જે એક જુની ઘસાઈ ગએલી સોનાની વીંટી હતી તે મુકી તે ઉપર દશ રૂપીઆ માગી લાવ્યા અને પાસે રાખી કેસરની સારવાર કરવા લાગ્યા! તેના ચોકા સારૂ તૈયારી કરી તેની બગડેલી પથારી બદલાવી તેનો એક કામળીપર સૂવારી અને બગડેલુ બીછાનું ગોટીલો વાળી છાપરે તડકામા નાખ્યુ! કેસરને હવે શ્વાસ ઉપડ્યો, તેની આખ થરડાવા લાગી, હાથ પગ ઉછળવા લાગ્યા અને મરણના જબરા તરફડીઆ મારવા લાગી તેનામા હવે બરાબર બોલવાની શક્તિ

રહી નહી! બેશુદ્ધિમા પડી રહેતા રહેતા પણ એકવાર છેવટની આખ ઉઘાડી, જાગૃત થઇને ઈશારતથી રાયજીને પાસે બોલાવ્યા અને બે હાથ જોડી રાયજી સામુ ટગર ટગર જોઇ રહી. રાયજીને પણ કેસરની આવી દીનદશા જોઇ રડવુ આવ્યુ અને ડુસકા ઉપર ડુસકા તેની પાસે બેસી ખાવા લાગ્યા!

"બેટા મને જે કાઇ મળશે તે હુ તારી પાછળ પુન્યદાન કરીશ! તુ કશામા જીવ રાખીશ નહી, દીકરા હવે રામ રામ બોલ્યાજ કર! બેટા હવે કાઈ તારે કહેવુ છે?"

કેસરે ઈશારતથી માથુ હલાવ્યુ અને હાથ જોડી રાયજીને સમજાવવા લાગી ઘડી ઘડી બે હાથ ભેગા કરી ઘસવા લાગી!

"બેટા હવે તારી શી ઇચ્છા છે? મારા સામુ ન જોતા તુ ઉચે ભગવાન સામુ જો!'

"હા હા મારે મ ળ વુ છે!

"કોને બેટા?"

"ક હે વુ છે!"

"કોને?"

તેનો જવાબ કેસર આપી શકી નહી! રાયજીના મુખ સામુ તાકી તાકીને જોવા લાગી અને હાથ ઘસી ઘસીને તેમને સમજાવવા લાગી!

"તારી દાદીને મળવુ છે?'

"ના!"

"કુદનને?'

'ના!

" કુસુમને ? કપીલાને ? કોને મળવુ છે ? જેને મળવુ હોય તેને તુ કહે ! પણ બધા પ્લેગથી બહારગામ ભાગી ભાગીને જતા રહ્યા છે ! "

" મારે મળવુ છે ! '

" કોને ? બોલીને ખુલાસો કર ! "

" જેને વાસ્તે કચેરી લઢ્યા તેમને !

" જયન્તીલાલને ? "

' હા ! "

" અત્યારે તે ક્યા હશે ! હુ તેને બોલાવીશ તો પણ તે નહી આવે, અરે આવી વખતે તેમને બોલાવા જવાય ? મારાથી તને પળવાર પણ વીલી મુકાય ? હવે હુ શુ કરૂ ! તને ઘણીએ સમજાવી પણ સમજીજ નહીં ! "

" એમને બોલાવો, મારા વાસ્તે ખોળા પાથરી બોલાવો, મારો જીવ એમને મળ્યા સિવાય નહી જાય ! હુ અવગતિયણ થઇશ, મારો જીવ છેવટનો એમનામા ભરાઇ રહ્યો છે ! "

" પણ અત્યારે શી રીતે તેમને બોલાવાય ? મારાથી શી રીતે તને એકલી મુકી જવાય ? "

" તમે જાઓ, ગાડી કરીને જાઓ, હુ નહીં મરૂ ! તમે આવશો ત્યારેજ મરીશ ! "

"આ શુ ગાડુ ગાડુ બોલે છે, છેવટનો આ વલોપાત શો ? '

" નહીં બસ તમે જાઓ, ઓ દાદા છેવટની મારા ઉપર દયા કરો, મરતા મરતા મારી સદ્‌ગતિ કરો ! દાદા હુ તમને પગે લાગીને કહુ છુ કે તમે જાઓ અને એમને બોલાવો ! "

" અરે પણ તને પ્લેગ થયો સાભળી એ નહી આવે તો ! વખતે એદલજી શેઠ નહીં મોકલે તો શુ કરીશુ ? "

" જાઓ મારી ખાત્રી છે કે તે મોકલશે ! જરૂર તે આવશે ! મરતા મરતા આખરનો મારો સ દેશો સાભળી જરૂર તે આવશે ! હુ મૂર્ખ છુ પાપી છુ પણ એ નથી ! "

" દીકરી મરતા મરતા પણ તુ સમજી ખરી ! છેવટે છેવટનુ પણ તને ભાન આવ્યુ ખરૂ ! જા હવે મારૂ મન ખાત્રી પુરે છે કે તારી કાઈક સદ્ગતિ થશે ! ઠીક ચાલ હુ પણ મારો ધર્મ જઈને બજાવુ ! આ પ્રમાણે કહી રાયજી તાબડતોબ કપડા પહેરી કેસરને એકલી મુકી પાડોશીને મુખની હકીકત કહી કાઈક ઉપર ઉપરથી સરત રાખવાની ભલામણ કરી પોતે ભાડાની ગાડી કરી મારતે ઘોડે એદલજી શેઠના બ ગલા ભણી ગયા, અને ત્યા જઈ પાઘડી ઉતારી શેઠ તથા જય તીલાલને મળ્યા ! "

" ઓહો કેમ કેમ બાવા રાયજી આમ ઘભરાતા ઘભરાતા ધસમસ્યા આવ્યા છો ? "

" મહેરબાન મારૂ બધુ બગડવા બેઠુ ! અરે મારૂ કરમ કુટવા તૈયાર થયુ ! મારી ધારેલી ધુળ મળી ! મારા ઘડપણમા વાટ ઉઠી ! "

" પન બાવા છે શુ ? બોલોને, ખુલાસો કરી ઘો કે કાઇ તમને મદદ પન કરી શકાય ! "

" શેઠ મારી કેસરને પ્લેગ થયો છે અને અત્યારે તે છેક આખરની અવસ્થામા છે ! "

" ત્યારે તમે તેને છોડી અહીં કા આવીયા ? જાઓ તેની

પાસે બેસી સારવાર કરો ! કાઇ જોઇએ છીએ ! પૈસા ટકા જોઇએ તો લ્યો લેતા જાઓ ! અરે દીકરી પરીન, જા તારી માયજી પાસેથી એક સો રૂપીઆની નોત લઇ આવ ! જા બેટા જલદી કર જોઇએ ! જયન્તીલાલના સસરા આવેલા છે !"

" શેઠ મારે કાંઈ જોઇતુ નથી પણ મારે તમને એક અરજ કરવાની છે, જો આપ મારી માગણી કબુલ રાખશો તો મારા ઉપર આપનો બેહદ ઉપકાર થશે ! પરમાત્મા તમારૂ ભલુ કરશે ! "

" અરે બોલો બોલો શુ તમારે કહેવુ છે કહી નાખો ! આમ શરમાવો છો શુ કામ ! "

" લ્યો બાવાજી આ નોત ! "

" શેઠ મારી દીકરી કેસર છેલ્લી ઘડીએ જયન્તીલાલને યાદ કરે છે અને તે કહે છે કે તેમને મારી પાસે બોલાવી લાવો, મારે તેમને મળવુ છે કાંઈક કહેવુ છે ! "

" ઓહો એજ કે, જાઓ બાવા જયન્તીલાલ તમે કપરા પહેરી ઝત તૈયાર થઈ જાઓ ! લ્યો આ નોત સાથે રાખતા જાઓ, જરૂર પડે તેનો ઉપયોગ કરજો ! "

" અરે પન બાવાજી ત્યા પ્લેગ કેસ છેને ! જયન્તીલાલને પ્લેગમા કેમ જવા દોછો ? "

" અરે નોનસન્સ પ્લેગ દીકરી ! મરતી વખતે કોઇબી ઈનસાનનું ભલુ કરવુ એ મનુષ્યની મુખ્ય અને મોટી ફરજ છે ! છેવટની મરનારની માગણી દરેક જણાએ કબુલ રાખવી જોઇએ ! કરતા હરતા પરમેશ્વર છે ! જયંતીલાલને બચાવનાર

ખુદા છે ! જાઓ જય તીલાલ કેસરને જઇને મલો ! ”

“ શેઠ ભગવાન તમારૂ ભલુ કરો ! પરગજુ પારસી તે આનુ નામ ! હ્યો ચાલો જયન્તીલાલ ઝટ મારી ગાડીમા બેસી જાઓ ! વખત ગુમાવવાનું કામ નથી ! ”

“ જાઓ બાવા જાઓ ! હુશિયારી રાખીને જાઓ ! મનુષ્ય મનુષ્યને મદદ નહીં કરે ત્યારે પછી બીજો કોન કરશે ! જાઓ ખોદા સૌ સારા વાના કરશે ! ”

જયન્તીલાલ એદલજી શેઠને સલામ કરી તરતજ રાયજી જોડે સઘરામમા બેસી રાયજીને ઘેર ગયો ! રાયજી અને જય ન્તીલાલ તરતજ ગાડીમાથી ગાડીવાળાના પૈસા ચુકાવી બ ને જણા ઝડપ બ ધ ઘરમા ગયા ! જય તીલાલ રાયજીના હાલ-હવાલ જોઇ ઘણોજ દીલગીર થયો, અને કેસરની આખર અવસ્થા નિહાળી ખિન્ન થયો !

“ દીકરા કેસર જો આ જયન્તીલાલ આવ્યા ! બેટા આખ ઉઘાડ ! ”

“ દાદા કોણ એ આવ્યા ? ”

‘ હા બેટા આ રહ્યા ! ”

“ પ્રભુ મને ક્ષમા કરો ! મારા જીવન છત્ર મને માફ કરો ! હુ છુટી ફરીને પસ્તાઇ છુ, સુધારા ફૅશન અને સ્વત ત્રતાના પ થે ચઢી પસ્તાઈ છુ ! મારા શીરછત્ર સ્વામી મને ક્ષમા કરો ! મારા વિભુ, મારા દેવ આ સ સારમા સ્ત્રીનો પ્રભુ એક સ્વામીજ છે ! સ્વામીથીજ સ્ત્રીનો ઉદ્ધાર છે ! પતિ એજ પત્નીનો પરમ ત્રાતા પરમાત્મા છે ! નારીને માથે સર્વદા એ કુશ

હોવાની જરૂર છે ! નિરકુશ હુ અ કુશ ગુમાવી આવી અધમ અવસ્થાને પાત્ર થઈ છુ ! હે ભરતભૂમિની ભામીનીઓ, તમે કોઈ મારા જેવી દુષ્ટ સ્વત ત્ર અને પતિનો તિરસ્કાર કરનારી કુલટા થશો નહી ! મારૂ દ્રષ્ટાત જોઈ સર્વદા સ્વામીની સેવા કરજો ! મારા નેત્રમણી ! મારા મુસ્તકમણી ! મારા જીવનમણી હ તમારી પાસે હાથ જોડી કાલાવાલા કરી ધુળ ચાટી માફ માગુછુ ! નાથ મને છેવટની ક્ષમા આપો ! મારો મરતા મરતા ઉદ્ધાર કરો ! મને છેવટની તમારી ગણી આશિષ આપો ! જીવનહાર ! જય જય જય મારા પ્રભુ પરમાત્મા જગદાધાર સ્વામિનાથ હું તમને પ્રણામ પર પ્રણામ કરી પાપની ક્ષમા માગુછુ ! નાથ મારા અપરાધ માફ કરી મારા પર દયા કરો ! ”

“ પ્રભુ તારૂ કલ્યાણ કરો ! પરમાત્મા તારા પાપ પ્રલય કરો ! મારો તને આશીર્વાદ છે કે તારો મરતા મરતા મોક્ષ થાઓ ! તારૂ શ્રેય થાઓ ! તારી સદ્દગતી થાઓ ! પાપ કરતા કરતા પણ તુ સત્ય સમજી છે તેથી મારૂ મન આનદ પામે છે ! મરતા મરતા પણ તને સતીત્વની કીંમત થઈ છે તેથી જરૂર તારા પાપ નાશ પામશે ! દીનબ ધુ દીનાનાથ તારૂ ભલુ કરો ! પ્રભુ તારૂં કલ્યાણ કરો ! ”

“ જય જય સ્વામીનાથ હુ તમને વ દન કરી મારા પાપની ક્ષમા માગી તથા દુનિયાની સ્ત્રીઓને સ્વામી એજ સ્ત્રીનો સર્વે શ્વર છે એ છેવટનુ સુત્ર જણાવી મારો પ્રાણ મુકુ છુ ! પ્રભુ મારૂ કલ્યાણ કરો ! ”

આ પ્રમાણે મરતા મરતા છેવટની જય લીલાલ પાસે ક્ષમા

માગી કેસરે પોતાનો પ્રાણ મુકી દીધો ! રાયજી પણ કેસરનો છેવટનો પ્રેમ જોઇ ગદગદીત થઈ ગયા, અને જયતીલાલ પણ કાંક વિચારમા પડી ગયો ! કેસર મરતા મરતા સારો ભાગ લઈ પાપની ક્ષમા માગી સ્વામી સમક્ષ પ્રાણ મુકી પરલોકમા સીધારી ! વાચકો ' જેવી કરણી તેવી ભરણી ' તે આનું નામ !

# પ્રકરણ ૪ થું.

## જેવી દાનત તેવી બરકત !



### દોહરો

સત્ય સુનીતિ સુચિત્તને જોડી રાખ ધરી પ્યાર,
અંતે જય છે ધર્મથી ક્ષય પાપે નિરધાર

આ ગે આરોગ્યતાના અખંડ અજવાળા, અને જાતપગ ઋણનો છાયડોએ નહી, સજ્જન સાથે સહવાસ અને આજીવિકાનો મોકળો માર્ગ, નિર્ભયતાભરી દ્રઢતા અને આશ્રમના સ્મરણો આ સૌ સુખ દેનારા સાધનો છે, અને ઇર્ષ્યાની આગ અખંડ પ્રજ્વલિત રાખનાર, ધાલમેલીઆ સ્વભાવશાળી હૃદય, અમરવેલ જેવી તૃષ્ણાને તાતણેજ હમેશ લટકનારો ક્રોધનો ધોધ અને ચિન્તાનો ચાહક એવો આદમી સદા દુ ખનાજ દર્શન પામશે !

દુષ્કૃત કીધા જન્મીને તે ભ્રાન ભોગવવા પડે,
વિયોગ ખુન કરનાર લટકે ફાસી કેરે લાકડે,
માટે નીતિ પથે વિચર સૌ વાતની એક વાત છે,
ચેતાવુ ચિત્તમા ચેતી લે માથે મરણની ઘાત છે.

છત્રને છાયડે સૂર્યનો તાપ ખાળી શકાય, લાગેલી લાહ્યને જળવૃષ્ટિથી ટાઢી પડાય, ઔષધના સેવનથી વ્યાધી મટાડી શકાય, મ ત્ર પ્રયોગે વિષ પણ ઉતારાય, આ રીતના બધાના અનુપાન છે પણ શઠની સુધારણાર્થે કશી શાસ્રોક્તિ નથી જડતી અતિશય કૃમીવાળુ, લાળથી લચપચ, ગ દુ, દુર્ગંધયુક્ત, માસ વગરનું કેવળ શુષ્ક એવુ જે મનુષ્યનુ અસ્થિ તેને કરડતા ભલે તેની પાસે ઇન્દ્ર ઉભો હોય તો પણ શ્વાન શરમાતુ નથી, તેવી રીતે અધમ જનો તુચ્છ તત્વોને ગ્રહણ કરતા સ કોચાતા નથી કે કોઇનુ માનતા પણ નથી

*   *   *   *

મીઠા હમરા માહી સચ્ચાઇ અરેરે કાંઇ ભાળી નહિ,
જગત જોઇ વળ્યો બાનુ વફાઇ મે નિહાળી નહિ
હૃદય દ્રવતા પુજી ઝાઝી મનોહર મૂર્તિઓ પ્રેમે,
થઇ સહુ વ્યર્થ મુજ સેવા અનન્યે કાંઇ રીઝી નહિ
ગણ્યુ નહિ માન કે શાને ગણી નહી લોકની લજ્જા,
બની બેફેદ મે કીધુ સરવનુ સ્નાન લેખ્યુ નહિ
અહીના સુખડા ભૂડા દુખી અતે નીવડવાના
જગત જ જાળમા જરીએ અમારો ઠાઠ જામ્યો નહિ
અરે જા બેકદર દુનિયા ભરોમો રચ નહિ તારો,
તહારા નાજ નખરાની અમાર કાંઇ કીમત નહિ
અમે દેરાસરી નીત્યે અલખની લેહ લગાવીશુ,
રમીશુ ખાખ એકલડા અમારે કાંઇ પરવા નહિ!

" ક્યા છે મઝા, ક્યા છે મઝા, ક્હે તુ મુસાફર ખલ્કના,
દુનિયા મહીં ક્યા છે મઝા માની લઉં શામા મજા ?
છે ક્યાંઇ ખાણુ ખુશાલીની આ ખલ્કને ગોઇ ખૂણે,
દેખાડી દે જો હોય તો ખોદી લઉં ત્યાંથી મજા !
આલમ સૂણે બહેરી ના ગાણુ જ્ઞાનનું દરિયા તણુ,
ને દુખ પોતાનુ રડે તો માની લઉ શેમા મજા !
રૂપ હસે અસ્થિર ભૂત શોધે ન શુ ક્યા સત્ય છે !
દુખ ભાર લઇ મુગી ફરે ધરતી લઉ શેમાં મજા !
ખુબસુરતી આલમ તણી હસતી ખીલે જે કારમી,
દેખુ હુ પણ કરમાય ક્ષણમા માનુ તો શેમા મજા !
આલમ તણી મે ચોપડીના ફેરવ્યા પાના ઘણા,
માલિકના ડહાપણ થકી સમજુ થયો પણ ના મજા !
દુનિયા મહી ભાઇ નથી ક્યાંઇ નથી કાઇ મજા,
ગમગીનીનો ભડાર આ છે માનુ તો શેમા મજા !
જીદગી છે જ્યા સુધી રહેવુ બધુ રે ત્યા સુધી,
આ જીન્દગી પુરી થશે તો આવશે ઉચી મજા !

" બારીષ્ટર સાહેબ તમારૂં કહેવુ સત્ય છે ! આ સંસારમા મનથી માનો તો સુખ છે, અને મનથી માનો તો દુખ છે જે ઘડી જાય છે તે સોનાની જાય છે ! ગએલી ઘડી પાછી આવવાની નથી તે નથીજ સમજવી ! મનુષ્ય ધારે છે કાંઇ અને હરી કરે છે કાંઈ ! આ હુ કરૂ, આ તે કર્યું, આ મારૂ અને આ તારૂં એ માનનારા મૂર્ખ છે ! ભગવાન બે વખત દુનિયામા હસે છે ! જ્યારે ભાઇઓ બાગ વ્હેંચે છે અને આ મારૂ અને

આ તારૂ એવુ કહી લડાલડી કસાકસી અને હુ સાતુસી કરી પચાત કરે છે ત્યારે ભગવાન એક વખત હસે છે, અને બીજી વખત જ્યારે મનુષ્ય મરણુ પામવાની અણીપર હોય છે ત્યારે વૈદ કે દાકતર આવીને કહે છે કે હમણાજ દરદીને મટાડી દઉં છુ ત્યારે હસે છે ! સારૂ નરસુ કરવાના આ પ્રમાણે મિથ્યા ફાફા મનુષ્ય મમતમા મારે છે ! ”

“ રીઅલી રાઇટ મી ખીસકોલી તારૂ કહેવુ બરાબર રાઈટ છે ! આ સઘળી વાતનુ પારખુ મે મારા ટોમી ડૉગના ડેથમા અને તારી ભાભીની સીકનેસમા જોઈ લીધુ ! તારી ભાભી શુ રૂપનો અવતાર હતી, કેવી બ્યુટીફુલ અને લવલી લેડી હતી, પણ કોણ જાણે શાએ ગોટાળાથી એકદમ અચાનક આમ શિતળાના વ્યાધીથી પટકાઇ પડી ! તેને ખ ીલા કયાથી નીકળ્યા ! સાલી આટલી બધી હુ સુઘડતા સફાઈ અને સ્વચ્છતા રાખતો હતો, પણ કોણ જાણે કયાથી એકદમ બળીઆ ઉભરાઈ આવ્યા ! દોસ્ત હુ તો તેનો ચહેરો જોઈ જોઇને થરથરી જાઉ છુ ! આખા શરીરમા એક તલપુર જગ્યા સ્મોલપોકસ વગરની ખાલી નથી ! આ શુ ગજબ કહેવાય ! આ ઇન્ડીઆમા કેવુ અધેર કહેવાય ? મ્યુનીસીપાલીટીનો કેવો ગોટાળો કહેવાય ? શા વાસ્તે તેઓ લોકોને કમ્પલસરી બબે વખત સ્મોલપોકસની રસી મુકતા નથી ? અ વુ અ ધેર વિલાયતમા એક ઘડી પણ ન ચાલે ! ”

“ બારીષ્ટર સાહેબ ગામ હોય ત્યા ઉકરડો પણ હોય ! જે કર્મમા પીડા થવાની હોય તે મિથ્યા નજ થાય ! ગમે તેટલું

જતન કરો પણ થવા વખતે આવીને ઉભીજ રહે ! '

" ડીયર ખીશકોલી, મારૂ વ્હાલુ બને છે તો તેમજ ! થવાકાળ વસ્તુ એક સેકન્ડમા મનુષ્યને છેતરી નાખે છે ! આય મારી સાળી કેસર જુઓને જોતજોતામા પ્લેગનો ભોગ થઇ ગઈ ! જ્યારે આટલુ ટુકુ જીવતર ધારણ કરવુ હતુ ત્યારે શા વાસ્તે રાયજીને ફોકટના કચેરીમા લડાવી માર્યા ! અરે બીચારાને બેહાલ કગાલ બનાવી દીધા ! "

" બારીષ્ટર સાહેબ ત્યાજ ખુબી રહેલી છે, મનુષ્ય કરણીનો જેટલો દડ ભગવાન લેવાનો હોય છે તેટલો દડ લીધેજ મનુષ્યનો છુટકો કરે છે ! તેનાથી કોઈ બચ્યુ નથી અને બચવાનુ નથી ! બચાવમા ફક્ત તેની પ્રાર્થના અને કૃપાજ છે ! "

" ઓઃહ યસ રીયલી રાઈત ! હુ બી લડનમા હતો ત્યારે ઘની વાર ચર્ચમા જઈ પ્રાર્થના કરતો ! ઇશ્વરની મહેરબાની અને દયા વગર બીલકુલ સસાર ચાલેજ નહીં, તે હવે મારે કબુલ કરવુ પડશેજ ! "

" સાહેબ જખ મારીને કબુલ કરવુ પડશે ! કારમુ અને અણુચિન્તવ્યુ દુખ એ ઇશ્વરનો પુરાવો છે ! મદાધ થએલા મનુષ્યો જોબનના જોરમા અને લક્ષ્મીના દોરમા ભગવાનને બીલકુલ ઓળખતા નથી, તેથી ભગવાનને ઓળખવા સારૂજ કોલેરા, પ્લેગ, શીતળા અને એવા બીજા ડેનજરસ ચેપી જીવલેણ વ્યાધી થયા છે ! "

" એ કાઇ કબુલ કર્યા વિના છુટકો છે ? ! "

" બારીષ્ટર સાહેબ જો સર્વદા આવો ઇશ્વર તરફથી

મોઘમ માર ન હોય તો સૃષ્ટિ પાપથી ભરપુર થઇ જાય ! મનુષ્ય મનુષ્યને મદમા આધળા બની ખાઇ જાય ! ”

“ પણ ડીઅર ખીસ્કોલી હવે તારી ભાભી સારૂ શુ કરશુ ? તેને કાઇ ફેર માલમ પડતો નથી, આપણે તો દાક્તરના કહ્યા પ્રમાણે તેને ઘરના છેક પાછલા અને ઇલાયદા ભાગમા રાખી છે, એટલે તેનો ચેપ લાગવાનો સ ભવજ ન રહે, પણ બિચારીને રોગની શાતી નહી થતા રોગ બમણો ને બમણો વધે જાય છે સાલ્લુ મને ઘણુ લાગી આવે છે પણ શુ કરૂ લાચાર ! આપણાથી કાઇ દુ ખ લઇ શકાય એમ છે ? ”

“ સાહેબ એ તો ઇશ્વરની મરજી ઉપરની વાત છે ભગ વાન ધારે તો એક પળમા સારૂ કરે અને ભગવાન ધારે તો એક પળમા કેસ બગાડી નાખે, મરણને ટાણે મનુષ્યના ઉપાય વૃથા છે અ તકાળે તો અવિનાશીની કૃપાજ માગવી જોઇએ, દુ.ખમા પ્રભુનુ ભજન અને સ્મરણજ કરવુ જોઇએ ! ”

“ સાહેબ ચાલો ચાલો બાસાહેબ બહુજ ગભરાય છે, તમને સ ભાળે છે, તેમને ખુબ દરદ થાય છે ! ”

“ હા ચાલો ખીસ્કોલી આપણે તેની પાસે જઇ દીલાસો આપીએ તથા શાતી આપીએ ! ”

“ સાહેબ આપણાથી શાતિ શુ આપી અપાવાની છે, શાતીનો આપનારો તો સર્વેશ્વર એકજ છે ! ”

“ સારૂ બાવા સારૂ ચાલતો ખરો ! ઇશ્વર તો આભલામા છે, અત્યારે તો હુ અને તુ બે જણાજ એને શાતિ આપનાર છીએ ! ”

“ સાહેબ આ તમારી ભુલ છે ઇશ્વર સર્વવ્યાપક છે,

મનુષ્યના સારા અને નરસા કર્મનો જોનાર એ છે અને તે પ્રમાણે સુખ દુ ખનો આપનાર પણ તે છે ! ”

“ અરરરર હુ મરી ગઈ, બળી ગઇ, માડી મારાથી પીડા સહન થતી નથી ! હાય હાય આ લ્હાયમા જીવ ગયો, ગયો ! પ્રાણ નીકળી ગયો, અરેરે હવે મારૂ શુ થશે ? ઓ સાહેબ ! ઓ ખીસ્કોલી આવો મારી પાસે આવો, મને સારૂ થાય તેવા ઉપાય કરો, અરે મારૂ દુ ખ ઓછુ કરો ! ”

“ ભાભી સાહેબ આમ ગભરાઈ ન જાઓ હીંમત રાખો, ઇશ્વર સૌ સારા વાના કરશે, દુ ખ આવે છે હાથીના વેગે અને જાય છે કીડીના વેગે માટે શાતિ રાખો, આમ અકળાઇ ન જાઓ જુઓ તમારા દુ ખથી બારીષ્ટર સાહેબ પણ અડધા અડધા થઇ ગયા ! ”

“ ઓ સાહેબ મને માફ કરો ! આવો મારી પાસે બેસો મે તમને બહુ દુ ખ દીધુ છે, ઘણા સતાવ્યા છે, ન કહેવાના વચન કહ્યા છે અરેરે, “ જોઇ જોઇને સઘળુ જોયુ પણ સ્ત્રી વશ કરવાનું સાધન એક ન જોયુ ” એ તમારા શબ્દ સાભળી સાભળી મને મારા પાપની સજા થઇ છે ! મારા અવળચ ડા-પણાની આ એક ભયકર શિક્ષા છે, પ્રભુ મારા ઉપર દયા કરો, મારા ન થ, મારા પ્રાણ, મારા બોલ્યા સામુ ન જોશો ! હુ પાપીણી અભાગણી અધમ છુ ! ”

“ ડીઅર ડીઅર આ તું શુ બોલે છે ? પાપ શું, અધમ શુ , અભાગી શુ ? આ શુ લવારો કરે છે ? શાન્તી રાખ તને જલદી આરામ થશે, મને તારાથી કાંઇ પણ દુ ખ થયુ' નથી.

ડીઅર જો મેં તને દુખી કરી હોય તો હુ તારી ક્ષમા માગુ છુ, મારી વ્હાલી તારાથી તો મને સદા આનદ હતો "

" ઓ મારા પ્રભુ, ઓ મારા ભોળીઆ સાહેબ ! તમે ઇશ્વરના અવતાર છો, સર્વદા તમે પવિત્ર છો હુ મહા પાપણી છુ, મે તમને ઘણુાજ દુખી કર્યા છે, મને મારા પાપની સજા થઈ છે, મારા નાથ મને ક્ષમા કરો, મારા પર દયા ધરો, મારૂ શુ થશે ? અરે મારો કેવી રીતે ઉદ્ધાર થશે, અરે મારી મરણુ પછી શી ગતી થશે તે કાઈ કલ્પી શકાતુ નથી, પ્રભુ તમારી પૂજા કરવાના સમયે મે તમને ન કહેવાના વચન કહી ઘણુાજ દુભવ્યા છે નાથ મને ક્ષમા કરો, વ્હાલા તમે મોટા દીલના છો તેથી મારૂ પાપ દીલમા લાવતા નથી, પણુ હુ મહાન અપરાધી છુ મને માફ કરો ! "

" ડીઅર ખીરકોલી મારા જીવને કાઇ કાઈ થઇ જાય છે મારાથી આ દુખ જોઈ શકાતુ નથી, અરે તેને જેમ સારૂ થાય તેમ કરો, અરે જાઓ સીવીલ સરજનને બોલાવી લાવો, અરે તેને સારૂ કરતા પૈસા સામુ ન જુઓ હજાર થાય તો ખેર પણુ તેને ઓલરાઈટ કરો ! '

" સાહેબ આમ અકળાઇ ન જાઓ, તમને દુખ જોતા જોતા આટલી બધી ગભરામણુ થાય છે તો ભાભી સાહેબને દુખ વેઠતા વેઠતા શુ થતુ હશે તેનો ખ્યાલ કરો ! "

" અરે ખુશાલરાયભાઇ હવે મારાથી આખે દેખી શકાતુ નથી, મારી આખો શીતળામા જરૂર ગઈ, રામ રામ થઈ ચુકયુ મારૂ આવી બન્યુ, અરેરે હવે મને અધાપો આવ્યો, ભલા

ભગવાન તે પણ બરાબર શિક્ષા કરી ધણીના સામુ તાડુકા કરી બોલનારી અવળચંડી સ્ત્રીને તો જરૂર આ ધાપાનીજ સજા થવી જોઇએ ! બરાબર મારા વાસ્તે ઈશ્વર તરફથી ન્યાયજ થયો છે, મારા કરમ એવા છે કે મને આ ધાપોજ ઘટે છે ઓ સાહેબ ! હવે મારી પાસે આવો, ઓ ખુશાલરાયભાઈ ! તમે એક પાણીનુ પવાલુ લાવો, મારે સાહેબના અંગુઠાની પૂજા કરવી છે અને તે અંગુઠાની પૂજાના જળથી મારે આચમન કરી પવિત્ર થવુ છે ! પ્રભુ પ્રભુ મારા પાપ સામુ ન જોઈશ દયાળુ વિભુ ! મારા ઉપર દયા કર, ઓ નાથ ! આ લુંડીના અપરાધ સામુ ન જોશો જે સ્ત્રી સ્વામીના સામુ બોલે છે તથા તેના વચનનો અનાદર કરે છે તેને જરૂર મારા જેવો આ ધાપોજ આવવો ઘટે છે, ઓ સાહેબ મારી પાસે આવો ! ”

“ ડીઅર આ આવ્યો, કહે શુ છે ? વ્હાલી આમ વૃથા વલોપાત કરીશ નહી, તારી મરજી અંગુઠો ધોવાની હોય તો લે આ રહ્યો મારો અંગુઠો, અને આ રહ્યુ પાણીનું પવાલુ ! ”

“ લાવો પ્રભુ તમારો ચરણ અહીં મુકો ખુશાલરાયભાઈ પાણીનું પવાલુ મારા હાથમા આપો ! ”

“ લ્યો ભાભી આ પાણીનુ પવાલુ, કરો સાહેબની પૂજા કરો, સ્વામીની પૂજા એ પણ એક સન્નારીને સંસારમા જીવન લ્હાવ છે આપણા શાસ્રો અને આપણો ધર્મ પત્નીને પ્રભુ તરીકે એક પતિજ પ્રતિપાદન કરે છે, સ્ત્રીનો સ્વામી એજ સર્વેશ્વર છે, સ્ત્રીનો મોક્ષ સંસારમા સર્વદા સ્વામીજ છે ! ”

“ જય જય જય જીવનહાર જો મે કાંઇ મન વચન અને

કર્મે કરી તમારી અવગણના કરી હોય, તિરસ્કાર કર્યો હોય, દુભવ્યા હોય, કટુ વચન કહી માનભગ કર્યું હોય તો પ્રભુ મને માફ કરજો, નાથ મને ક્ષમા આપજો હુ મહાપાપી અવળચડી અને અધમ છુ નાથ હુ હાથ જોડી માથુ જમીનપર પટકી તમારી પાસે મારા પાપની ક્ષમા માગુ છુ, સ્વામી મને ક્ષમા કરો હે બ્હેનો! મારો દાખલો જોઇ તમારી કુટેવો તજી દો! સર્વદા સ્વામીની સેવા કરો, મન વચન અને કર્મે કરી તેમની ભક્તિ કરો, સસારમા સર્વદા સ્ત્રીનો સ્વામી એજ સર્વેશ્વર છે, નારીનો ઉદ્ધાર નાથથીજ છે મારા અધાપાનો દાખલો લઇ બ્હેનો સ્વામીના સામુ બોલશો નહી, ઉચે સ્વરે તાડુકા કરી સ્વામીને દુભવશો નહીં, હુ મારા પાપનુ ફળ પામી છુ, મારા જેવી કુલાગાર કોઇ કામની થશો નહી જય જય સ્વામીનાથ હુ ફરી ફરી તમને નમસ્કાર કરી વદન કરી તમારા ચરણો દકનુ પાન કરી મારા પાપની ક્ષમા માગુ છુ નાથ મારા ઉપર દયા કરો, પ્રભુ મને માફ કરો ”

આ પ્રમાણે અવળચડી કપીલાએ બારીષ્ટર સાહેબના ચરણ કમળની પૂજા કરી અગુઠો ધોઈ જળપાન કરી પોતાના પાપની પ્રભુ પાસે ક્ષમા માગી અને બારીષ્ટર સાહેબ સમક્ષ પસ્તાવો કરતી કરતી બેભાન થઈને બિછાનામા પડી અધાપો આવવાથી તેને જ્ઞાન થયુ અને છેવટને ભાગે તેના કુકર્મનુ પીછાન થયુ અને દુનિયામા સારૂ નરસુ તપાસી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરી સુખેથી જીદગીનો છેવટનો શ્વાસ લેવા લાગી બારીષ્ટર સાહેબ અને ખુશાલરાય ખીરકોલી કપિલાની સ્થિતી

અને આ ઘાપો જોઇને દીગમુઢ બની ગયા ખુશાલરાય પણ મનમા કપી ઉઠ્યો અને તેણે કરેલા મિત્ર પ્રત્યેના પાપાચારનો હૃદયમા પસ્તાવો કરવા લાગ્યો આમ બારીષ્ટર સાહેબ પણ કપીલાને મરણ પથારી પર મરતી જોઇને પારાવાર દીલગીર બની ગયા, એવામા કર્મસ જોગે એક મોટો નાગ નીકળી આવ્યો તે એકદમ ઉછળીને કપિલાને ગળે બાઝયો કપિલાએ કારમી ચીસ પાડી પ્રાણ મુકી દીધો, બારીષ્ટર સાહેબ તો નાગ જોઇને જીવ લઇને કુદકો મારી કપીલાને ત્યા મુકી બહાર નાઠા અને જેવો ખુશાલરાય ખીરકોલી નાસવા જાય છે કે તરતજ તેના પગે નાગ ચોટ્યો તે પણ બુમ પાડી ચકરી ખાઈ નીસરણીમા રામ રામ બોલતો પડ્યો પાપીઓનો આ પ્રમાણે અત આવ્યો ! વાચકો ! "જેવી દાનત તેવી બરકત !" તે આનુ નામ !

# પ્રકરણ ૫ મું.

## પ્રીતિનો પ્રતાપ કે પુર્ણાહુતિની છાપ.



### દોહરો.

તુ તે તુ મુજ દીલ રહે, હુ રહુ હુ તે હુય
પ્રેમ પીરેલો આત્મા, કહે બીજુ ? શુય ''



આત્માને ઓળખ, એટલે અનાત્મા અને સર્વનો પ્રભુ પરમાત્મા બ નેને તુ ઓળખીશ જેને આપણે 'હુ' કહીએ છીએ તે શુ છે ? એ તે મારો હાથ કે પગ, કે માસ કે રૂધિર કે સ્નાયુ કે શિર ? ઉંડુ વિચારી જોઇશ તો જણાશે કે હું એવો કોઈ પદાર્થજ નથી ડુ ગળીના છોડા કાઢતા જઇએ છીએ તેમ જો 'હુ' ના પડદા ઉપરથી ઉકેલતા જઇએ, એનુ પૃથક્કરણ કરીએ તો જણાશે કે 'હુ' એવો વસ્તુત કોઈ પણ પદાર્થ રહેતો નથી, આ સર્વ પૃથક્કરણ કરતા છેવટે માત્ર પરમાત્માજ રહે છે 'હુ ભાવ જતો રહે છે ત્યારે પરમાત્મા પ્રત્યક્ષ થાય છે સ ત સમાગમ ચોખાના ધોવરામણ જેવો છે ચોખાનું ધોવરામણ મદને ઉતારે છે એજ રીતે સ ત સમાગમ સ સારીક મનુષ્યને વાસનારૂપી મદ્યથી ચઢેલા મદમાથી મુક્ત કરે છે

પ્રભુના અનુગ્રહ વિના કોઇ પ્રણયિ હોતો નથી,
ને પ્રેમમા ઉન્મત્ત થઇને નિશી દિવસ રોતો નથી,

છે પ્રેમભવનો આદિ કર્ત્તા સૃષ્ટિનો એ સાર છે,
એ વિશ્વનો પોષક સમર્થક ઇશનો આકાર છે



હરીનું નામ સાભળી જ્યા સુધી આનન્દાશ્રુ નથી વહેતા ત્યા સુધીજ ઉપાસનાની જરૂર છે માત્ર હરીનું નામ સાભળતાજ જેને અત કરણ ઉભરાઈ આવે છે અને આન દના આસુ વહે છે તેને તો ઉપાસનાની કાંઈ પણ અપેક્ષા નથી સ ત અને જ્ઞાનીનો સમાગમ એ ધાર્મિક ઉન્નતિનુ મુખ્ય સાધન છે મરણુકાળે જેવી મતિ તેવી ગતિ, માટે ઉપાસનાની બહુ જરૂર છે વાર વારના અભ્યાસથી સાસારિક વિચારો મનમા ઉત્પન્ન થતા અટકે છે અને આત્મામા માત્ર પ્રભુનોજ વિચાર વ્યાપી રહે છે, જે મરણુ વખતે પણ ખસતો નથી ! પતિવ્રતા સાધવી સ્રી એના પતિ ઉપર જેમ પ્રીતિ રાખે છે, અને કૃપણુ ધનસચય ઉપર જેવો પ્રેમ રાખે છે તેમ ભક્ત સાધકે પૂર્ણ અ ત કરણુથી ભગવાન ઉપર પ્રેમ રાખવો જોઇએ ! !

* * * *

જન્મી અહી સમારમારે શો તમે લ્હાવા લીધો,
નિજ સ્વાર્થ પ્રાપ્તીમાજ જન્મારા તણો જે વ્યય કીધો
શુ જીવનનુ સાફલ્ય સઘળુ સ્વાર્થમા આવી રહ્યુ,
ના ના ભણે મુજ હૃદય આ સ્વાર્થી જીવન એળે ગયુ,
સામર્થ્ય હો સૌન્દર્ય હો સમૃદ્ધિ કે સામ્રાજ્ય હો,
બુદ્ધિ વિદ્યા કીર્તિ હો કે ઇષ્ટ સિદ્ધિ સર્વ હો,
ના ના નહીં કઇ કામનુ પ્રેમે ન જો દિવ્યજ બન્યુ,
પ્રેમ એકજ સત્ય સહુનુ પ્રેમ જાતા સહુ ગયુ

જો સ્નેહીને જોઇ સુખી તમ હૃદય સુખમય ના થયુ,
જો દેખી દુ ખી અન્યને તમ હૃદય દુ ખે ના દ્રવ્યુ
કદી શબ્દથી કદી કર્મથી સુખ ના દીધુ દુ ખ ના હર્યુ
શા કામનુ જીવ્યુ તમારૂ જીવી જગમા શુ કર્યુ !
કદી પ્રેમથી બોલ્યા નહી કદી પ્રેમથી ચાલ્યા નહીં,
કદી પ્રેમમા ડોલ્યા નહી કદી પ્રેમમા મ્હાલ્યા નહી
ધિક્કાર છે તે જીવનને એથી વધારે શુ કહુ,
ચાહ્યુ કદી નહી કોઇને જીવ્યુ વૃથા તો તો ગયુ
પ્રેમ સાચી દેવ સેવા પ્રમ એ ભક્તિ ખરી
નહી પ્રેમ સમ પૂજા બીજી પ્રેમેજ રાચે શ્રીહરી
પરમ ધર્મજ પ્રેમ છે એ તત્વ જો ના અનુભવ્યુ
જન્મ્યુ જીવ્યુ કે ભોગવ્યુ સવ ખરે ધુળમા ગયુ !

---

પુષ્પને પગ નીચે કચર્યાથી તે સુગ ધ આપવામા દુર રહેતુ નથી, તેમ મર્મ વેદના મળ્યા છતા પણ પ્રેમીક વિરક્ત થતા નથી ઉલટા ચરણદલિત પુષ્પની પેઠે A odour crushed are sweeter still" વધારે ઘ્રાણ સુખ આપે છે. પ્રેમિક પ્રિયવાદી છે હીતકારી છે પ્રેમીક ઈશુએ પ્રાણહુ તારકોને માટે આવી પ્રાર્થના કરી હતી "હે પિતા, તેઓને ક્ષમા કરો ! એઓ જાણતા નથી કે તેઓ પોતે શુ કરે છે !" ઝાડ વેલના ફળ ફૂલ નિષ્ઠુર રીતે તોડો—ફરીથી યોગ્ય ઋતુ આવી પહોચ્યાથી તેઓ યથાકાલે તમને પત્ર પુષ્પ ફળથી સજ્જીત ડાળી આવીને તમારી સાથનો તેઓનો મધુર સબંધ અને તમારી તરફ પોતાના હૃદયનો ઉડો પ્રેમ જણાવશે, તેમ

પ્રેમીકના ઉપર ગમે એટલા અયોગ્ય આચરણ કરો, ગમે એટલી મર્મ પીડા આપો પણ લાગ મળતાજ તેઓ પોતાના અચલ પ્રેમની ઓળખાણ આપશેજ! પ્રેમ અચળના જેવો સ્થિર છે, ધરતીના જેવો સહનશીલતાવાળો છે અને કાળની પેઠે વધવાવાળો છે પ્રેમીક પ્રેમાભિમાની હોતો નથી કસ્તુરી મૃગ પોતાની નાભીમા તૈયાર થએલી સુગધ કયાથી આવે છે તે નહિ સમજવાથી ચારે બાજુએ વ્યાકુળ થઈને શોધે છે " નાભિકા સુગધ મૃગ નહિ જાનત ઢુડત વ્યાકુળ હોઈ " તેમ પ્રેમીક પોતાના હૃદયની સુગધ કયાથી ઉત્પન્ન થઈ અને ક્યાથી આવી તે સમજી શકતો નથી! પ્રેમીક આવી જીદગી સુધી પ્રેમ વહેચી તથા ત્યાગ કરીને પણ સમજી શકતો નથી કે પોતે શી રીતે કામ કર્યું અથવા કોઈ પણ મહાન્ કામ પૂર્ણ કર્યું નદીઓ છુપા ઝરાથી ઉત્પન્ન થઈને ધરતીના પટની પુષ્ટી કરે છે, અને ચારે તરફ સુખ શાતિ તથા રસાળતા વહેચે છે, પરન્તુ તેનો ઝરો નિરતર લોકની આખથી બહાર હોય છે, તેમ જનમડળમા સુખ તથા મગળનો સ્રોત પ્રવાહીત થાય છે, પરન્તુ એ ક્રિયા ક્રરાથી થાય છે તથા કયા તેની જન્મભૂમિ છે તે કોઈ સહેલાઈથી જાણી શકતા નથી માટીની નીચેના ઝરાની પેઠે પ્રેમ અતિ છુપી રીતે હૃદયની એકાત જગ્યાએ અજ્ઞાતવાસમા કાળ ગાળે છે!'

( નારાયણ હેમચદ્ર )

* * * *

" ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યુ જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે,

દુનિયાની જુઠી વાણી વિષે જો દુખ વાસે છે,
જરાએ અતરે આનદ ના ઓછો થવા દેજે
જગતના કાચના યત્રે ખરી વસ્તુ નહીં ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સગતે રહેજે
રહે જે શાતિ સતોષે સદાએ નિર્મળ ચિતે,
દિલે જે દુખ કે આનદ કોઇને નહિ કહેજે
રહે ઉન્મત સ્વાનન્દે ખરૂ એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે
કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે,
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તુ લેજે
અરે પ્રારબ્ધ તો ઘેલુ રહે છે દૂર માગે તો,
ન માગે દોડતુ આવ ન વિશ્વાસે કદી રહેજે,
રહી નિર્મોહી શાન્તીથી રહે એ સુખ મ્હોટુ છે,
જગત બાજીગરીના તુ બધા છલબલ જવા દેજે "

" ભદ્રે કયૌ આપકી તબીયત અચ્છી હય ? "

" જી હા મહાત્મા, હવે મને સારી રીતે આરામ છે ! આપનો મારા ઉપર અતુલિત ઉપકાર થયો છે ! આપે મને નવુ જીવતદાન આપ્યુ છે ! આપે મારો જીવ બચાવવાને વાસ્તે અનહદ શ્રમ ઉઠાવ્યો છે ! પરમાત્મા તમારૂ ભલુ કરો ! '

" परोपकाराय सतां विभूतय । એ સૂત્રાનુસાર સાધુ પુરૂષોકી જીદગી પરોપકારકે લીયે હય ! મેને કુછ નહીં કીયા ! મનુષ્યકી ફરજ હય કે મનુષ્યકુ મદદ કરના "

પ્રભો ! સત સરોવર સરિતા અને વૃષા એ ચાર જગતમા પરોપકાર કરવાને સર્જાએલા છે ! દુનિયામા જીવીને જો

કોઇ પણ પ્રાણીનું ભલુ થયુ તો જીંવ્યુ પ્રમાણ છે, નહિ તો પછી જીદગી વૃથા ભારે મારી છે ! આપ સસારનો ત્યાગ કરી પરમાત્માની ઉપાસના કરી જગતનુ કલ્યાણ વાચ્યો છો ! જગતનું જીવન સાધુ મહાત્માની તપશ્ચર્યા પર સારી રીતે નભે જાય છે !"

"ભદ્રે અભી કુચ્છ જ્ઞાન ઉપદેશ કરો ! તુમારા મુખકી બાની હમકુ બ્હોત આનદ દેતી હય ! સારે આશ્રમ આપકા આવાગમનસે બ્હોત ખુશ હય ! સબ સાધુ સતો આપકા જ્ઞાનોપદેશ સુનકર બ્હોત પ્રસન્ન હોતા હય !"

"મહાત્મા હુ પાપથી ભરેલી સ્ત્રી આપને વા મહાત્મા ઓને શુ ઉપદેશ આપી શકુ ! ઉપદેશ આપવાને વાસ્તે તો તમે લાયક છો ! આપના આશ્રમમા આવીને મારી જીદગી પવિત્ર થઇ છે ! હુ કાઈક આપના મુખથી સાભળવા ઈચ્છા રાખુ છુ !"

"નહિ નહિ મૈયા અમારા સબ સાધુ ભાઈકી જીજ્ઞાસા તુમ તૃપ્ત કરો ! તુમારી બાનીમા હમકુ બ્હોત આનદ મીલતા હય ! આપ જો સચ્ચ પૃછો તો હમ સબ તુમકુ દેવી માનતે હય !"

"હા હા મહાત્મા માફ કરો ! ક્ષમા કરો ! અઘટીત વચન ઉચ્ચારી મને પાપમા ન નાખો ! હુ એક અજ્ઞાન સ્ત્રી જાત છુ !"

"નહિ મૈયા તુમ કુચ્છ હરીકથા હમકુ સુનાઓ !"

પુલ પરથી મરણીઓ કુદકો મારી ગગામા પડેલી કુદન

તણાતી તણાતી છેક મણિકર્ણીકાના ઘાટ પર આવી, અને ત્યા ગ ગામા સ્નાન કરતા બાવાની જમાત તેના શબને ગ ગામાથી બહાર કઢી આશ્રમમા લઇ ગયા ! સાધુઓએ કુદનની સારી સારવાર કરી તેને આરામ કરી નવી જીદગી બક્ષીસ કરી ! આમ કુદન થોડાક દીવસ આશ્રમમા રહી પછી જમાતના મહાત્મા પાસે આવી પ્રણામ કરી રજા માગવા લાગી ! જમાતના મહાત્મા ભાનુશકર કે જેમને આપણે ભગવતીદાસ તરીકે ઓળખાવ્યા હતા, તે મહાત્મા કુદનને ધારી ધારીને જોતા એમના મનમા શક આવ્યો કે આ બ હેને મે ક્યાક જોઈ છે, અને તેથીજ તે શકાનુ સમાધાન કરવા સારૂ કુદનને રજા નહિ આપતા આગ્રહ ઉપર અ ગ્રહ કરી આશ્રમમા રાખી રહ્યા હતા આજ મહાત્માએ કુશીલ કાન્તાનો પણ ઉદ્ધાર કરી તેને નીતિના અને ધર્મના રસ્તે પ્રેરી ધર્મની ઘ ટા આપી અને ધ્વજ ઉપર સફેદ કાગડી લખી કાન્તાને સન્માર્ગે ચઢાવી હતી, અને આજ મહાત્મા કુદનનુ વૃત્તાત જાણવાની જીજ્ઞાસાથી કુદનને ખાસ આગ્રહ કરી રોકી રહ્યા હતા કુદન મહાત્માની જીજ્ઞાસાનુ ઉલ્લઘન કરી આશ્રમ ત જી જવાને અચકાતી હતી અને વખતો વખત ઉપકાર કરનારને તરછોડી એકદમ ચાલ્યા જવુ એ ઠીક નહિ એમ ધારી આશ્રમમા રહી પ્રભુ સ્મરણમા દિવસ નિર્ગમન કરી રહી હતી ! મહાત્મા પ્રસ ગે પ્રસગે કુદનને તેની સ્થિતિ સબ ધી પ્રશ્ન કરતા હતા, પણ કુદન એક દુ ખીઆરી અને નિર્ભાગી સ્ત્રી તરીકે પોતાને ઓળખાવી વધુ ખુલાસો કરતી નહોતી ! પોતે કયાથી આવી અને કયા જાય છે તથા તેનો શુ

નિશ્ચય છે તે સબંધી આત્મવૃત્તાત કોઇને પણ કહી બતાવતી નહિ જે કોઈ પૂછે તેને પૂછતાજ અચકાવી તે વાત અદ્ધર ઉડાવી બીજો પ્રસગ લાવી દેતી ! તે કોઇની પણ પાસે રહેવા માગતી નહોતી તથા કોઇના પણ ઉપકારમા કે આશ્રયમા રહેવા તે તલ માત્ર પણ રાજી નહોતી પણ અત્યારે લાચારીથી મહાત્માની ઇચ્છાને માન આપી આશ્રમમા અત્યાર સુધી પડી રહી હતી તેનો આશ્રમમા એક અલાયદો અને નિરાળોજ એકાન્તવાસ હતો તેના વાસમા કોઈ પણ પુરૂષથી જઈ શકાતું નહોતુ ફક્ત જમાતના મહાત્મા ભગવતીદાસજી જાતે અવાસ આગળ ઉભા રહી કુદનને અદર કહેવરાવી જ્યારે તેની અદર જવાની હા આવતી ત્યારેજ તે જતા હતા, બાકી કુદન ઘણી વાર પોતે મહાત્માની બેઠક આગળ આવી જાહેરમા એક કોરે બેસી મહાત્માની હરીકથા તથા જ્ઞાનોપદેશ સારી રીતે સાભળતી હતી ! એકાદ પ્રસગમા જ્ઞાનમાર્ગની ચર્ચામા કુદને મહાત્મા સાથે વાદમા ઉતરી જ્ઞાનમાર્ગની ઉચ્ચતા અને સત્યતા સારી રીતે સિદ્ધ કરી બતાવી હતી તેના જ્ઞાનમાર્ગના વિવાદ થીજ મહાત્માનો તથા આખી જમાતનો ઉચ્ચ પ્રેમ કુદનપર સારી રીતે થયો હતો ! જમાતમા આવતા હરીજનો તથા અન્ય સાધુ સતોનો ભાવ કુદનપર સારી રીતે દીન પ્રતિદીન વધતો જતો હતો, તે દરેકની શકાનુ સમાધાન કરતી, દરેક સાથે નમ્રતાથી સત્યતાથી અને નિડરતાથી વાતચીત કરી દરેકને સારી રીતે સંતોષ આપી શકતી હતી, આથી કરીને આશ્રમમા ટુક અરસામા એક સાધવી દેવી તરીકે તે પૂજાતી હતી ! મહા-

ત્માનો ઘણોજ ઉચ્ચ અને પૂજ્ય ભાવ કુ દન તરફ હતો તે વખતના વખત સુધી એક મુમુક્ષુ તરીકે જ્ઞાનચર્ચા સાભળવાને બેસી રહેતા હતા ઘણી વાર તે પોતાની સ્થિતી પણ ભૂલી જતા હતા અને કુ દન સાથે વાદવિવાદમા ઉતરી જ્ઞાનમા ગળી જતા હતા મહાત્મા દીવસના પ્રસ ગે એક ક્ષણ વાર પણ કુ દન વગર રહી શકતા નહોતા, ફક્ત રાતના કુ દન તેના આશ્રમના નિવાસસ્થાનમા જઇને રાત ગાળતી હતી અને સવાર થતા થતા તો મહાત્મા કુ દનને પોતાની પાસે બોલાવી લેતા હતા, તેના સારૂ રસોઇ પાણીનો સારી રીતે બ દોબસ્ત એક બ્રાહ્મણ પાસે કરાવી તેને સારી સગવડ કરી આપી આશ્રમમા એક દેવી તરીકે રાખી તેની પ્રતિષ્ઠા દીન પ્રતિદીન વધારતા જતા હતા અત્યારે દરેક જણા તેનો ઉપદેશ સાભળવા સારૂ તત્પર અને આતુર થયા હતા કુ દન પણ કેવળ શ્વેત વસ્ત્રનો નિર્મળ અને પવિત્ર સફેદ પોશાક ધારણ કરી એક સાધવી તરીકે દરેકને ઉપદેશથી બોધી, શ કાનુ સમાધાન કરી એક સરખો આન દ આપી રહી હતી ! અત્યારે દરેક હરીજનો તેની આસપાસ વીટળાઇ વળ્યા હતા, દરેકનો આગ્રહ જોઈ કુ દને ઉપદેશ આપવો શરૂ કર્યો !

" જુઓ અધ્યાત્મ જ્ઞાનને આપનારા અધ્યાત્મીક શાસ્ત્રોમા શાસ્ત્રવેત્તાઓ સાધકોને સ બોધે છે લોભનો વધ કર, જીવવાની તૃષ્ણાનો વધ કર ! ભોગવિલાસના વિચારનો વધ કર, લોભી જેમ વર્તે છે તેમ વર્ત, જે પ્રમાણે જે લોકો જી દગીને ઇચ્છે છે તે પ્રમાણે જી દગીનો સત્કાર કર, જેઓ સુખચેન અર્થેજ જીવે છે તેઓની પેઠે સુખી રહે !

હરીજનો, હવે લોભ રાખ્યાથી દરેક કર્મ કરવામા ફળની ઇચ્છા રહે છે લોભથી અદેખાઈ, વૈરાગ્યાદિ દુર્ગુણો ઉત્પન્ન થાય છે મનુ કહે છે કે જેમ અગ્નિમા ઘી હોમવાથી અગ્નિ બૂઝાતો નથી પણ ઉલટો વધારે ભડકો લઇ ઉઠે છે તેજ પ્રમાણે ઇચ્છેલી વસ્તુ ભોગવ્યાથી ઇચ્છા તૃપ્ત થતી નથી, વળી મોહ તેમ દ્વેષ એ બને ખોટા છે બને માણુસના શત્રુ છે, પણ જ્યારે માણુસ આ દ્વદ્વનું પોતા ઉપર આકર્ષણ થવા દેતો નથી ત્યારે સર્વ શોક નાશ પામે છે, અને તે સ્થિર વૃત્તિથી રહી શકે છે ઉપર કહ્યું છે કે લોભીઆની પેઠે વર્ત, વળી ગીતામા કહે છે કે સ્વધર્મ તો પાળવોજ જોઇએ, પણ તે કર્મ નિષ્કામ વૃત્તિએ ફળની કાઇ પણ ઇચ્છા રાખ્યા સિવાય કરવુ જોઇએ તેવી રીતે કરેલા કર્મ જાણે કુદરતી બનાવો હોય તેમ થઈ રહે છે અને કરનારને આ લીધે કાઇ અસર થતી નથી જેમ જળમા કમળ રહ્યા છતા તેને જળ સ્પર્શ કરતુ નથી તેમજ નિષ્કામ રહેવાથી માણુસ કર્મથી લેપાતો નથી! હવે જીવવાની તૃષ્ણા વિષે બોલીશુ શા માટે આપણે આ ઇચ્છા રાખવી જોઈએ? આપણા જીવને તો મરણુ છેજ નહી, તે કેવળ અનાદી અવિનાશી અને અજન્મ છે પરતુ જે શરીરમા વસે છે તેજ માત્ર વિનાશી અને અજન્મ છે. વળી શરીરના સબધમા પણ આવી ઇચ્છા રાખવી વ્યર્થ છે, કારણ કે જે જન્મે છે તે મરણાધીન વાળી જીદગીમા કેવા કેવા દુખો અને કષ્ટો ખમવા પડે છે તે સર્વેની જાણમા છે, વળી સગા કે મિત્રો અર્થે જીવવાને ઇચ્છવું એ પણ યોગ્ય નથી, કેમકે આપણા મરણથી તેઓ સદા કાઈ

શોક કરતા નથી યાજ્ઞવલ્કય પણ કહે છે કે સ્ત્રી પણ સ્વાર્થ બુદ્ધિથી ભરથારને પ્રિય ગણે છે અને પુત્રો પણ સ્વલાભ અર્થેજ પ્રિય લાગે છે મરણ કાળે નથી પીતા કે નથી માતા કે નથી સ્ત્રી પુત્ર સાથે આવતા, જીવને તેના કર્મ સિવાય બીજુ કાંઇ વળગતુ નથી આને લીધે જીવવાની ઇચ્છા શા માટે રાખવી? આ ઉપરથી એમ પણ ન સમજવુ કે જીવવા ન ઇચ્છતા મરણ ઇચ્છવા મંડી જવુ, મરણ કે જીવન, હર્ષ કે શોક, એ વિષે કાંઇ પણ દરકાર ગણ્યા વગર માણસ માત્રે પોતાનો જીવન કાળ ગાળવો જોઈએ આપઘાત કર્યાથી કાંઇ જીંદગી ખતમ થતી નથી માણસને ફરી ફરીને જન્મવાનું તો છેજ વળી કર્મ પણ સાથેનું સાથેજ છે, માટે શરીર છોડયાથી કાંઈ દુખનો કે કષ્ટનો અંત આવતો નથી, ખરૂ પરાક્રમ તો એમાજ સમાએલુ છે કે શરીરથી છુટવાના યત્નો કરવા કરતા ફરીથી દેહ ધારણ કરવો ન પડે એ વિષે યત્ન કરતા રહેવુ આ રીતે જન્મ કે મરણ આપણને ફરી બાધ કરતા નથી ત્યારેજ આપણે અમરપણુ પ્રાપ્ત કરીએ છીએ સુખ સગવડનો વિચાર ન રાખવો પણ તે સાથે ઉમેરે છે કે જેઓ સુખ સગવડ ઇચ્છે છે તેઓની પેઠે રહેવુ આનો ખુલાસો મનુ આપે છે 'સુખ ઇચ્છે તેણે દૃઢ સંતોષ જાળવી રાખવો સરવે ઇચ્છાઓને વશ કરવી સંતોષ એ સુખનું મૂળ છે. અસંતોષ એ દુખનું મૂળ છે પૃથ્વી ઉપર એવી કોઇ વસ્તુ નથી કે જેથી સંપૂર્ણ સુખ મળે! તેજ ખરો સુખી છે કે જે પોતાની સ્થિતી વિષે સંતોષ માની લે છે' હે મનહંસા આ પાપના મૂળને હૃદયમાથી શોધી ઉખેડી

કાઢ જેમ સાધારણ તૃષ્ણાતુર માણસના હૃદયમા રહી તે ફળ આપતુ રહે છે તેજ પ્રમાણે શ્રદ્ધાવાન ઉપાસકના હૃદયમા પણ ફળ આપતુ રહે છે બળવત પુરૂષોજ તેનો નાશ કરી શકે છે નિર્બળ પુરૂષે તો તેની ઉત્પત્તિ તેની વૃદ્ધિ અને છેવટે તેના મરણની વાટ જોવી તે વૃક્ષ યુગો પર્યંત જીવે છે અને વૃદ્ધિ પામે છે જ્યારે માણસ અગણિત જન્મનો સગ્રહ કરે છે ત્યારે તે ફુલ આપવા માડે છે સિદ્ધિમર્ગમા પેસવા ઇચ્છે તેણે આ દુષ્ટ વસ્તુને પોતાના હૃદયમાથી ખેચી ઉખેડી નાખવી જોઇએ, ત્યારે તેના હૃદયમાથી રૂધીર વહેતુ થશે, અને તેને એવુ લાગશે કે જાણે સર્વે જીદગીનો અત આવશે, પરન્તુ આ ભારે પરિક્ષામા પસાર થવુ પડશે, જે સીડીવડે અમર જીદગીના માર્ગ ઉપર જવાય છે તે ભયાનક સીડીના પ્રથમ પગથીઆ આગળજ તે ભારે પરિક્ષાનો કાળ આવે કે નહીં તો છેલ્લે પગથીએ પહોચતા આવે ! ઉપાસકે સ્મરણમા રાખવુ કે તે ખમવા શિવાય છુટકો નથી તારા જીવનની સર્વે શક્તિઓ આ કામ પછવાડે લગાડ, નહી વર્તમાનમા કે નહી ભવિષ્યમા. જીવ પણ સદા અનતમા રહે તેમ કર્યાથી આ રાક્ષસી વૃક્ષ ફુલ આપતુ બધ થશે જીદગીનુ આ દુષણ અનત સકલ્પની હવા માત્ર-થીજ ભૂસાઈ જશે !

"ભદ્રે આપકા કહેના સબ સચ્ચ હય ! મનુષ્યકુ કામના ઔર વાસના બ્હોત દુખી કરતી હય ! જબ વાસનાકા ક્ષય હોતા હય તબ મનુષ્યકુ જ્ઞાન પ્રાપ્ત હોતા હય !"

"સાધકોને શાસ્ત્ર પોકારીને કહે છે કે અહકારનો વધ

કર, વૃદ્ધી પામવાની ભૂખનો વધ કર, તો પણ એકલો અને એકાંત ઉભો રહે, કારણુ કે જે દેહધારી છે, જે કાંઈ અહંકાર ધરાવે છે, જે કાંઈ અનંતની બહાર છે, તે કાંઈ પણ તને સહાય આપશે નહી ઇન્દ્રિય સુખથી થતી લાગણીઓ ઉપરથી શીખ અને તેનું અવલોકન કર ! કારણ કે એમ કર્યાથીજ સ્વાનુભવ વિદ્યાનો તુ આરંભ કરશે, અને સીડીના પ્રથમ પગથીઆ ઉપર પગ મુકતો થશે જેમ એક પુલ પોતાની મેળે ઉગે છે તેજ પ્રમાણે તારા જીવને અનંત સમક્ષ અતિ આતુરતાથી ખીલવ અને ઉગાડ, પણ તારૂં બળ અને સૌદર્ય અને તેજ બહાર લાવવુ જોઇએ, પણ નહી કે વૃદ્ધી પામવાની ઇચ્છાથી, કારણુ કે જણાવેલી પ્રથમ રીત પ્રમાણે તુ સ્વચ્છતા અતિ ખીલવી શકશે, પણ છેલ્લી રીત પ્રમાણે જો સ્વવૃદ્ધી માટે દૃઢ ઇચ્છા ધરાવશે તો ઉલટો તુ વધારે જડ બની જઇશ !" બ્રહ્મ તો અદ્વૈત છે, પરન્તુ તે વ્યષ્ટિ અને સમષ્ટિ રૂપે ભાસે છે સર્વેનો આત્મા આ કારણથી અભિન્ન છે આજ કારણથી માણસે અહંકાર રાખી બીજા માણસોથી પોતાને જુદો સમજવો એ કેવળ મૂર્ખાઇ છે એક માણસ જે શુભ વા અશુભ કર્મ કરે તેની અસર આખી માણસ જાત ઉપર લાગુ પડે છે એકનું કર્મ આમ સર્વે બીજાના કર્મ સાથે ઓત્ પ્રોત્ થાય છે એક માણસને પાપી સમજીને તેનો તિરસ્કાર કરી દૂર રહેવુ એ કદી ક્ષમા ન થાય એવો ગર્વ છે ઉપાસકે યાદ રાખવુ કે તેનો તેમજ બીજાઓનો આત્મા શુદ્ધ છે જેવી રીતે તેનો આત્મા તેની દેહ સાથે સંબંધમા આવ્યો તેજ પ્રમાણે બીજાઓનો

આત્મા પણ તેમના દેહની સાથે સબધમા આવ્યો, અને જે નિયમ માટે તે પોતે યત્ન કરે છે તે જ નિયમ પર બીજાઓને પણ મ ડવુ જ છે, માટે તેઓ પણ સહગામી પ્રવાસીઓ છે અને સત્‌ના માર્ગ ઉપર આવવાને યત્ન કરે છે, પરન્તુ કાદવ ભરેલા માર્ગ ઉપર ચાલતા થાકી જાય છે સદ્‌ભાગ્યે જો નીતીના નિયમો પાળવાનુ ઉપાસકથી બની આવે છે તો નિયમોનો જાણુતા કે અજાણુતા ભ ગ થવાથી પેલા બીજાના પ્રવાસમા માત્ર ઢીલ પડી જાય છે, તે માટે તે તિરસ્કારપાત્ર ઠરતો નથી, પણ ઉલટો તેને દીલાસો આપવો ઘટે છે ઉપાસકે આટલો વિચાર કરવો કે હુજી તે ઉપાસક છે, અને તેના કરતા બીજા જે કેટલાક અતિ પવિત્ર પુરૂષો છે, તેઓ મહત્‌ પદ પ્રાપ્ત કર્યાથી ઉપાસકનો કાંઇ તિરસ્કાર કરતા નથી, માટે ઉપ સકે યાદ રાખવુ કે પોતાથી કોઈ હલકા પુરૂષનો તિરસ્કાર કરવાથી જેઓ તેનાથી શ્રેષ્ઠ છે તેઓ ઉલટો પોતાનોજ તિરસ્કાર કરશે. એક વસ્તુ કે માણુસ માટે તિરસ્કાર ધરાવ્યાથી દીલમા અહ કારની લાગણી ઉત્પન્ન કરી તો એક જાતનુ કર્મ ઉભુ કરાશે, કે જે કર્મવડે તે વસ્તુ કે માણુસ સાથે ઉલટો બ ધનમા આવશે, અને જ્યા સુધી તે એમ જાણુશે નહી કે આવી રીતની જુદાઈ કદી પણ રાખી શકાય નહીં, ત્યા સુધી આ બ ધનમાથી મુક્ત થશે નહીં, માટે સર્વેપર આત્મભાવ રાખવો અવશ્ય હીતકર અને સુખકર છે ! ”

“ વાહ વાહ દેખો દેવી ક્યા ઉપદેશ કર રહી હે ! જયસા ગ ગાકા પ્રવાહ વહન હોતા હય ઇસ માફક ઉનકી જ્ઞાનગ ગા

વહન કરતી હય! સાધકો એ જ્ઞાનગગામે ન્હાઓ ડુબો ઓર આત્મનિમજ્જન કરકે શુદ્ધ હો જાઓ!"

"ઉપાસકો આ પ્રમાણે સર્વપર પ્રેમ ધરાવ્યાથી જો કે ફળ તો સારૂ ની જે છે પણ સર્વે સ્થુળભૂત વસ્તુ અંતે નાશ પામે છે અવિનાશી સુખ માત્ર અવિકારીવસ્તુમાથી પ્રાપ્ત થાય છે, માટે તેવી વસ્તુનો શોધ ઉપર મંડવુ જોઈએ! હવે કયી વસ્તુ અનંત છે? તેજ વસ્તુ અનંત છે કે જે સર્વેના નાશ પામ્યા છતા પોતે નાશ પામતી નથી તે આત્મા છે પ્રકૃતિને સર્વ ઠેકાણે અંતવત અને પરતંત્ર જોઈએ છીએ, પણ આત્મા સર્વે ઠેકાણે કેવળ અને સ્વતંત્ર જણાય છે, માટે આપણને માનવાની ફરજ પડે છે કે પ્રકૃતિની–તેના સ્વે રૂપમા અસ્તિનું કારણ આત્મા છે, માટે આત્માને પુત્ર કરતા પણ વધારે પ્રિય, દ્રવ્ય કરતા પણ વધારે પ્રિય, અને સર્વે બીજી વસ્તુ કરતા પણ વધારે પ્રિય ગણવો જોઇએ, કેમકે તેજ અનંત છે, માટે અવશ્ય કરીને અધિક આત્માનું ધ્યાન ધરવા ઉપર ઉમંગથી મંડવું જોઇએ માણસ જાત પર પ્રેમ રાખી તેમનો સત્કાર કરવો, અને અનંતને પહોચવા યત્ન કરવો જોઇએ! કેમકે

"પ્રભુનુ નામ જો લે તે પ્રભુ તે શુ શીખી લેજે,
વૃથા નહિ કાળને ખોજે પ્રભુને ઓળખી લેજે!
પ્રભુનુ રૂપ આવુ છે પ્રભુનુ મુખ આવુ છે,
પરિમીત એહના કરતા ભલો થઇ દુર તુ રહેજે
પ્રભુનો ના પ્રભુ તુ થા પ્રભુના શર્ણમા રહી જા,
નકારે ના પ્રભુ તુ ગા કરી બસ એટલું લેજે
પ્રભુ છે ક્રાઇસ્ટ નેમહમન પ્રભુ છે બુદ્ધ ને જરથુસ્ત,

પ્રભુ છે પીર પયગમ્બર સદા એવુ ગ્રહી લેજે.
પ્રભુ છે રામ ને રહીમાન પ્રભુ છે કૃષ્ણ પરશુરામ,
પ્રભુ છે જીન ને અરિહત સહુને એ કહી દેજે
જગતમા નામ છે જે જે પ્રભુના છે બધા તે તે,
પ્રભુના નામની માળા પૂરી એ રીતથી કરજે
પ્રભુ છે સર્વમાં સરખો પ્રભુ છે સર્વને સરખો,
પછી તુ આ પ્રભુ આ ના કદી એવુ નહી કહેજે
પ્રભુ છે ભક્તની ભક્તિ પ્રભુ છે જ્ઞાનની શક્તિ,
પ્રભુ છે કર્મ કરનારો વિચારી એ મધુ લેજે
પ્રભુ છે યજ્ઞ રૂપે ને પ્રભુ છે દ્રવ્ય આહુતી,
બની આ જગતમા એવો પ્રતિતી તુ કરી લજે
પ્રભુ છે દીનનો બેલી કરે છે જ્દર એ વરેલી,
ભલાને એ ભલાઇમા પ્રભુને પારખી લજે
અધમને તારનારો એ ગરબો પાળનારો એ,
અપગ ઉગારનારો એ પ્રભુ ત્યા જાઇ તુ લેજે
પડે જ્યા આખથી આસુ દ્રવે જ્યા ઉર છતકાતુ,
પ્રભુના તખ્તની ત્યા ત્યા નિશાની જોઇ તુ લેજે
પ્રભુ ડાહ્યા તણો છેલ્લો પ્રભુ ઘેલા તણો પહેલો,
બની ઘેલો થઇ વહેલો મજા તુ જોઇ ત્યા લેજે
વિભુની આ વિભુતીને ન ઇતિ એટલુ કહેજે,
પ્રભુના અશમા આખા જગતને જોઇ તુ લેજે "

" જય જય ભક્તિભદ્રા આપકા જ્ઞાનકી બલિહારી હય ! આપ સાક્ષાત ભક્તિકી પ્રતિમા હય ! આપકા જ્ઞાન અગાધ હય ! આપ કોઈ દેવતાઇ અવતાર હય ! અય આશ્રમ આપ જયસા જ્ઞાનીકા નિવાસસે પવિત્ર હુઆ હય ! "

"ઉપાસકો ઇન્દ્રિયદ્વારા જે અસર મન ઉપર પહોચ્યાથી મનની સ્થિતિમા જે ફેરફાર કરે છે તેને લાગણી કહે છે માનસિક સ્થિતિમા થના આવા દરેક ફેરફારથી અ તરશ'તિને હરકત નડે છે, અને માણુસ અસ્થિર બને છે આવી મન પર થતી સર્વે અસરો બ ધ પાડવી જોઇએ, એટલુજ નહિ પણ તેઓથી કાઇ પણ લાગણી ઉત્પન્ન થવી ન જોઇએ બહારની વસ્તુઓથી ઉભી થતી લાગણીઓને અટકાવવી એટલુજ નહિ, પણ તે સાથે આપણે સભાળ લેવી જોઇએ કે આપણાથી બીજાઓના મન ઉપર કાઇ લાગણી કે અસર કરાય નહિ જે સત્ય હોય તે જ માત્ર કરવુ, અને તે પણ આપણો ધર્મ સમજીને તથા આપણા કામથી આપણા પોતા ઉપર કે બીજા ઉપર જે કાઇ અસર નીપજે તે પ્રત્યે કાઈ પણ ધ્યાન આપ્યા વગર આપણુ કાર્ય કરતા રહેવુ આપણને થતી લાગણીમા કાઇક લાભ પણ છે જ્યારે પણ આપણને લાગણી લાગે ત્યારે તે ઉપર બારીકાઈથી ધ્યાન આપીને જે કાઇ શીખવે છે તે ગ્રહણ કરવુ જોઇએ, કારણ કે આ રીતી માણુસનો જાતીસ્વભાવ જાણવાનુ ઉત્તમ સાધન પુરૂ પાડે છે અને આ રીતી અમલમા આણ્યાથી આપણી આસપાસ જે કાઈ છે તેમના સારા ગુણો ગ્રહણ કરવા અને દુષ્ટ ગુણો વર્જવા શીખીએ છીએ—મનુ ભગવાન કહે છે તેમ વિષમાથી પણ અમૃત ઉત્પન્ન થાય છે ઉપાસકે "વૃદ્ધિની ભૂખ મારી નાખવી જોઇએ" વૃદ્ધિ એટલે શરીર, સત્તા, પદવી, દ્રવ્ય, બુદ્ધિ અને સર્વે બીજી વસ્તુની વૃદ્ધિની કાઈ પણ થોડો કાળ નભે એવી જગતની કોઇ પણ વસ્તુ આપણી પાસે વધે

એવી ઇચ્છા કદી પણ ન રાખવી આટલુ ધ્યાનમા રાખવુ કે વૃદ્ધિ પોતાનામા તો (અને નહિ કે લોકમા મોટાઇ જણાવા માટે કે કોઇ બીજા અર્થે) સ્તુતિપાત્ર છે દૃષ્ટાંત તરીકે એક પુષ્પ ઉગે છે પણ પોતે તે જાણતુ નથી કે તે ઉગે છે, અને વળી તે કાંઇ પોતાનુ સૌંદર્ય દેખાડવા માટે કે કાંઇ પણ બીજા પોતાને ગમતા હોય એવા હેતુ અર્થે ઉગતુ નથી, તે ઉગે છે અને અતિ આતુરતાથી ઉગે છે, તે આટલાજ માટે કે જાણે હવામા પોતાની પાખડીઓ ખુલ્લી મુકે ઉપાસકે પણ આજ પ્રમાણે ઉગવુ જોઇએ તેણે નિયમસર માત્ર પોતાના ધર્મ તરીકે ઉગવુ જોઇએ, એને તે પણ સહજ પણ મોટાઇ કે વડાઇ દેખાડયા વગર અને માત્ર જ્ઞાનની હવામા પોતાનો જીવ ખુલ્લો મુકવા માટેજ ! જેમ કુદરતજ ફુલનું બળ અને સૌદર્ય ખીલવે છે અને નહિ કે ઉગવાની ઇચ્છા તે જ પ્રમાણે વૃદ્ધિ પામવાની ઇચ્છાએ નહિ પણ કેવળ અન તેજ ઉપાસકનુ બળ અને સૌદર્ય ખીલવવુ અને વધરવુ જોઇએ જે કાંઇ સર્વે અન ત છે તે જ માત્ર શુદ્ધ આન દનું મૂળ છે, અને જ્યારે અન તથી માણસનુ બળ અને સૌદર્ય ખીલે છે ત્યારે તેઓ સ પૂર્ણ શુદ્ધ બની રહે છે, પણ જો કાંઇ સ્વાર્થી ઇચ્છાથી આ પણ બળ અને સાદર્ય ખીલવીએ છીએ તો એમજ કહેવાશે કે આપણે એક ક્ષણભ ગુર હર્ષ ઇચ્છીએ છીએ અને આ ઇચ્છા જો વાર વાર થવા માડી તો આપણને વિષયાસક્ત બનાવી ખરી ચિત્તશુદ્ધિને ભારે હાનીકારક થઇ પડે છે હવે ઉપાસકે શા માટે આવી દુનિયાઇ ઇચ્છાઓ મૂકી દેવી જોઇએ તેનુ ખરૂ કારણ આ છે,

પાશ્ચાત્ય વિદ્યાએ પુરવાર કર્યું છે કે માણસનુ સ્થૂલ શરીર પોતાનામા રહેલા પરમાણુઓ નિરતર બદલ્યા કરે છે જો તે પોતાની ઈચ્છાઓને તૃપ્ત કરવામા અટકાવ કરતો રહે તો ચોક્કસ વખત પછી જે પરમાણુઓ તેનુ આગળનુ વિષયાસક્ત શરીર બનાવી રહ્યા હતા, અને જેમના ઉપર દુષ્ટ અક્ષરોની છાપ પડી હતી તેઓ સર્વ બહાર નીકળી જશે આ સમયે આવી વિષયી લાગણીઓ બધ પડવાથી નવા પરમાણુઓ આવના થશે તેઓ વધારે શુદ્ધ અને આ દુષ્ટ અસર વગરના આવતા રહેશે આ રીતે ચોક્કસ દુર્ગુણો થી દુર રહેવામા આવુ ખાસ પરિણામ નીપજે છે તોપણ વળી બીજુ સાધારણ પરિણામ આ નીપજશે કે માણસનુ શરીર ઓછુ સ્થુલ થઈ રહેશે, કેમકે શરીરમા હવે વધારે સૂક્ષ્મ અને વધારે સ્વચ્છ પરમાણુઓ આવી રહેશે જો કોઈ પણ પરમાણુ કે અવયવ કે ઇદ્રીઓ ઝાઝો વપરાશ ન થાય તો તેઓ શૂન્ય મારી જઈ પોતાની શક્તિ ખોઇ બેસે છે, આ થી ઉપાસકે ધ્યાનમા રાખવુ કે જેમ કર્મ શુદ્ધ હોવુ જોઇએ તેમ મન પણ શુદ્ધ રહેવુ જોઈએ. પાપી અને વિષયી વિચારોથી અતિ સભાળ રાખવી, કેમકે વિચારમા પણ ગતિ છે માણસનુ સૂક્ષ્મ શરીર પણ પરમાણુઓનુ જ બનેલુ છે અને વિચારો ની અસર પ્રથમ તેમને પહોચી તેમની મારફતે સ્થુલ શરીરના પરમાણુઓ ઉપર આવી પડે છે વળી કુદરતનો કાયદો ઉરકેરે છે કે જો એક વાર એક ક્રિયા કરી તો તે ક્રિયા ફરી કરાય એવી તેમા સ્વભાવિક લાગણી રહી જાય છે. વળી ચોક્કસ કામો સ્વચ્છ વિચારને પ્રતિકૂળ એવી શારી-

રિક સ્થિતિ ઉત્પન્ન કરે છે અને તેથી ચિત્તશુદ્ધિને વિઘ્ન નડે છે હૃદયમા વિષયી ઇચ્છા રાખીને બહારથી નીતિમાન રહેવુ તે નિરૂપયોગી છે, માટે અ તર અયોગ્ય ઇચ્છાને નાબુદ કરવી એજ માત્ર આવશ્યક છે, તે વગર બહારથી નીતિમાન રહેવાને ડોળ ઘાલવો એ એક જાતનો ખુલ્લો ઢોગ છે, દ ભ છે અને પાપ છે! જ્યા આત્મા માટેજ ઇચ્છા હોય છે અને જ્યા બીજી કાઇ ઇચ્છા હોતી નથી, ત્યા કાઇ પણ શોક નથી હવે આપણે ઉપર કહી ગયા કે ઇચ્છા માત્ર હોવી ન જોઇએ નિરલ મ ઉપનિષદ્ કહે છે કે સ સારમા રહેવાની ઇચ્છા કે સ સારમાથી નિવૃત્ત પામવાની ઇચ્છા એ બ ને ઇચ્છ એ જ છે કાઇક રમુજમા સત્ય રીતે કહીએ તો ‘ કાઇ પણ ન ઇચ્છવાની ઇચ્છા રાખવી ’ એ પણ ઠપકાપાત્ર છે આ ઉપરથી રૂપ મકે જાણવુ જોઇએ કે જ્યારે તેને કહેવામા આવે છે કે તેણે જીવ અર્થ આ કે પેલી ચીજ ઇચ્છવી, ત્યારે તેનો હેતુ આ છે કે તેણે એવી રીતની વર્તણુક અખત્યાર કરવી કે જે પોતાની મેળે, તેની પોતાની કઇ પણ ઇચ્છા વગર તેની ચિત્તશુદ્ધિને સ્હાયકારી નીવડે અને આ લીધે જે પણ કાઇ શુભ કર્મ કરવામા આવે તે ધમ તરીકેજ કરવુ જોઇએ, કેમકે તેમ કરવાની આપણી ફરજજ છે, અને તેમ કરવુ અવશ્ય પણ છે અને નહિ કે કાઇ ફળ કે લાભની ઇચ્છાથી કે વળી મોક્ષની ઇચ્છાથી, પણ ગીતા સુત્ર મુખથી ગાઇને ‘ **कर्मण्ये वाऽधिकारस्ते मा फलेषु कदाचन ।** ” કહીને કરવુ જોઇએ! હવે તમને સ્વાભાવિક શ કા ઉદ્ભવ થાય કે ‘ ઇચ્છા વગર કે માગ્યા વગર મોક્ષ કેમ મળે ’ તો તેનુ

સમાધાન ઋગવેદનું ૭ મુ મંડળ ૪૯ સુક્ત અને ૧૨ મંત્રથી જણાવું છુ કે 'જેમ ઉર્વારક ફળ જેવુ સંપૂર્ણ પાકી રહે છે કે તેવુ જ પોતાની મેળે શાખા પરથી તુટી પડે છે' તે જ પ્રમાણે જે પુરૂષ મેક્ષ લાયક છે તેને મોક્ષ પાસ થાય છે વિષ્ણુપુરાણ પણ કહે છે કે 'બ્રહ્મ રૂપ પરમાત્માનુ ચિન્તન કરતા બ્રહ્મને ચિન્તન કરનારને જેમ લોહચુંબક આકર્ષણ શક્તિ વડે પાસેના લોહને પોતા પ્રત્યે ખેચે છ તેમ ખેચી પોતાના સ્વરૂપમા મેળવી દે છે' એટલે "જબ નર કરની કરે તબ નર નારાયણ હોત" એ સૂત્રાનુસાર લાયક મુમુક્ષુને મોક્ષ કુદરતીજ પ્રાપ્ત થાય છે!"

ભજનમા મગન રહેના રામ,
સતો લગી લગન બરીઆઇ -ભજનમે -૦
દયા ધર્મકા મુલ હે પાપ મુલ અભિમાન
તુલસી દયા ન છાડીએ જબ લગ વટમે પ્રાન-૦
સાહેબકા ઘર દુર હય જયસી લબી ખજુર,
ચડે સો ચાખે પ્રેમરસ ગીરે સો ચકનાચુ૦ -૦
ભજનમે મગન રહેના રામ -સતો૦
રીયાવર રામચદ્રકી જય! શીયાવર રામચદ્રકી જય!'

આ પ્રમાણે જબરી રામધુન અને ભજનની લ્હે ચાલી રહી આખા આશ્રમમા આનંદ છવાઈ રહ્યો, હરીજનો હરખમા આવી તાળી પાડી પાડી ભજન લલકરવા લાગ્યા, અને ચૌગર દમ જ્ઞાન ભક્તિનો ધ્વની છવાઈ રહ્યો, આ અરસામા કાશી અને તેની નજીકના ગામમા ઉપદેશ અને વ્યાખ્યાન કરી કરી સફેદ કાગડી કાન્તા ધર્મની ઘટા વગાડતી વગાડતી આશ્રમમા

આવી, અને મહાત્માની ઇશારત થતા એક આસનપર બેસી ભજન સાભળવામા નિમગ્ન થઇ, એવામા કુદરતી હીરાલાલ અને જયરામ શેઠ કુટુબ સહીત ફરતા ફરતા ભજન સાભળી મહાત્માના દર્શન કરવા સારૂ આશ્રમમા આવી ચઢયા ! સત સાધુઓના સમુદાયની વચ્ચે દેવી સમાન એક યોગીની ભદ્રાને ઉપદેશ આપતી જોઈ શેઠ તથા હીરાલાલ પળવાર અચબામા પડી આ આશ્ચર્યમા ગરકાવ થઈ ગયા, અને મઠના મહાત્માની ઇશારતથી આસન પર બેસી ભજન ધુન શ્રવણ કરવા લગ્યા ! હીરાલાલ યોગીની ભદ્રાને જોઇ ઘણોજ વિસ્મય થઈ ગયો, અને વિસ્મય થતાની સાથે મોહ પામી અતરમા અતિ ઉંડા વિચાર કરી કરી યેગીનીને ધારી ધારી ઓળખવા લાગ્યો ! જેમ જેમ ધારી ધારીને જોતો ગયો તેમ તેમ તેના અતરની શકા પ્રબળ ને પ્રબળ વધતીજ ગઈ, અને યોગીની તેજ કુદન હોવી જોઇએ એવા મનોવિચાર પર કલ્પના બાધી યોગીનીને નિહાળવા લગ્યો યોગીની પણ પળવાર હીરાલાલ સામુ તાકી તાકીને જોઇ રહી, અને કાક કાક વિચારના પડી વમળમા શુ થાવા લાગી ! તેણે મનને ઘણુ જ રોકી રાખ્યુ, પણ બળાત્કારે મન હીરાલાલ ભણીજ જવા લાગ્યુ, છેવટે મનને મારવા તેણે પુન વ્યાખ્યાન આપવુ શરૂ કર્યુ !

"હરીજનો હવે જ્ઞાન શુ કહે છે કે હે મનહસા 'હવે માર્ગ શોધી કાઢ, માહે ભરાઇને માર્ગ શોધી કાઢ, બહાર હીંમતથી આગળ વધીને માર્ગ શોધી કાઢ !' હવે ઉપાસકે પહોચવાની જે નેમ અનત તે એકજ છે, પરન્તુ ત્યા જઈ પહોંચ-

વાના માર્ગ એકથી વધારે છે, સાધારણ રીતે એમ કહી શકાય કે માર્ગ બે છે, એક માણુસ જાતની અંદર અને બીજો બહાર ! બાકીના બીજા માર્ગો આ બે મુખ્ય માર્ગના ફાંટાઓ છે, મૈત્રેય ઉપનિષદ્ કહે છે કે ‘ છેટેના સૂર્ય મધ્યે જે સુવર્ણમય સત્ પ્રકાશે છે અને જે માણુસના હૃદય કમળમા છે, ’ તે બંને અભિન્ન નથી હૃદય કમળ એટલે આકાશતત્વ જે સકળ સૃષ્ટિમા માણુસના હૃદય સુદ્ધાંતમા વ્યાપી રહેલુ છે, માટે માણુસના હૃદયમા વ્યાપી રહેલા કે વિશ્વના વ્યાપી રહેલા એ બંને આકાશને કમળ કહી શકાય, દરેક કમળ પોતાની પાંખડીઓ ધરાવે છે એટલે કે દશે દીશાઓ દર્શાવે છે હવે અનંતને બે મુખ્ય માર્ગે શોધી કાઢવાનું છે, એક તો માહે ભરાઇને અને બીજુ બહાર આગળ વધીને યુગો પર્યન્ત દુર્ગુણો સામે યુદ્ધ કરતા અને દુર્ગુણો છોડતા મળેલો જય આપણે માટે શુભ અસર ઉત્પન્ન કરશે, અને ભવિષ્યમા શુભ કર્મ આસપાસ વીટળાય એવુ એક કેંદ્ર કે મધ્યબિંદુ બનાવી મુકશે, અને આપણી માહે રહેલો જીવ આપણે માટે આ ગુપ્ત ધન જાળવી રાખશે આજ ધન હાથ કરવાનું છે ‘ કોઈ પણ એકજ રસ્તે આ માગ શોધીશ નહીં દરેક સ્વભાવને માટે એક રસ્તો છે, જે તેને માટે અતિ અનુકુળ દીસે છે ’ જો કે માણુસના શરીરો અને આત્મા ઘણે પ્રકારે મળતા છે તોપણ યુગોના યુગો પર્યન્ત તેઓ જે શુભ વા અશુભ કર્મનો સંગ્રહ કરે છે તેથી દરેક માણુસમા એટલો તો ફેરફાર થાય છે કે કોઈ પણ બે માણુસ તેમની બુદ્ધિ કે નીતી તરફ જોતાં બધી રીતે મળતા આવતા નથી, તે એટલે

સુધી કે આપણે પુરી ખાત્રીથી કહી શકીએ કે દરેક માણસનો સ્વભાવ જુદો છે, બલકે દરેક બીજાના સ્વભાવથી બદલાઇ ગયો છે આ લીધે જે માણસ એક માર્ગે ચાલી શકે તે બીજા માણસને કદાચ જશનું ફળ થઇ પડે ! શ્રી કૃષ્ણ પરમાત્મા પણ કહે છે કે ' મનુષ્ય પોતાની પ્રકૃતીને અનુસરાને ચાલે છે પ્રાણી માત્ર પોતાની પ્રકૃતી પ્રમાણે વર્તે છે ' એ પછી ઉમેરે છે કે દરેક માણસે પોતા માટે પોતાની ખાસ અવસ્થાને અનુકુળ આવે એવો માર્ગ શોધવો, અને જે ધર્મ એટલે કે મોક્ષપદ પ્રાપ્ત કરવા સારૂ ધારેલી રીતી, દરેક પુરૂષ આમ પોતાને માટે અખત્યાર કરે છે તે જો કે બીજાના ધર્મ કરતા ઉલટો હોય અને જો કે તે પારકો ધર્મ ગમે તેવી સારી રીતે પાળવામા આવે તો-પણ સ્વધર્મ તેથી ઉત્તમ છે આ પ્રમાણે આપણી પ્રકૃતી અવસ્થાને અનુકુળ એવો ધર્મ પાળતા મરણ પામવુ એ ખરેખર ફળદાયક છે અને પરધર્મ પકડવાથી ઉલટા ભયંકર પરિણામો નીપજે છે કેમ કે, ' स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावहः॥' માટે દરેક પુરૂષે પોતાના માટે એક માર્ગ શોધી કહાડવાનો છે ! માત્ર ભક્તિથી, કે માત્ર ધાર્મિક ધ્યાનથી કે માત્ર દૃઢ અભ્યાસથી કે માત્ર સ્વસોગજનક શ્રમથી કે માત્ર જીદગીના બારીક અવલોકન વડે માર્ગ જડતો નથી ! મુડક્ય ઉપનિષદ્‌મા કહે છે કે કોઈ પણ પુરૂષ બળ વગર માત્ર વૈરાગ્યવડે કે માત્ર ભક્તિવડે કે માત્ર જ્ઞાનવડે આત્માનુભવ પ્રાપ્ત કરી શકતો નથી, પણ જો બુદ્ધિમાન પુરૂષ આ સર્વે ઉપાયો સાથે યત્ન કરે છે તો તે બ્રહ્મસ્થાને પહોચે છે. મનુ પણ કહે છે કે દરેક ઇંદ્રી વશ થવી

જોઇએ, નહિ તો જેમ પાત્રમા એકજ છીદ્ર હોય તો સર્વે જળ ખાલી થઇ જાય છે તે જ પ્રમાણે જો એક પણ ઇંદ્રી વશ કર્યા વગર રહી ગઇ તો સર્વે દિવ્યજ્ઞાન ખોઇ દેવાય છે પણ જ્યારે વૈરાગ્યજ્ઞાન વગેરે સર્વ પ્રકારના યત્ન સામટા થાય છે ત્યારેજ આનદ અને મોક્ષ મળી શકે છે ! કેમકે શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે ' જો કે તુ કદાપી સર્વેથી અત્ય ત પાપી હોય, તોપણ જો જ્ઞાનરૂપી નૌકા પર આરૂઢ થઇશ તો પાપસમુદ્ર પણ તરી જવાને સમર્થ થઇશ હે અર્જુન, જેમ પ્રદીપ્ત અગ્નિ કાષ્ટને ભસ્મરૂપ કરે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને બાળી ભસ્મ કરે છે

હે હ સા જે તારા અ'તરમા છે તે જ માત્ર ઇચ્છ જે તારી બહાર છે તે જ માત્ર ઇચ્છ જે અપ્રાપ્ય છે તે જ માત્ર ઇચ્છ, કારણ કે અ તરમા જગત જ્યોતિ છે માર્ગ ઉપર માત્ર આજ જ્યોતિ પ્રકાશ નાખે છે જો અ'તરમા તે જોવાને તુ અશક્ત છે તો બીજે કયાયે જોવુ નિરૂપયોગી છે તે તારી બહાર છે, કારણ કે જ્યારે તુ તેને પહોચીશ કે તુ પોતારૂપ રહેશે નહિ. તે અપ્રાપ્ય છે, કેમકે તે સદા દૂરની દૂરજ જતી રહે છે. તુ પ્રકાશમા પેસી શકીશ, પણ કદી પણ જ્યેતિને અડકી શકીશ નહિ. હવે જે ઉપાસકની અ દર, તેની બહાર અને સર્વે બીજે સ્થળે છે, અને જે અપ્રાપ્ય છે તે અન ત છે સર્વ જગ્યાએ જેની ઇચ્છ કરવી જોઇએ અને જે શોધી કાઢવુ જોઇએ તે અદ્વૈત અન ત છે તેની સર્વવ્યાપક્તા ઉપ સકના ધ્યાન ઉપર ઠસાવવા માટે તેને અ દર બહાર વગેરે જણ વ્યુ છે જે ઉપાસકની અ દર છે તે પરમાત્મા છે. તે જ સત્યનું સત્ય છે તે જ મહા પ્રકાશ છે

ઉપાસકે આજ પ્રકાશ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ જો તે યત્ન નિષ્ફળ નિવડ્યો તો બીજે ક્યાયે પણ તે જડવાનો નથી પણ જો તે યત્ન સફળ થયો તો સર્વ બીજે ઠેકાણે તે પ્રકાશ દેખાતો થવાની આશા રહેશે; કેમકે ઉપનિષદ્‌મા કહે છે તેમ 'જે આપણા માટે છે, તેના દર્શન વડે, શ્રવણ વડે, મનન વડે અને ધ્યાન વડે, સકળ વિશ્વ જાણવામા આવે છે' તેનું કારણ આ છે કે 'જે પ્રકાશ માણસમા છે તે જ પ્રકાશ તેની બહાર આ આકાશ ઉપર, સર્વ ઉપર, સર્વોત્તમ લોકની પણ ઉપર કે જેની પર બીજો કોઇ પણ લોક નથી ત્યા પણ પ્રકાશે છે' છાંદોગ્ય ઉપનિષદ્‌ જણાવે છે કે જો ઉપાસક માત્ર અંદર જોઇને બહાર નથી જોતા તો તેનો શ્રમ નિરૂપયોગી થઇ પડે છે જે ઇચ્છાવાનું તે અનંત છે અને એ નીચે ઉપર પાછળ આગળ જમણે પાસે અને ડાબા પાસે છે આ સર્વે અનંતજ છે 'બહાર છે' જો તે માણસ કે વસ્તુની બહાર ન હોય તો અનંત કહેવાયજ કેમ? જ્યારે ઉપાસક જે તેની અંદર અને વળી બહાર છે તે જોવાનો યત્ન કરે છે ત્યારે અનંતમા સમાઇ જાય છે અને ત્યારે તે અનંતનો મહા સંકલ્પ સમજતો થાય છે અને આમ કર્યાથી તેના મહાભારત કાર્યમા જય પ્રાપ્ત કરવાની આશા રહે છે અનંત એ પરમાનંદ છે જે કોઇનો અંત છે તેમા આનંદ સમાયલો નથી. અનંત માત્ર આનંદ છે અમે આ અનંતનેજ ઇચ્છીએ છીએ અને જાણીએ છીએ, એટલા સારૂજ જ્ઞાનીઓ ગાય છે કે,

"હૃદયનું રક્ત કાઢીને લખીશ લેખો પ્રતિજ્ઞાના,
સદા આશા ધરીશું શિર પર અમારા છું ધરી ત્યારે.

નથી શકા કથન માહિ કથાતુ સર્વ હિત માટે
સમર્પણુ સર્વ પોતાનું અમારો તુ થશે ત્યારે.
કરીશ જો પ્રાણુ આહુતી અમારા ધર્મને માટે,
મરણની રહે નહિ પરવા અમારો તુ થશે ત્યારે
ગમે તે થાઓ તો પણુ થુ રગેરગમા તુહિ સાચો,
ધરે પરમાથથી પ્રેમજ અમારો તુ થશે ત્યારે
કહુ તે સત્ય કરવાનુ પ્રયોજન પૂછવુ નાહ કઇ,
પટતર નહિ પડે જો પ્રાણુ અમારો તુ થશે ત્યારે.
પરે તે દુ ખ સહેવાના ઘણા દુ ખો સુખાર્થે સહુ,
ઘણો ગભીર ધન્ય થાશે અમારો તુ થશે ત્યારે
નવા ધડ પર શિરજ લખી અમારી ભક્તિમા મસ્તાન,
ધન્ય થાશે કપટ ત્યાગી અમારો તુ થશે ત્યારે
ફળો ની આશ રાખ્યા વિણુ અધિકારે કરીશ કાર્યા,
જગત વાણી ગણીશ નહિ કઈ અમારો તુ થશે ત્યારે
જગતને અન્યવત દેખીશ અમર એક હસને દેખીશ,
સ્વભાવે સહુ થતુ દેખીશ અમારો તુ થશે ત્યારે
ધરીશ શીરપર પ્રભુ જ્યારે અપેક્ષાઓ સકલ સમજે,
અલખ જ્યોતિ પ્રગટ કરશે અમારો તુ થશે ત્યારે
લઘુતા વા પ્રભુતામા સદા સાક્ષી થઇ રહેવુ,
તજીશ હુ તુ તણા ભેદો અમારો તું થશે ત્યારે ”

“ બોલો રામચદ્રદેવની જય ! કાશીવિશ્વનાથ મહાદેવની જય ! ગગામૈયાની જય ! ”

“ હર હર મહાદેવ શભો કાશીવિશ્વનાથ ગગા,
કાશીવિશ્વનાથ ગગા કાશીવિશ્વનાથ ગગા—હર હર. ”

સર્વ સત સમાજ ભજનની ધુન ગાતો ઉભો થયો, અને

ધીમે ધીમે એક પછી એક સત મહાત્માઓ ભગવતીદાસ મહાત્માને અને ભક્તિભદ્રાને નમન કરતા કરતા એક પછી એક એમ સો સૌના સ્થાનકે વિદાય થવા લાગ્યા ! આશ્રનના સાધુઓ પ્રણામ ઉપર પ્રણામ કરી આશ્રમમા સો સૌના સ્થાને ચાલ્યા ગયા, ધીમે ધીમે બહારના હરીજને પણ નમસ્કાર ઉપર નમસ્કાર કરી એક પછી એક વેરાવા લાગ્યા, છેવટે મહાત્મા પાસે જયરામ શેઠ અને હીરાલાલ આવ્યા અને તેમને વદન કરી હાથ જોડી ઉભા રહ્યા ! ભાગીરથી અને જમના શેઠાણી ભક્તિભદ્રાના ચરણુમા પડી સાષ્ટાગ દડવત પ્રણામ કરી હાથ જોડી સામે ઉભા રહ્યા, શેઠ પણ ભક્તિભદ્રાને વદન કરી મહત્મા પાસે હાથ જોડી ઉભા રહ્યા, ફક્ત હીરાલાલજ ભક્તિભદ્રાને વદન નહિ કરતા મહાત્માને વદન કરી શેઠ જોડે વાત કરવા લાગ્યો, મહાત્મા હીરાલાલના ભેદને અતરમા છુપી રીતે કળી ગયા અને કાક શકાશીલ દૃષ્ટિથી હીરાલાલ ઉપર બારીકાઈથી તપાસ કરવા લાગ્યા અને તેને પગથી માથા સુધી બહુજ ઝીણી દષ્ટિએ નિહાળવા લાગ્ય, હીરાલાલ પણ સમજી ગયો કે ભક્તિભદ્રાને વદન નહિ કરવાથી મહાત્માને કાક ખોટુ લાગ્યુ છે પણ તે તેના હૃદયની શકાશીલ વાતને અદ્ધર ગળી જઈ અન્ય પ્રસગ કાઢી મહાત્મા તથા શેઠને અન્ય વિષયમા દોરવાને પ્રયત્ન કરવા લાગ્યો, ત્યા બટકબોલી ભાગીરથી ઝટ વચમા બોલી ઉઠી અને મહાત્માની શકાને સબળ કરી રગમા ભગ પડાવા તત્પર થઈ !

" હીરાલાલભાઈ ! આજનુ વ્યાખ્યાન ઘણુંજ ઉત્તમ થયુ !

ભક્તિભદ્રાનો ઉપદેશ ઘણોજ ઉત્તમ છે. તેમનું જ્ઞાન તમારા જેવું ઉચ્ચ અને સંસ્કારી છે! અહો તમે તો તેમને પગે પણ ન લાગ્યા! તેમને પ્રણામ કરવા ભૂલી ગયા! કે અમારા પહેલા તેમને વંદન કરી સૌની આગળ આવી ઉભા છો?"

"બહેન મહાત્માઓને તો સર્વદા નમસ્કાર છે! જ્ઞાનીઓને સર્વદા મારૂં વંદન છે! હાથ જોડેજ વંદન થાય છે એમ નથી, પણ હૃદયથી વંદન કરી શકાય છે! જ્ઞાન સર્વદા વંદન કરવા જોગ છે!"

"અચ્છા બાબા મેં પન તુમારાપર શંકાશીલ હોતા હુઉં આપકું મેં અંતરમેં અભિમાની ધારતા હુઉં! એ ભક્તિભદ્રાકું સારે સંત નમન કરકે ચલ ગયા, ઔર આપ અકેલા અડગ હોકર અમ રી સામને હાથ જોડકર ખડા રહા હય! ઉસપરસે મેરેકું કુછ અંદેશા ઉત્પન્ન હોતા હય! આપકું મેં એક સૂત્ર સુનાતા વો સૂનો! पुनास्थान गुणीनाषु म च लिङ्ग न च वय॥ ગુણવાન પુરૂષોકી પુજાકે લીયે ઉસકી વય ઓર જાતકા વિચાર કભી ન કરના! જ્ઞાનીમે પુરૂષ ઔર સ્ત્રી ગમે તે હો મગર ઉસકા સત્કાર કરનેમેં કુછ શંકાશીલ નહી હેના!"

"મહાત્મા મેં આપને પ્રથમજ જણાવી દીધું કે હું જ્ઞાનીને સર્વદા વંદન કરૂં છું! મુમુક્ષુઓ અને હરીજનો તથા શ્રોતાઓ ધીમે ધીમે જ્ઞાનના સંસ્કારી થતા જાય છે, જ્યારે તેમના હૃદયમાં જ્ઞાનના તથા ભક્તિના સંસ્કાર પડે છે ત્યારેજ તેઓ જ્ઞાનીઓને ઓળખતા થાય છે, જેમ જેમ તેમના હૃદયમાં જ્ઞાનીઓની ઓળખાણ થાય છે તેમ તેમ હૃદય સદા વંદનમાજ

ડુબાડુ જાય છે અહંકારના આડંબર જોવાથી કાંઈ પણ જરૂરી-આત જણાતી નથી, હું ભક્તિભદ્રાના ઉપદેશથી ઘણોજ પ્રસન્ન થયો છું તેમના જ્ઞાનને વાસ્તે મારો ઘણોજ ઉંચો મત છે! એમનો ઉપદેશ સાભળી હું ઘણો અચબાના પડી ગયો છું, ઓહો વિશ્વમા આવી જ્ઞાની સ્ત્રી ઉપદેશકો પાકે છે? અરે જેને મોટા સત મહાત્માઓ પણ ચરણમા પડી પડી વદન કરે છે આ વિચારમા તલ્લીન થએલો હું તરતજ ભજન બધ થવાથી ઉભો થયો અને આપના ચરણમા આવી નમસ્કાર કરી આપની સામે આવીને આનદમા નિમગ્ન થઈને ઉભો છું, મહાત્મા જો મારો કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરો, હું એક બાળક છું!'

"નહીં નહી ભૈયા તેરા કુચ્છ અપરાધ નહી હય, મનુષ્યકી ભૂલ હો જાતી હય! ગુસ્સે મત હોના! હૃદયમા કુચ્છ દીલગીરી મત કરના!"

"મહાત્મા આ તમારો પ્રશ્નજ અછાજતો છે શ્રોતા હરીજનો અને સાધક ઉપાસકો જેમ જેમ સસ્કારી થાય છે તેમ તેમ તેઓ વિનયશાળી ભક્તિવાન, નીતિવાન અને ધર્મિષ્ઠ બને છે, આપનો એમા કાંઈ અવિનય નથી, મહાત્માનું કહ્યુ કંઈ પણ અતરમા ધરશો નહી, એમણે સ્વભાવિક પ્રશ્ન કર્યો છે!'

"હા હા ભક્તિભદ્રા હવે આ વાદવિવાદ જવા દો મહાત્મા જો કાંઈ અમારાથી અપરાધ થયો હોય તો ક્ષમા કરો, આપ સત મહાત્મા છો અને અમે અલ્પજ્ઞ સસારી માયાવી જીવો છીએ, અમે તો ભૂલ ભરેલા કરવા માટે [illegible]

૮—૨૬

આવ્યા છીએ. ગંગા પર ન્હાતાં ન્હાતા આપના ભજનનો ધ્વ અમારા હીરાલાલના કાનમા પડ્યો એટલે તે તરતજ અમને તમારા દર્શન સારૂ અહીં દોરી લાવ્યા છે સર્વેથી વધારે સસ્કારી અને અધિકારી હીરાલાલ છે, અમે તો મહાન પાપી છીએ! કાશી સુધી લાવનારજ આ પુરૂષ છે, એમણે અલ્પ વયમા ઘણુજ જ્ઞાન સપાદન કર્યું છે, તે મહા ભાગ્યશાળી સસ્કારી અધિકારી વિદ્વાન ગુણવાન અને નિતીવાન ધર્મિષ્ઠ છે. આ વખતે આવી નજીવી ભૂલ તેમનાથી કેમ થઈ તે કાંઈ મારા કળી શક્યામા આવતુ નથી!"

' શેઠીઆ તુમારા કહેના સબ સચ હય! જયસા સસ્કારી ઓ પુરૂષ હય, વયસી સસ્કારી યે ભક્તિભદ્રા હય! હમ સબ લોક ઉનકુ આશ્રમકી દેવી માનતા હય! વો બડી જ્ઞાની ધ્યાની નિર્માની ઓર ધર્મનિષ્ઠ હય! ઓ ગગા નદીમે એક દીન અમારા સત મહાત્માઓકા સુભાગ્ય કે લીયે ઓર આશ્રમકા ઉદય કરનેકે લીયે તણાતી તણાતી શબવત્ સ્થિતિમા દ્રષ્ટીવાન હુઈ! હમ સબ સાધુ સત મીલકર ઉનકુ ગગામેસે કાઢકે આશ્રમમા લા કર ઉનકી આસનાવાસના કી, જબ અચ્છી હુઈ ઓર યે જ્ઞાની દશાકુ પામ કર હમ સબ લોકકુ જ્ઞાનકા ઉપદેશ કર રહી હય!"

" મહાત્મા તમને જેવી રીતે આ ભક્તિભદ્રા દેવી ગગા નદીમાથી પ્રાપ્ત થયા છે, તેવી રીતે આ હીરાલાલ દેવ પણ અમને દરિયા કીનારેથી શબવત્ સ્થિતીમાજ પ્રાપ્ત થએલા છે. તેમની પણ અમે સેવા ચાકરી બરદાસ કરી આ સ્થિતીને અમે પ્રાપ્ત

કરી શકયાં છીએ ! ”

“ વાહ વાહ વાહ વાહ અબ તો બ્હોત અચ્છા હુવા ! શેઠ આઓ ઇધિર બેઠો ! આજ રોજ ચે આશ્રમમે મુકામ કરના, ઔર કલ પ્રસાદ લે કર જાનેકી મરજી હોવે તો જાના ! હીરાલાલભાઇ હમકુ માફ કરના ! ”

‘ અરે હા હા મહાત્મા એમા માફ શુ કરવાનું છે ! આપ ત્યાગી છો અને અમે રાગી છીએ, આપ જોગી છો અને અમે સંસારી છીએ ! સમસ્ત સંસારી જીવો યોગીઓને વંદન કરવા વાસ્તે સરજાએલા છે ! હવે આ વિષયનું સ્પષ્ટીકરણ જવા દો ! સાધુ વૈરાગી અને ત્યાગી એ ત્રણ વંદન કરવાનેજ લાયક છે ! જુઓ અમારા જયરામ શેઠની ઇચ્છા આવતી કાલે તમામ સાધુ સંત મહાત્મા અને એકદર આખા આશ્રનવાસીઓને ભોજન આપવાની છે ! આપ મહાત્મા કૃપા કરી અમારા શેઠની ઇચ્છા માન્ય રાખી અમને કૃતાર્થ કરો ! ”

“ અચ્છા શેઠજી ! જો તુમારી ઇચ્છામાં આવે સો કરો ! મગર આજકી રાત આપ હમારા આશ્રમમા નિવાસ કરો ! રાતકા પરસાદ આશ્રમમે પાઓ ! ”

“ મહાત્મા જેવો આપનો હુકમ ! સંત મહાત્મા એજ આ સંસાર સાગર તરવાના ન્હાવ છે ! સંત સમાગમ અને સંત સેવા એજ આ સંસારમા સાચો લ્હાવ છે ! ”

“ મહાત્મા જ્ઞાન છે એ એક અગ્નિ છે ! એને અજ્ઞાનતાથી ઉધેઇ લાગતીજ નથી ! આપ મારીવતી ભક્તિભદ્રાને પ્રશ્ન કરો કે કુંદનકુ રસના કયા ઔર હીરાકુ ઓપના કયા ? ! ”



“ ભક્તિભદ્રા, યે હીરાલાલ આપકુ પ્રશ્ન કરતા હય કે કુંદનકુ રસના કયા ઓર હીરાકુ ઓપના કયા ? ’

‘ મહાત્મા, મહાત્મા આપ એ શું બોલ્યા ? ફરી બોલો, ફરી બોલો ! ”

“ કુંદનકુ રસના કયા ઓર હીરાકુ ઓપના કયા ? ’

“ હ, હે, કોણ, કોણ મારો વ્હાલો હીરો ! ”

“ હે, હે, કોણ, કોણ મારી વ્હાલી કુંદન ! ’

“ કુંદન હય સો જ્ઞાન હય ! ”

“ હીરા હય સો સંત હય ! ’

“ જ્ઞાનકા સમાસ સંતમા હોતા હય ! ”

“ હીરાકા સમાસ કુંદનમા હોતા હય ! ”

અચાનક અણચિન્તવી મુલાકાતથી હીરાલાલ અને કુંદન એક બીજાને ઓળખી આલેખી ભેટી પડ્યા ! મહાત્મા તથા સંતો આ પ્રસંગ જોઈ છક થઈ ગયા ! જયરામ શેઠ અને તેનું કુટુંબ પણ આ ભેટો જોઈ આનંદમા વિસ્મય થઈ ગયું ! મહાત્મા અને જયરામ શેઠ અન્યો અન્ય કાંઈ વાતચિત કરી આશ્રમના એક વિભાગમા ગયા ! હીરાલાલ તથા કુંદન પણ પ્રેમમા ગરકાવ થઈ આશ્રમની બહાર ગંગા તટપર ગયા ! જમના અને ભાગીરથી પણ અન્યો અન્ય વિચારમા પડી આશ્રમના એક ઓટલા ઉપર બેસી વિચાર કરવા લાગ્યા ! આમ કુંદન અને હીરાલાલ હૃદયભાવનામા ભળ્યાં, મહાત્મા અને જયરામ શેઠ કુતુહલ ભાવનામા નિમગ્ન થયા ! વાચક ! ચાલો હવે ત્રિપુટીની ભાવનામા ડોકિયા કરી [illegible] રમીએ !



“ જયરામ શેઠ આપ કોન હો ! કીસ લીયે આપ ઈધર આયે હો ! હીરાલાલકી મુલાકાત કબ પ્રસગસે આપકુ હુઇ હૈ ! વો સબ બાતકા મેરેકુ વિસ્તારપૂર્વક ખુલાસા કરો ! ”

“ મહાત્મા હુ એક વણિક વ્યાપારી છુ ! મારૂ નામ જય રામ છે પેલી વિધવા જણાય છે તે મારી બાલવિધવા પુત્રી છે તેનુ નામ ભાગીરથી છે તેની જોડે જે સ્ત્રી છે તે મારી ધર્મ-પત્ની છે હુ મદારગઢનો રહેવાસી છુ ! એક પુત્રી શિવાય મારે કોઈ અન્ય સતાન નથી ! એક વખત હુ મારા મિત્રમડળ અને કુટુબ સહિત શૈલેશ્વર મહાદેવમા થાળ કરવા સારૂ ગયો હતો ! ત્યા શૈલનાથના પહાડ પાસે આવેલા સમુદ્રના કિનારા પર હીરાલાલનુ અચેત શબ પડયુ હતુ, તેને ડોળીમા લઇને મહાદેવના બાવાઓ ભજન ગાતા ગાતા શૈલેશ્વર મહાદેવમા આવ્યા ત્યા હીરાલાલની સારવાર કરી તેને સારો આરામ આપી સ્વસ્થ બનાવ્યો, ત્યાર બાદ મહન્તને અરજી કરી હીરાલાલને હુ મારા ઘેર મદારગઢમા લઈ ગયો, અને મારે ત્યા રાખી તેની સેવા ચાકરી સારી રીતે કરી ઔષધી ઉપચાર કરાવી તેને શક્તિવાન બનાવ્યો, ત્યાર બાદ તેને મારા વ્યાપાર રોજગારમા જાણીતો કરી તેના નામથી હું વ્યાપાર કરવા લાગ્યો ! તેના ભાગ્યશાળી પગલાથી મારા વ્યાપાર રોજગારમા કારમો અને અણધાર્યો એકદમ વધારો તથા સારો નફો થઈ ગયો ! ટુક અરસામા તેના પ્રતાપથી મને અઢળક લક્ષ્મી માન મરતબો અને કીર્તી સારી રીતે પ્રાપ્ત થયાં ! મારે પુત્ર નહી હોવાથી મેં તેને પુત્ર તરીકે ગણી મારી પેઢીનો સઘળો કાર-

ભાર તેને સોપ્યો, અને ધીમે ધીમે તમામ મારી માલ મીલકત તેના નામ પર ચઢાવી વ્યવહારની ઉપાધીમાથી હુ મુક્ત થઈ ગયો! મારી અવસ્થા દીન પર દીન વધવાથી છેવટે હુ કુટુબ સહિત કાશી મથુરા પ્રયાગ અને અન્ય પવિત્ર ધામની જાત્રા કરવા સારૂ આવ્યો છુ! કાશીમા ફરતા ફરતા અનેક તીર્થના દર્શન કરતા કરતા અમે ગગા કીનારે આવ્યા, ત્યા તમારા આશ્રમમાથી ભજનની ધુન સભળાવાથી અમે સૌ તમારા દર્શન કરવા સારૂ આશ્રમમા આવ્યા! આટલી હકીકત જેટલી બની છે તેટલી મે તમને કહી સભળાવી, હવે ત્યાર બાદની હકીકત તમે પણ જુઓ છો અને હુ પણ જોઉં છુ, હવે કહેવાથી વિશેષ નથી!"

"ઓ હીરાલાલ કૌન હય, ઉસકી હકીકત મે સુનનેકુ ચાહતા હઉં!'

"મહારાજ તેમની હકીકત હુ જ પૂરી જાણતો નથી, તો આપને હુ શુ કહુ!"

આ પ્રમાણે ભેદ ભાવનાના ખુલાસા કરતા મહાત્મા અને જયરામશેઠ વધુ વાતચીતમા નિમગ્ન થયા! જમનાશેઠાણી ભાગીરથીને પણ કેટલીક હીરાલાલ સબધી હકીકત પૂછવા લાગ્યા!

"બહેન હીરાલાલ સબધી વધુ હકીકત તું જાણે છે? તે તારા પ્રસગમા ઘણી વાર આવતા તેથી વખતે તુ જાણતી હોવી જોઈએ!"

"બા, હુ તેમની જેવી જોઇએ તેવી હકીકત જાણુતી નથી, તેમની હકીકત જાણવાને હુ ઘણી વાર તેમને પ્રશ્ન પૂછી

પૂછી કટાળો ઉપજાવતી હતી, પણ તે કોઇ પ્રકારનો ખુલાસો કરતાજ નહોતા ! વખતો વખત તે જ્યારે એકલા હતા, અને કાક સાભરી આવતુ હતુ ત્યારે ઘણી વાર કુદન કુદન કહી નિસાસા મૂકતા એ કુદન કોણ છે તે જાણવા સારૂ હુ તેમનો ઘણી વાર કેડો લેતી હતી, પણ તે કશો ઉત્તરજ આપતા નહોતા ! તેમના માતપિતા સબધી તથા સ્ત્રી સબધી ઘણી વાર મે તેમને પૂછ્યુ હતુ, ત્યારે તે ફક્ત ગોળ ગોળ જવાબ આપી મને હવામા ઉરાડતા હતા, અને વખતે નહીં જેવો ખુલાસો કરી તરત વાતનો પ્રસગ બદલી નાખી આઘા પાછા થઇ જતા હતા જ્યારે તેમની પ્રકૃતિ અસ્વસ્થ હતી ત્યારે ઘણી વાર ને બેશુદ્ધિમા કુદન કુદન બોલી જતા હતા ! તેમનુ વતન રાજનગર છે તે બ્રાહ્મણ જ્ઞાતીના છે તેમના માતપિતા મરણ પામેલા છે ! તેમનો વિવાહ થએલો છે, પણ લગ્ન થયા નથી તેઓ બી એ પાસ થએલા વિદ્વાન સસ્કારી ગ્રેજ્યુએટ સાક્ષર છે ! આ શિવાય હુ તેમની અન્ય કાઈ હકીકત જાણતી નથી ! આટલી હકીકત તેમની અસ્વસ્થ પ્રકૃતિમા હુ ગુપ્ત રીતે જાણી ગઈ છુ ! મારૂ અનુમાન એમ થાય છે કે તેમનો એક કુદન નામની કન્યા સથે વિવાહ થએલો છે પણ લગ્ન થએલા નથી ! લગ્ન પ્રસગમા ગમે તે પ્રકારની મુશ્કેલી આવવાથી બને જણા જુદા પડી ગએલા છે ! અત્યારે જે આ ભક્તિ ભદ્રા દેવી તરીકે આ આશ્રમમા ઉપદેશ આપે છે તે કુદન હોવી જોઇએ, તે શિવાય અચાનક આમ તેમનો મેળાપ થાય નહી !"

" ભાગીરથી મારૂ પણ એજ અનુમાન છે ! આજ કર્મ

સ જોગે તેમનો અચાનક મેળાપ થઈ ગયો ! વર કન્યા એકાએક પ્રભુ કૃપાએ એકઠા થઈ ગયા ! ”

“ ભગવાન બ નેનું કલ્યાણ કરો ! જગતમા કોઈ પણ વિયોગી અને દુ ખી હુશોજ નહીં ! વિરહનું દુ ખ વિરહીજ જાણે છે ! ”

મા દીકરી પણ હીરાલાલ અને કુ દનને આશિષ દેતા દેતા હીરાલાલ સ બ ધી વાર્તાલાપમા મશગુલ થવા લાગ્યા ! ગ ગા તટપર ભક્તિભદ્રા દેવી અને હીરાલાલ બ ને જણા એક શિલા તટપર એના અરસપરસના હૃદય હૃદયથી જાણવા લાગ્યા !

“ ઓહો પ્રભુ તમે અહીં કયાથી ? શુ મારે વાસ્તે સ્વર્ગ તજી પુન અવતાર ધારણ કરી અહીં આવ્યા ? ”

“ ઓહો દેવી ! હજી પણ તમે મારા દર્શન સારૂ શરીર ધારણ કરી આ સ્થિતી ધારણ કરી રહ્યા છો ? ”

‘ વ્હાલા હુ આ શુ જોઉં છુ ! પરમાત્મા તારી મારા ઉપર કેવી પરમ કૃપા ! હુ જાગુ છુ કે ઉઘુ છુ ! ઓહો આ તે સ્વપ્નાવસ્થા છે કે જાગૃત અવસ્થા છે ! મારો હીરો શુ મારી સમક્ષજ ઉભો છે ! ”

“ મારી કુ દન હુ તારી સેવામાજ છુ ! દેવી હુ તારી સમક્ષજ ઉભો છુ ! ”

“ વ્હાલા આ ગરીબ દાસી સારૂ આટલુ બધુ કઠોર દીલ કરી નાખ્યુ ! પ્રભુ મને છેકજ ભૂલી ગયા ! ”

‘ દેવી હુ તારી શોધમા ભૂલો પડી ભટકાઇ રહ્યો છુ ! ”

*  *  *  *

'ઓહો અલબેલડા આવો મનમેલડા, થઈએ શું છેલડા વાહરે વ્હાલા'

આવો રસિકજી, મીઠા મોહનજી, પિયુ પ્રિતમજી—૦
ચટકે લોભાણી છું, ફંદે ફસાણી છું, રાગે રૂધાણી છું—૦
પ્રીતે લલચાવીને, નિત્યે તલસાવીને, મનડું મલકાવીને—૦
વચન વિચારીને વસ્ત્ર વાળીને, ફરે ઉતારીને—૦
વિશ્વાસે રહેતી, મુકીને અલેતી, આવ્યા કઈ ચેતી—૦
અંતર વિસ ભરી, સ્થિતિ ન વિચારી છબીલા વિહારી—૦
હરીલા યુ હર, હીડ્યા બહારવટે, નડીલા કપટે—૦
આની મોસમે, નચાની કઈ વ્હાલે, હૃદયઘાત સાલે—૦
ચતુરા આ ચાપી ચિતડામાં સ્થાપી, મને લીધી માપી—૦
મારે મુઝાવીને રંગ રીઝાવીને સંગ સમજાવીને—
ગુણ આ રસીયા, વ્હાલા દૂર વસીઆ ખાતેથી ખમીઆ—
ચાલ્યા તે ચાલ્યા, વચન જે આલ્યા, પિયુ નવ પાળ્યા—૦
અંતર હઠ લીધી, ખબર નવ કીધી, ગ્રહી વાટ સીધી—૦
સામાગે સમજના થયા, બહુ ડાહ્યા, નકી મારી માયા—
મીઠા થયા મેના માન્યા નવ કેના, હઠે બન્યા વેના—૦
ઉભા રહો અટકી, ચાલ્યા કરી લટકો, કાગળ એક કટકો—૦
મીઠો પ્રેમ નજના, છબીલા શા છણકા, માળા કેરા મણકે—૦
વ્હાલાજી વિસારી, ફરી નવ સારી, નચાવી આ નારી—૦
બાળા હું બિચારી, દુનિયા નવ માગી, કરે જખ મારી—૦
મુંગો ગોળ ખાતો, સ્વાદ ન કહવાતો, મનમાં મુઝાતો—૦
મનડા ફરી વાતો, ગજબ છે ઘાતો, કરે વાવ તાતો—૦
મરૂં એક સંગી, દુનિયા છે દોરંગી, રંગી કહે નારંગી—૦
લાગે નવ પ્યારૂં, વિશ્વ બધું ખારૂં, નથી કોઈ મારૂં—૦
આવી પટામણી, મીઠી મનામણી, રૂડી વધામણી—૦

લીધા લગનીઆ, લાગી લગની આ, આવ્યા સજનીઆ-૦
હરખી આ છાતડી અગળ ઘાટડી, ઉભી જોઉં વાટડી-૦
ચઢીને હવેલી, ઉમગે હુ ઘેલી, જોઉ જાન વ્હેની-૦
ઝરૂખે હુ છેલ્લી બની વર ઘેલી, આવી થૈ નવેલી-૦
ગેળે મળી બેસી, મારી કઈ સાહેલી હાસી કરે એવી-૦
અગે ચોળે પીઠી જાન નવ દીઠી પડી નીચે ભેગી-૦
નકતે ગગાણી, થયુ યુગ ઘાણી, બાજી ત્યા પલટાણી ૦
ખબર ત્યા તો આવી, દરિયાએ ડુબાવી, જાન જળ સમાવી-૦
મામા ગભરાણા, પાપ શા ઉભરાણા રહ્યા ક્રમ વ્હાણા-૦
બેઠા મુજ પાસે, બનીને નિરાશે, જોઇ મો ત્રાસે-૦
દરિયાને ડોળાવ્યો, પત્તો કાઇ ન લાગ્યો, વિધીએ ફસાવ્યો-
દીવસ કાઇ વિત્યા, વિતકડા તો વિત્યા ભુડા ભાગ્ય જીયા-૦
ફરી વાર શોધ્યો, વિવાહ મારો માંડ્યો દેહ મા ! માખ્યો-૦
મોમળો મધ રાતે, મુકી ચાની ખાતે જગલ કેની વાટે-૦
વિજોગણ આ ચાલી, જોગણ બની ચાલી, જગનમા હુ મ્હાલી-૦
પાડીને પોકારો પ્રભુને પોકારી, હીરાને પોકાર હુ વાહરે-૦
જગલમા હુ ભટકુ, કાંઇ ન અટકુ, મુજ હીર પટકુ-૦
હુ માળીને ભોળી, અગે રાખ ચોળી, ઝાલી કથ ઝોળી-
ભટકાતા કુટાણી, અધવચમા લુટાણી, પાળીબા પસ્તાણી-૦
એકલડી હુ અગના, કોઇ તો સગ ના, વારી વાનાગના-૦
લઇ મને અકમા, ચાલી નિશકમા, રાખી પર્યંકમા-૦
મરજ્ઞામ કીધી, ખમગ મુજ લીધી, દાદ કઈ ન દીધી-૦
ભરમાવી આ ભોળી, ભુડા વણ બોલી, આપી વિષ ગોળી-૦
આવ્યા કાઇ સેનાણી, લાલચ લેવાણી, ગુણકા તો ચવાણી ૦
મુજને ભરમાવે, લાલચથી લલચાવ, રાત દી સમજાવે-૦

એક દી ફીટકારી, ગુણકાને ધિક્કારી, ધુળ કીધી નારી–૦
ધિક ધિક જારી લજવે જાત તારી, કરે કર્મ કાગી–૦
મળી સૌ સઘાતે, ધમકી દીધી વાતે માની જા તું ખાતે–૦
બારીમાથી રાતે, કુદી પડી જાતે નાઠી ઉભી વાટે–૦
આવે સૌ પછાડી, દાત આખ કહાડી, નાસુ હુ અગાડી–૦
આવ્યા પુરપાટી, રેલ કુદી નાઠી, દશા થઇ માઠી–૦
આવી આગગાડી, કપાયા ચીસ પાડી, એન્જીને હુ ત્રાડી–૦
પડી ન રવાણી, દુઃખમા ફસાણી, ગુણકા ત્યા કપાણી–૦
નાતી ડર જોડી, જીવ લઇ દોડી, હતી ઘડી થોડી–૦
નભાગી હુ માડી, ચડી બેસી ગાડી, દશાએ જ્યા કહાડી–૦
લીધી વાટ કાશી, બનીને ઉદાસી, આવી કર્મ ફાસી–૦
ગાડ એક આવી, મને ત્યા સતાવી, ભુડુ થયુ ભાવી–૦
દયા નવ આણી બાળા હું ગભરાણી પાપીએ જ્યા તાણી–૦
રૂલે ટ્રેન દોડે, પાપી તવ છેડે, કરગરૂ કોડે–૦
જુક્તિ નવ જડી કુદી હુ તે ઘડી, પૂલ પર પડી–૦
ગગામા તણાતી, પાપે હુ હણાતી ભાવીએ લણાતી–૦
આવો પુરી કાશી, ભાવિ દયા વાશી, તોબા તોબા ત્રાસી–૦
મહન્તે ઉગારી, તણાતી આ નારી, કાઢી દયા ધારી–૦
આશ્રમમા હુ રહેતી, હરીકથા કહેતી, હરીનામ લેતી–૦
અગે ભભ્ભ ધારી મન મારૂ મારી, મમતાને વિસારી–૦
તજી આધિ વ્યાધિ, મૂકીને ઉપાધિ, સાધુ છુ સમાધી–૦
હરી ગુણ ગાઉં, ગગામાહી ન્હાઉ, જોઇ ખુશી થાઉ–૦
પાવન કરો નારી, આવોને અવતારી, પુજુ પ્રેમ ધારી–૦
મોહન માફ કરશો, રોષ નવ ધરશો, દોષ પરહરશો–૦
સ્વામી છુ હુ શરણે, પડી છુ જ ચરણે, ઢળી છુ હું ધરણે–૦

તમે દીનબન્ધુ, તમે દયાસિન્ધુ, તમે છો સ્વયંભૂ–

" દેવી દેવી મને ક્ષમા કર ! વ્હાલી કુંદન આ અપરાધીના અપરાધ પર દયાદૃષ્ટિ કર ! કલ્યાણી તારો હું ઋણી છું ! મારા વાસ્તે તેં બહુજ સહન કર્યું છે ! જગતમાં કોઈ પણ ન કરી શકે તે કામ તેં કર્યું છે ! વ્હાલી મારા વિરહમાં તેં જાત ગાળી નાખી ! કુંદન તારી ખુબ કસોટી થઈ ! વિરહના અગ્નિમાં ભાવીએ તને ખુબ તાવી ! મારી હૃદયરમણી તું કસોટીમાં છેવટે કુંદન તે કુંદનજ રહી ! લલિતા તારો બદલો મારાથી નહીં વાળી શકાય ! સલુણી તારા સ્નેહની મારાથી કીમત નહી આંકી શકાય ! મનમોહની, ઉઠો, ઉઠો, હવે પરિતાપને તજી દ્યો ! અલબેલડી આવ આવ એક વાર મને ફરીથી ભેટ !

" નાથ તમે પણ મારા વાસ્તે ઘણું જ વેઠ્યું છે ! વ્હાલા તમે પણ મારા સારૂ વિશ્વને અકારૂં કર્યું છે ! જીવનમણી મને માફ કરો ! હું બોલકણી છું તે બોલી ગઈ છું ! તમે સહનશીલ છો તે સહન કરી જાણો છો ! જેવું મને વીત્યું છે એવું તમને પણ વીત્યું હશે ! જે ભાવીએ મને નચાવી છે, તે જ ભાવીએ તમને પણ નચાવ્યા હશે ! જેવી રીતે વેરણ વિધાતાએ મારો કેડો લીધો છે તેમ તમારો પણ લીધો હશે ! વ્હાલા માફ કહ્યું કાંઈ મનમાં આણશો નહી ! વ્હાલા હું તમને વંદન કરૂં છું ! "

" દેવી વિરહ એજ પ્રીતિની કસોટી છે ! વિશુદ્ધિ એજ પ્રીતિની પ્રતિમા છે ! લલિનાગી દશાએ મને પણ મૂક્યો નથી ! ભાવીના મોધમ મારથી આ ભીતર ભેદાઈ ગયું છે ! "

'ાણુ જાણે ? ભીતણું દુ ખ, સૌ ભાખે દુ ખ દુ ખ મુખ,
વિત આપતણી સા ગાય, પર વીતી જાણે નહી જગાય
જેને વીતી તે જન જાણે, અણજાણ્યા હાસી પગમાણે
ગાવ વાયન જાણે એક પીડા પ્રસુતી માણે નેક
દોલ દીલને એક પીછાને, રાગી રાગને હૃદય માને,
મન મનને એકજ પરખે, ભાવ ભાવમા ભળી હરખે
નેન નયનને નેક નિરખે, પ્રીતિ વાસ કરે ઉર હરખે
જેના અતરમા આઘાત, જાણે જરૂર તે પ્રીતિ વાત

" વ્હાલા ગીતામા કહ્યુ છે કે,

અનન્ય પ્રેમમા નિત્યે, જે હૈયા અભિયુક્ત છે
પોતે પ્રેમ પ્રભુ ત્યા તો યોગ ક્ષેમ વહ્યા કરે ! '

" કુદન ! મહાત્મા તુલસીદાસ કથે છે કે,

જ હા રામ ત્હા કામ નહી કામ ત્હા નહીં રામ
તુલસી દોનો ક્યો રહે, રવિ–રજની એક ઠામ !

" વ્હાલા કબીરજી પણ એમજ કહે છે કે,

જબ મે થા તબ તૂ નહી અબ તૂ હય મે નાહિ
કહે કબીર નગરી એકમે દો રાજા કહા સમાઇ ! '

" કુદન ! દાદુ મહાત્મા પણ એમજ કહે છે કે,

આપા ઓટે આપ હય તાતે રહ્યા લુકાઇ
દાદુ પ્રકટ પીવ હય જો યહ આપા ખોઇ !

" એટલા સારૂજ સ તો અભેદ ગીતમા ગાય છે કે,

" અન્તર આડી તુટી ગઇ રે,
ભાગી ભેદ ભ્રમણાની ભ્રાન્તરે,
બુધે દરશન આપને આપનારે,
સતો ગીત અભેદના ગાઇએ રે !

પ્રેમ સુરત બાંધી પ્રેમથીરે,
લાગી પ્રેમની તાળી તાનરે
એમ પ્રેમમણિ નિજ ધ્યાનમારે,
સનો ગીત અભેદના ગાઇએ રે। ”

“ કુંદન ! મહાત્મા શ્રી નારદજી પ્રેમભક્તિ સમજાવતા કહે છે કે, ॐ ॥ सानकामयमाना निरोरुपात् । ॐ ॥ परम प्रेम रुपत्वात् ॥ ॐ ॥ निरोधस्तु लोकवेद व्यापार सन्यास' । ॐ ॥ तस्मै अनन्यता तद्विरोधिषु दासनिता च । ॐ ॥ अन्याश्रयाणा त्यागो अनन्यता । ॐ ॥ लोके वेदेषु तदनुकूला चरण तद्विरोधिषु द्दासीनता च । ॐ । भवतु निश्चय दाढर्यादूर्ध्व शास्त्र रक्षणम् ॥ ॐ ॥ अन्यथा पातित्या शकया । ॐ ॥ नारदस्तु तदर्पिताखिलाचारता । ॐ ॥ तद्विस्मरणे व्याकुलतेति ॥ ॐ ॥ अक्स्त्येवमेवम् । ॐ ॥ यथा वज्रगोपीका नाम् ॥ ”

“વ્હાલા, ભક્તિ કામના સિવાયની હોવી જોઇએ, નિરૂદ્ધ ચિત્તે કરેલી તેથી નિરોધરૂપા હોવી જોઇએ, ભક્તિ પરમ પ્રેમ રૂપા એટલે પોતાનુ ભાન ભૂલી જઇને લીન અને ઉન્મત્ત ભાવનાથી થએલી હોવી જોઇએ લોક વેદ અને વ્યવહારનો ત્યાગ અને ઇષ્ટ પ્રેમમૂર્તિમા અનન્યતા અને તદ વિરોધી બાબ તોમા ઉદાસિનતા એ પ્રેમીનો નિરોધ છે ઇષ્ટ સિવાયના અન્યાશ્રમનો ત્યાગ કરીને ભક્તિ અનન્ય થવી જોઇએ લોક અને વેદમા જે ઇષ્ટ પ્રેમને અનુકુલ હોય તે જ કરવુ તદ વિરોધી બાબતો તરફ ઉદાસીનતા રાખવી, પરંતુ ભક્તિમા નિશ્ચયની

દ્દઢતા થયા પહેલા શાસ્ત્રનું રક્ષણું પાલણુ કરવુ જોઇએ, અન્યથા પતિત થવાની શ કા છે નારદનું કહેવુ એવુ છે કે કર્મ માત્ર તદર્પિત કરવા અને તેના વિસ્મરણુથી પરમ વ્યાકુળ થવુ એ ભક્તિ છે વૃજગોપીકાઓના પ્રેમ જેવો પ્રેમ તે જ ભક્તિ છે !'

" કુ દન,

તમારાને અમારાને ગુણો કે ભાગશો તોયે,
તમારૂ ને અમારૂ એ ગુણે ભાગે થવાનુ છે
થવાનુ તે થનારૂ છે જવાનુ તે જનારૂ છે,
તમારૂ ને અમારૂ એ થનારૂ છે જનારૂ છે
તમારૂ તે અમારૂ ને અમારૂ તે તમારૂ છે,
તમારૂ કે અમારૂ સૌ જનારૂ છે જનારૂ છે
તમારા ને અમારાની અરરે ખેચતાણો શી,
તમારૂ ને અમારૂ શુ જના તે જનારૂ છે
અમારે એજ સારૂ છે પ્રભુનુ નામ પ્યારૂ છે,
અમે લેશુ અમારૂ છે તમે લ્યો તો તમારૂ છે ! "

" વ્હાલા આપનુ કહેવુ સત્ય છે ! અભેદ એજ પ્રેમ છે અને પ્રેમ એજ પ્રભુ છે ! ચાલો હવે આશ્રમમા જઈશુ ? વખત ઘણો વ્યતિત થયો છે ! "

" દેવી, ચાલો હવે આપણે આશ્રમમાં જઇએ ! ઓહો આ તો બધા આપણા ભણી આવતા જણાય છે ! "

" બહેન, મારી વ્હાલી બહેન કુદન હુ તને પ્રણામ કરૂછુ !"

" ઓહો મને બહેન કહી બોલાવનાર બાઈ તુ કોણ છે ? '

" ભક્તિભદ્રા આ તો આપણા આશ્રમમાં પાવન થએલી સેવિકા કાન્તા છે ! ધર્મની ધર્ટા બજાવનારી અને સફેદ કાગ-

ડીની ધ્વજા ફરકાવનારી એક ઉપદેશિકા છે ! '

"હે હે કોણ મારી વ્હાલી બહેન કાન્તા !"

"હા મારી સાધવી દેવી કુદન હુ અભાગણી કાન્તા !"

"ઓહો તારી આ સ્થિતી ?"

"હા બહેન મારી આજ સ્થિતી છે ! '

"બહેન તે પણ દુનિયામા છુટા ફરી દુનિયા ઘણી જોઇ જણાય છે !"

"બહેન મે દુનિયાને જોઇ છે અને દુનિયાએ મને જોઇ છે"

"કાન્તા તુ પણ મને વખતસર મળી છે ! '

"એ સૌ ભાવીનો ખેલ છે ! દશા કરે છે તે કોઇ નથી કરતુ !"

"ઓહો તમે અહી કયાથી ? હુ ધારૂ છુ કે આપ હીરા લાલજ છો ! '

"આપની ધારણા સત્ય છે !

"મે તમને મારા લગ્ન પ્રસગમા જોએલ છે !"

"હા તે વખતે હુ તમારી હવેલીના બગીચામા ફરતો હતો !"

"ઓહો આ તો મારી બહેન કુદનના વિવાહીત વર હીરાલાલ પોતેજ જણાય છે ! હીરાલાલ હુ આપને વદન કરૂ છુ ! વિધાતાએ વેરણ થઇ તમને પણ ઘણા દુખી કર્યા છે !"

"કાન્તા તમે અહીં કયારના છો ? સામાજિક સેવાના સન્માર્ગના ક્યારના સસ્કારી થયા છો ?"

"મારી કર્મકથા કહેવામા સારજ નથી ! આપ મારા

વૃતાતથી વાકેફગાર છો ! દીન પ્રતિદીન હું સુધારામા અને પુન ર્લગ્નની તરફેણુના માર્ગમા પડી છેક અધમાવસ્થાને પ્રાપ્ત થએલી છુ ! દુનિયામા જે નીચમા નીચ સ્થિતી કહેવાય, તે સ્થિતીને હુ ધારણુ કરી રહેલી છુ ! ટુકામા મારી કથની ઘણીજ વિલક્ષણુ અને ભયકર છે, કહેવામા કાંઈ સારજ નથી ! મને અત્યારે જે સસ્કારમા જુઓ છો તે બધો આ ભગવતિદાસ મહાત્માનોજ પ્રતાપ છે ! તેમના આશિર્વાદથીજ મારો ઉદ્ધાર થએલો છે ! તેમણે મને ઘણા ઘણા ચમત્કાર બતાવી મારા મનની અધમતા દુર કરી છે, અને છેવટે મને આશ્રમની સેવિકા બનાવી સામાજિક સેવાના સન્માર્ગમા પ્રેરી સસ્કારી કરી છે ! ’

“ ઓહો ત્યારે તમે ઘણુા ભાગ્યશાળી છો ! તમારી પૂર્વ સ્થિતીના સસ્કાર યાદ આવે છે ? ”

“ તે ઘડી પણુ વિસરતી નથી ! સર્વદા તેના સ્મરણુથી મારૂ ચિત્ત દહન થયાજ કરે છે ! ’

“ કાન્તા, ભગવતિ કથ ભાનુશ કરને તમે ઘણુ દુ ખ દીધુ છે ! તમારા સતાપમાજ તેમનો દેહત્યાગ થએલો છે ! એના જેવો સસ્કારી જ્ઞાની, ધર્મિષ્ઠ અને નીતિવાન સ્વામી તમને અનેક ભવમા પણુ નહિજ મળી શકે ! આ ભવમા તમે તેની કીમત કરી શકયા નથી ! એ મારો હૃદયનો વિસામો હતો ! મારો સન્મીત્ર હતો ! મારો એક નીતિવાન સાહ્યક સ્નેહી અને સ્પષ્ટ વકતા મિત્ર હતો ! તે ગયો, ગયો તે સદાને વાસ્તે આ સસારમાથી ગયો ! ”

“ અરેરે એક વાર જો મારી દૃષ્ટિએ પડે તો હુ મારા

તમામ પાપની ક્ષમા માગી તેમના ચરણ પખાળા ચરણે દકથી મ રો પાપી દેહ પવિત્ર કરૂ ! અરેરે પણ તે ગયા તે ગયાજ ગયા ! ! ”

‘ કાન્તા મુએલા મનુષ્યો સ્વર્ગમાથી પ છા આવતા હશે ? જેની જીવતે જીવન કીમત ન થઇ તેની મુઆ કેડે કીમત થાય તે શા કામની ? જેને જીવતા ન ઠાર્યા તેને મુએ શી રીતે ઠારી શકાય ? ”

‘ અરેરે પણ એક વાર જો કોઈ મને તેમનુ ઠેક ણુ બતાવે તો હુ ત્યા જઇને મારા પાપની ક્ષમા માગી આવુ અને ખોળા પાથરી પાથરી કરગરી કરગરી, શિર પત્થર પર પટકી પટકી, અરે ધુળ ચાટી, ગાલ પર તમાચા મારી મારા પાપનો પસ્તાવો કરી માફ માગી તેમના ચરણ પખાળુ અને ચરણારવિ દથી આ જી દગી પવિત્ર કરૂ ! જગતમા સ્ત્રી જવી રીતે સ્વામીની સેવાથી પાવન થાય છે તેવી કોઈ પણ રીત પાવન થતી નથી ! સ્વામિ સેવા સિવાય અન્ય નવાના સન્માર્ગો માત્ર મનને સ તોષવાના ભામા છે ! સ્ત્રીને અવશ્ય કરીને સ્વામિ સેવાનોજ અધિકાર છે, એ અધિકારમાજ આર્ય ભૂમિની આર્ય બાળાએ નો ઉદ્ધાર છે ! ’

“ કાન્તા છેવટની પણ તમને ભાનુશકરની કીમત થઇ તેથી મને ઘણોજ આન દ થાય છે ! હવે તમે સ સ્કારી અધિકારી અને પવિત્ર થયા છો ! તમારા હૃદયનો પ્રેમ સ્નેહ અને ભાવ એ સ સ્કારી બન્યો છે અને જરૂર તમારો સ સ્કારી ઉચ્ચ પ્રેમ તમને પાવન કરશે અને તમારો છેવટનો ઉદ્ધાર કરશે ! આખરે ખત્તા ખાઇને પણ તમે સ્વામી સેવા અને સન્નારીના ઉચ્ચ ધર્મ

સમજ્યા છો તે વણુજ સારૂ થયુ છે ! તમારા મુખનો તમારા સ્વામીનો જાપ જરૂર તમારી જીંદગીને ઉન્નત બનાવશે !'

'હુ આપના વચન શિર પર ચઢાવુ છુ ! અરેરે પાછળથી પસ્તાવો થાય તે શા કામનો ? અજ્ઞાનતાના ઉન્માદ વયા પછી જ્ઞાન પ્રગટે તે જ્ઞાન શા કામનું ?"

"કાન્તા પસ્તાવો એ પણ એક પુનરજીવન છે ! જીંદગીના પાપને પશ્ચાતાપ ઘણા દરજ્જે બાળી શકે છે ! જ્યારે મનુષ્યની જીંદગી સુધારણા ધારણ કરે છે, અર્થાત્ જ્યારે મનુષ્ય નીતિ અને ધર્મની ભાવનાથી ભરપુર થઇ રહે છે ત્યારેજ તેના મુખમાથી પસ્તાવો નીકળે છે ! આ તરના જ્યારે જ્ઞાન પ્રગટે છે ત્યારે અજ્ઞાનતાનો પશ્ચાતાપ મનુષ્ય જીભેથી ઉચ્ચારી શકે છે !'

'તમારૂ કહેવુ સત્ય છે !'

"તો હવે વલોપાત અને પશ્ચાતાપ મૂકી જે સન્માર્ગના સંસ્કારી થયા છો, તે સન્માર્ગને મજબુત રીતે ગ્રહણ કરી રાખો ! જેણે તમને પાવન કર્યા છે તે જ તમારો ઉદ્ધાર કરશે !'

'હીરાલાલ તેરે જયસે ઉચ્ચ અને સાફ દીલકા મનુષ્ય મે ને કોઇ ન દેખા ! તુ મનુષ્ય નહિ હય મગર દેવ હય ! સચ્ચ કહેવે તો તુ એક કર્મયોગી હય ! જ્ઞાનયોગી હય ! આવ આવ મેરેકુ ભેટ !"

"મહાત્મા હુ એક સાધારણ મનુષ્ય છુ ! સારા અને જ્ઞાની જનો જગતમા દરેકને પોતાના સમાન જુએ છે ! સારો સારૂ જુએ છે અને નરસો નરસું જુએ છે ! તમારા જેવા જ્ઞાની

પવિત્ર અને નિર્માની ધાર્મિષ્ઠ મહાત્માના અ ગ સ્પર્શથી હુ આજે પાવન થયો છુ ! મહાત્મા હુ આપને પ્રણામ કરૂ છુ ! સ ત સમાગમ એ એક જીવનનો લ્હાવો છે ! "

' હીરાલાલ હવે હુ પણ મારો પડદો દુર કરી તમારામા ભળી જાઉ છુ ! "

" ઓહો મહાત્મા તમે ગુજ્ગાતી પણ જાણો છો ! સત્ય કહો સત્ય કહો આપ કોણુ છો ? પ્રભુ તમારો પડદો સત્વર દૂર કરો ! પ્રેમમા પડાતરો હોયજ નહિ ! "

" હીરલાલ હુ મહાત્મા નથી, પણ જેને તમે હમણ યાદ કરતા હતા તે હુ ર ક ભાનુશકર છુ ! '

" હે હે કોણુ મારો વ્હાલો મિત્ર ભાનુશકર ! '

" હા મારા સાચા સન્મીત્ર હીરાલાલ હુ તારો ભાનુશકર"

" કાન્તા તારૂ કલ્યાણુ થઇ ગયુ ! તારો ઉદ્ધાર થઈ ગયો! હવે સુખેથી તારો પતિને પૂજી લે ! તારા મનમાન્યા સ્વામિને સ્નેહથી નિરખી લે ! તેને વધાવી લે ! પ્રેમથી તેની પૂજા કરો પાપની ક્ષમા માગી લે ! "

" પ્રભુ આપના સ્પર્શને લાયક હુ રહી નથી ! દેવ ! આ દાશીના અપરાધ ક્ષમા કરો ! પ્રભુ આ પાપણીના પાપ સ મુ ન જોશો ! મારો ઉદ્ધાર કર્યો તો કરીજ જાણો ! ભગવાન આ ર કને એક વાર માગી ચરણુ પૂજા કરવા દો ! આપના પવિત્ર ચરણારવિ દથી મને પાવન થવા દો ! "

" કાન્તા જગતમા સારાને સૌ સુધારે, પણ જ્યારે નર સાને સુધારે અને તેને સ સ્કારી બનાવે ત્યારેજ જગતમા સારા-

પણાની કીંમત થાય છે ! ભલી બાઈ તારા વાસ્તે જેટલુ થાય તેટલુ મે કર્યું છે હવે તારી છેવટની ચર્ણપુજા કરવાની ઇચ્છા પણ હુ તૃમ કરૂ છુ ! લે સુખેથી ચર્ણપુજા કરી ચર્ણોદકથી કાયા પાવન કરી લે !

' આહા આ સ સારમા સૂર્ય અગ્નિ અને બ્રાહ્મણ સમક્ષ ચૉરીમા જે સ્રીનો હાથ ઝાલ્યો તેને જીવતા પાળવી અને મરતા બાળવી તે આનુ નામ ! જેનો હાથ પકડ્યો તેને પાર ઉતારવી તે આનુ નામ ! સ્નેહલગ્નની ઉત્તમ નિશાની તે આનુ નામ !

" આહા આ અવનીમા સાચા પ્રેમી દ પતિ જે કહેવાય છે અને મનાય છે, તે આનુ નામ ! કુદન તમારા પ્રેમ ભેખને ધન્ય છે ! હીરાલાલ તમારા વિશુદ્ધ અને પ્રેમી હૃદયને પણ ધન્ય છે ! જગતમા સત્ય પ્રેમનો વિજય છે તે આનુ નામ ! પારસ સમાન જે જગતમા પ્રેમ કહેવાય તે આનુ નામ ! હીરા–કુદન તમારો સ બ ધ દુનિયામા એક સત્ય પ્રેમના સિદ્ધાતરૂપ અને દ્રષ્ટાતરૂપ છે ! તમારા જેવા વિરલા અને ધીરલા જગતમા કોઇ કજ હશે ! સ્નેહ બાધ્યો તો બાધી જાણવો તે આનુ નામ ! મન જોડ્યુ તો જોડી જાણવુ તે આનુ નામ ! પ્રેમ ભેખ લીધા તો લઇ જાણવો તે આનુ નામ ! પ્રીતીની મસ્ત ફકીરી તે આનુ નામ ! હીરાલાલ અને કુ દન તમે આ દુનિયામા એક દેવ અને દેવીરૂપ છો ! તમારૂ દ્રષ્ટાત દરેક સ્રી પુરૂષને મનન કરવા જોગ છે ! તમારો યોગ એજ પ્રેમયોગ છે ! તમારો રાગ એજ સાચો અનુરાગ છે ! તમારો વૈરાગ એજ સ્નેહજીવનનો લ્હાવ છે ! દુનિયામા સાચા પ્રેમી કયા છે ? તો આ રહ્યા ! કેવા છે ? તો

આ રહ્યા ! કોને કહેવા ? તો આ હીરા-કુંદનને ! ”

“ આહા પ્રભુ તારી લીલા અપાર છે ! ઘડીમા સંજોગ અને ઘડીમા વિજોગ કરનાર કીરતાર તારી ખુબી પારાવાર છે ! લક્ષ્મીપતિ તારી કળા ન્યારી છે ! માયાપતિ તારી માયાની બલિહારી છે ! ”

“ ઓહો આ તો સ્નેહી સતો સ્નેહસાગરમા સ્નાન કરવાને પડ્યા ! જે જેના હતા તે તેના થઇ ગયા ! જે જે ભિન્ન ભિન્ન રૂપ હતા તે દરેક જણા એક રૂપમા ભળી ગયા ! ભિન્નતા અભિન્નતામા સમાઇ ગઈ ! વૈરાગ્ય રાગમા વમી ગયો ! જ્ઞાન જ્ઞાનીમા લિપ્ત થઈ ગયુ ! અત્યારે અનેક રૂપ એક થઈ ગયા ! વાહ વાહ પરમાત્મા ધન્ય છે તારી કૃતિને ! અણધાર્યો અને અણચિન્તવ્યો રાગો જોગ મેળાવનાર જગતપતિ હરી તને હું વંદન કરૂ છુ ! વિશ્વમા સત્યનો જય થાઓ પ્રેમીઓનો વિજય થાઓ એજ મારી અંતરની ઇચ્છા છે ! ભાગીરથી તું પ્રણામ કરી કુંદનને જોઇએ છે ! હીરાલાલનુ દ્રષ્ટાંત વિચારી લે ! કાન્તાના હાલહવાલ નીરખી લે ! મુક્તિ શામા છે ? ભક્તિ કેવી છે ? નીતિનો પ્રતાપ કેવો છે ? સદાચાર અને ધર્મ મનુષ્યનો કેવ ઉદય કરે છે, તે તુ હીરા-કુંદનના દ્રષ્ટાંતથી જોઈ લે ! આ યારનો સંજોગ એ એક નતઇ દુનિયાને દ્રષ્ટાંતમય સંજોગ છે ! મનુષ્યને આ સંજોગમાથી ઘણુ જોવાનુ વિચારવાનુ અને વર્તવાનું છે ! ધર્મનો જય અને અધર્મનો ક્ષય તે આનુ નામ ! સાચા તરે અને જુઠા મરે તે આનુ નામ ! ”

“ કહો કુંદન હીરાલાલ હવે તમારી શી ઇચ્છા છે ? મારો

વિચાર એવો છે કે તમે હવે લગ્નથી જોડાઓ ! "

"ભાનુશંકર ! અમે જોડાએલાજ છીએ ! અમારા હૃદય એક તે એકજ છે ! હવે કાશી વાસ મુકી તથા આ ઉચ્ચ નિષ્કામ પ્રેમના સસ્કાર પરહરી માયામા જોડાવાની અમારી ઇચ્છા નથી ! અમારા લગ્ન તો હૃદયથી અને મનથી થઇ ચુકયા છે ! "

"આપનું કહેવુ સત્ય છે ! દુનિયામા સાચા પ્રેમીનો વિજય છે અને પ્રેમ એ સત્ય છે એનુ દ્રષ્ટાત મનુષ્યોને બતાવવા ખાતર અને પ્રેમનો મહીમા અપાર છે એ સિદ્ધ કરી સમજાવવાને વાસ્તે તમારે દુનિયા સમક્ષ લગ્નથી જોડાવાની ખાસ જરૂર છે ! "

"મહાત્મા તમારૂ કહેવુ પ્રસગોચીત છે ! હીરાલાલ મારો પણ એજ વિચાર છે કે તમારે હવે દુનિયા સમક્ષ વાજતે ગાજતે લગ્ન કરવુ ! તમે અત્યાર સુધી જે કઈ પ્રેમના નામે મહન કર્યું, ભોગવ્યુ અને વેઠયુ તેનો જગતમા દાખલો આપવાની ખાસ જરૂર છે ! વિશુદ્ધિ, નીતિ, નેકી, ધર્મ, આમન્યા અને પ્રીતિ એ બધાના દ્રષ્ટાતોથી રસબસ તમારૂ પ્રમલગ્ન સ્નેહલગ્ન અરે આર્યલગ્ન અત્યારે દુનિયા સમક્ષ થવાની ખાસ જરૂર છે ! નેકી અને બદી અત્યારે દુનિયાને બતાવવાની છે ! પ્રીતિને વગોવનાર અને પ્રેમીના ટાયલા કહી બતાવનાર પોમલા પ્રેમલાઓને ખાસ તમારે તમારા લગ્નથી સિદ્ધ કરી આપવુ જોઇએ કે પ્રીતિ તે પાવક છે અને પ્રેમી તે ચાતક છે ! પ્રીતિ કરવી સ્હેલી છે પણ નભાવવી મુશ્કેલ છે ! દુનિયાદારીનો

વ્યવહાર અને આમન્યાનો ભાર સાચવતા કેવા રીતે સ્વાર્થ ભોગ અને આત્મભોગ આપવો પડે છે તેનો તાદ્રશ્ય ચિતાર તમારા લગ્નથી આર્ય પ્રજાને અત્યારે બતાવવાની ખાસ જરૂરીઆત છે ! '

" મુરબ્બી આપની આજ્ઞા હુ શિર પર ચઢાવુ છુ ! આપ જેમ કહો તેમ કરવાને હુ તૈયાર છુ ! "

" કરવાનુ એજ કે અત્યારે તમારે દરેક સ્નેહી સગા અને સબધીએ અમદાવાદ જવુ, ત્યા તમારા જે કોઇ સગા વ્હાલા હોય તેમને તાર દ્વારા ખબર આપવી અને તેમના સમક્ષ તમારે તમારા લગ્ન કરવા ! '

" હુ તેમ કરવા તૈયાર છુ ! ભાનુરાકર તમારે મારે વાસ્તે ખાસ અમદાવાદ આવવુ જ પડશે ! "

" હીરાલાલ તમે જેમ કહો તેમ કરવાને હુ તૈયાર છુ ! હુ તમારો સ્નેહાધીન છુ !

" કાન્તા તમારે પણ ખાસ કરી આવવુ જ પડશે ! "

" આપની આજ્ઞા હુ માથે ચઢાવુ છુ ! મારે તો અહીં પણ સામાજીક સેવાના સન્માર્ગનુ કર્ત્તવ્ય કરવાનુ છે અને ત્યા પણ કરવાનુ છે ! હુ તૈયાર છુ ! "

" મુરબ્બી લગ્નની બધી યોજના તમારે કરવાની છે ! મારા ધર્મપિતા જયરામજી ! ધર્મમાતા જમના અને ધર્મભગની ભાગીરથી, તમારે દરેક જણાએ અત્યારે મારી સાથે અમદાવાદ આવી આ વ્યવહારનો બોજો ઉપાડવાનો છે ! "

" ઓહો અમારા ધન્ય ભાગ્ય કે અમને કપુરનુ વૈતરૂ

મળ્યુ ! બ્રાહ્મણની સેવા એ તો સ ક્ષાત મુક્તિના મેવા છે' અમે તો વાટજ જોઇને રહ્યા છીયે કે તમે ક્યારે સુખી થાઓ !

" આહા પરમાત્મા હુ તને અત્યારે પ્રણામ ઉપર પ્રણામ કરૂ છુ ! એ હો અત્યારે મારો આન દ મારા હૃદયમા માતો નથી !

ધાર્યુ થાય ન કોઇનુ વાર્યુ કરે કીરતાર
તારૂ મારૂ સા જ્યા હુ તુ મિથ્યા ભાર !'

' મનુષ્યની પળ કહેવાય છે ! તે પળ સુધારનારો ફક્ત એકજ પરમાત્મા છે ! પલકમા પળને પલટાતા વાર લાગતી નથી કેમકે,

પલક કે આ ખલકમા પલ તારી નિરધાર
પલકમા પલટાઇ જશે, ચેત ઉર આ વાર ! '

" મિત્ર ભાનુશ કર ! હુ મારા દ્રષ્ટાતથી દુનિયાને પોકારીને કહુ છુ કે,

પ્રીતિ મમ પાવક નહિ વિચારી કરજો પ્રીત
પ્રીતિ કરો જો પ્રેમ થકી, નિભાવજો તે નીત "

" કાન્તા બહેન ! હુ મારા અનુભવથી આર્ય બાળાઓને હાથ જોડીને કહુ છુ કે,

' પ્રીત મરણ છે કારમુ, અ પ ઉધાર ન થાય,
પતગ પાવકમા પડી પળમા મળગી જાય ! "

" ભાનુશકર ત્યારે તમે હવે તૈયારી કરો ! હુ સ્ટેશન ભણી જઇને તમારા દરેક સગાને તારથી અમદાવાદ આવવાની ખબર આપુ છુ ! "

" લ્યો હુ તમને તાર કરવાના એડ્રેસ સરનામા આપુ, ત્યાજ ફક્ત તાર કરજો ! અમારા સગા વ્હાલામાથી ફક્ત થોડા

ઘણાજ હયાત રહેલા છે ! અમદાવાદમા ફક્ત ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજીનેજ તાર કરજો અને તેમને લખજો કે તે તમામ લગ્નની તૈયારી કરે અને દરેક સગા વ્હાલાને ખબર આપે ! બીજો તાર ભાવનગર અમીધર મામાને કરજો અને લખજો કે કુદન અને હીરાલાલનો પત્તો મળ્યો છે અને બન્ને જીવતા હયાત છે, તમે મણીલક્ષ્મીને લઈ અમદાવાદ જાઓ, અમે કાશીએથી અમદાવાદ આવીએ છીએ ! '

" બહુ સારૂ ત્યારે તમે તૈયાર થાઓ ! આજે સાજે જરૂર ટ્રેનમા અમદાવાદ ઉપડવુ એ નિર્વિવાદ છે ! '

" સારૂ તમે પધારો મુરબ્બી ! અમે તો તૈયારજ છીએ ! ચ્યો હીરાલાલ હવે આપણે ચલો ગગાજી જઈએ ! ત્યા જઈ સ્નાન કરીએ ! એક વાર ધરાઈ ધરાઈ ગગામા ન્હાઈએ અને ગગાજળનુ પાન કરી આત્માને પવિત્ર કરીએ ! મારા સાભળ્યા પ્રમાણે અમદાવાદમા રાયજીની હવેલીમા એક ભયકર જબરી આગ લાગી હતી અને તે આગમા ફક્ત રાયજી અને કેસર સિવાય બીજા બધા બળીને ખાખ થઈ ગયા હતા હયાતીમા મને જે કાઈ સમાચાર મળ્યા છે તે ઉપરથી હુ તમને કહુ છુ કે ફક્ત રાયજી, મણીલક્ષ્મી કુસુમ સુદરલાલ, જયન્તીલાલ, મધુકર એટલાજ હયાત છે, બાકીના બધા મરી ગયા છે કેસર પ્લેગમા મરી ગઈ, અને કપિલા શીતળામા મરી ગઈ, એ સમાચાર તો બે ચાર માસથીજ મળેલા છે, માટે એક વાર તેમને સભાળી સ્નાન કરી લ્યો ! "

" ઓહો ઘણુ ખોટુ થયુ ! એક બહોળા વસ્તારી કુટુ-

અને જોતજોતામા અ ત આવી ગયો ! પરમાત્મા તુ કરે તે ખરૂ . વાડીને ખીલવતા પણ તને વાર લાગતી નથી, અને વાડીને કર-માવતા પણ તને વાર લાગતી નથી ! જન્મ મરણનો હર્ષ શોક મિથ્યા છે ! જે વસ્તુ આપણા હાથમા નથી તેનો શોક કરવો નકામો છે ! એ મરી ગયા, અને આપણે અમર રહેવાનું નથી! જે જનમ્યા તે એક દીવસે જરૂર મરણ પામવાનાજ ! જે ખીલ્યા તે જરૂર એક વખત કરમાવાનાજ ! જે હસ્યા તે જરૂર એક વખત રોવાનાજ ! જગતમા જગતપતિ એકજ સત્ય છે, બાકી બીજુ બધુ તેની માયા છે ! ”

“ ભાનુશ કર ઓહો મારા બાપુજીએ કર્મ કરવામા કાઈ બાકી રાખી નથી ! તેમનાથી જેટલા થાય તેટલા કર્મ કર્યા છે ! કુટુંબનો નાશ થવામા તેમના મુખ્યત્વે કરીને કર્માન્તરજ છે ! પ્રભુની જેવી મરજી, હરીને ગમ્યુ તે ખરૂ , તેની આજ્ઞા વિના એક પાદડુ પણ હાલી શકે તેમ નથી તેના શિવાય એક કીડી પણ કોઈથી નવી બનાવી શકાય તેમ નથી, એ કરે તે ખરૂ ! મનુષ્યને ભોગવ્યા વિના છુટકો નથી તે નથીજ આપણુ ધાર્યું શુ થાય છે ? મનુષ્ય ખાલી માયામા મારૂ મારૂ કરીને મરી જાય છે એટલુ જ, બાકી મારૂ કાઈ નથી બધુ એનું છે, માલીક એ છે, માલીકનો કોઈ માલીક નથી આપણે બધા તેની મીલ્કત છીએ, મિલ્કતનો માલીક એ એક અવિનાશી કીરતારજ છે, જય જય પ્રભુ હુ તને વ દન કરૂ છુ !

સારાસાર વિચારનો, સમજે ન સારાસાર
કુપદમા પછડાઇ મરી, અતે પામે હાર ! ”

આ પ્રમાણે આ પ્રેમીજનો ગ ગાજીમા ન્હાવા પડ્યા, ખુબ ધરાઇ ધરાઇને નાહ્યા અને સારી રીતે ગ ગાજળનું પાન જેટલુ કરાય તેટલુ કરીને બહાર નીકળ્યા, અને દરેક જણા ગ ગાજીને પ્રણામ ઉપર પ્રણામ કરી આશ્રમમા આવ્યા ભાનુ શ કરે આશ્રમમાના કેટલાક સ ત મહાત્માઓને બોલાવી આશ્ર મની વ્યવસ્થા થોડ ક વખતને માટે તેમને સોપી, પોતે તેમની રજા લઈ અમદાવાદ આવવાને તૈયાર થયો, હીરાલાલે તેને ખુબ સમજાવ્યો અને સારી રીતે દીલાસા ઉપર દીલાસા આપી તૈયાર કર્યો જો અમદાવાદમા નહિ ગમે તો આપણ બ ને કાશી આવી નિવાસ કરીશુ આ પ્રમાણે ધીરજ આપી તેને સાથે લીધો કાન્તાને પણ તૈયાર કરી અને જમના તથા ભાગીરથીને પણ તૈયાર કરી સરસામાન મજી બધાને તૈયાર કર્યા કુ દન હવે કાક શરમાવા લાગી, તે ભાગીરથી જોડે વિનેદમા ભળી હીરાલાલના સ બ ધી બધી હકીકત જાણવામા તલ્લીન થઈ! જમના શેઠા ણીના આન દનો પાર રહ્યો નહી, જયરામ શેઠ પણ તાર કરી એકદમ આશ્રમમા આવ્યા સાધુઓને તથા સ તોને સારી રીતે ભોજન લેવરાવી દરેકને દાન દક્ષણા આપી ખુબ સ તોષ્યા અને પોતે બધા પ્રેમીજનો સાથે બેસીને ધરાઇને ભોજન લીધુ જયરામ શેઠને આ વખતે બેહદ આન દ થયો! તેમના હૃદયમા આ વખતે ઘણુજ સારૂ લાગ્યુ અને પોતે કમર બાધી અમદા વાદ જવા તૈયાર થયા!

ટ્રેનનો ટાઇમ થતા આ પ્રેમી સ ઘ સ્ટેશન પર આવ્યો! હીરાલાલે પોતાના ગુજરાત કાઠીઆવાડ અને મુબાઈ સુરતના

સન્મીત્રોને તાર ઉપર તાર કરી પોતાના આવાગમનની ખબર આપી ! ભાનુશંકરે એક આખો ડબ્બો રીઝર્વ્ડ કરાવ્યો અને દરેકને લઈને તેમા બેઠો ! કાશીના કેટલાક વિદ્વાન પંડીતો, મહન્તો અને મિત્રો ભાનુશંકરનું પૂર્વ વૃત્તાંત જાણી ભાનુશંકરને વળાવવા સારૂ તથા મુબારકબાદી આપવા સારૂ હારતોરા લઈ સ્ટેશન પર આવ્યા ! આશ્રમમા હરીકથા સાભળવા આવનાર કેટલાક સંભાવીત હરીજન ગૃહસ્થો પણ ભાનુશંકર કુંદન અને હીરાલાલને હારતોરા આપવા સારૂ તથા વિદાયગીરીનુ માન આપવા સ્ટેશન પર આવ્યા ! સ્ટેશન ખીચોખીચ હરીજનો અને પંડીતોથી ભરાઈ ગયુ, ટ્રેન ઉપડવાનો ઘંટ થયો, ત્યા આખો ડબ્બો હારતોરાથી ભરાઈ ગયો ! દરેકની આખમા સ્નેહના આસુ આવી ગયા ! હીરલાલ પણ ભાનુશંકરનો કાશીમા માનમરતબો જોઈને છક થઈ ગયો ! શેઠ પણ અચંબો પામી ગયા ! ચોગરદમ આનંદ ઉભરાઈ ગયો ! વીસલ થતા આનંદ ઉત્સાહ અને માનપાનને ડબ્બામા લઇ ટ્રેન કાશી છોડી આગળ વધી !

અમદાવાદમા ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજીના શોકનો અને દુઃખનો પાર નહોતો ! અત્યારે અનેકમાથી તે ફક્ત એકજ રહ્યા હતા ! કપિલા અને કેસરના મરણના કારી જખમ તેમના જીગરમા લાગ્યા હતા આ છેવટના જખમ લાગવાથી રાયજીની જીંદગી ઘણી જોખમાઈ ગઈ હતી ! અધુરામા પુરૂ મધુકરના ભયંકર મંદવાડે તેમના મન પર ભારે અસર કરી હતી ! કેટલીક વાર જાતે તે મધુકરને જોવા ગયા હતા ! પ્રસંગોપાત

જયન્તીલાલ પાસે પણ તે જતા સુંદરલાલ બારીષ્ટર પાસે પણ મહીનામા એકાદ આટો મારી આવતા ! દરેક જણા રાયજી સારૂ દયા ખાતા હતા એક મોટી ગગનચુમ્બીત હવેલીનો માલીક અત્યારે ભાડાના ઘરમા રહીને દીવસ ગુજારતો હતો જે ઘણી દીવસના મનપસદ ભોજન જમતો હતો અને વિવિધ પોશાકોમા સજ્જ થઈ વિક્ટોરીઆ દોડાવતો હતો, તે ઘણો અત્યારે સવારનુ સાજ અને સાજનુ સવારે ખાઈ ઉદર તૃપ્ત કરતો હતો પોશાકમા સાદા પ ચીઆ અને જીર્ણ કેડીઆથી ચલાવી લેતો હતો ! અત્યારે રાયજીને સારી રીતે જ્ઞાન થએલુ હતુ તેથી અવસ્થાનુ દુ ખ અને કર્મની શિક્ષા તે કઠણ મન કરી સહન કરતો હતો ! જ્યારે તેના મનમા ઘણુ લાગી આવતુ હતુ ત્યારે તે દેવમદીરે જઈ હરીકથામા બેસી મન વાળતા અને રાતની રાત ભજન મ ડળીમા બેસી ગાળતા ! આ પ્રમાણે જીવન ફરફારો રાયજીના જીવનમા થયા હતા રાયજીને વાસ્તે દરેકને લાગણી થતી હતી, જો કે તેમણે કાળા ધોળા કરવામા કઈ પણ બાકી રાખી નહોતી, છતા પણ તેમના પર અચાનક દુ ખ આવી પડવાથી દરેકના મન દુભાતા હતા ન્યાતીનો એક અગ્રેસર સુધારક અને પટેલ ગૃહસ્થ-આમ એકાએક કગાલીયત ભરી હાડમારી ભોગવે એથી દરેક જ્ઞાતિજન તેમના તરફ દયાની દૃષ્ટિથી જોતો હતો !

અત્યારે રાયજી ગમગીનીમા ગરકાવ થઈ લમણે હાથ દઈ હીચકા ઉપર બેઠા હતા ત્યા એક તારવાળો સિપાઈ આવી તાર આપી ગયો ! રાયજીએ વાચ્યો અને એકદમ આન-

દમા ગરકાવ થઇ ગયા ! તારથી રાયજીની તમામ ગમગીની આન દમા પલટાઇ ગઇ આ તાર કાશીનો હતો, અને કુદન અને હીરાલાલના આવવાનો તાર હતો રાયજી એકદમ હીંચકા પરથી ઉઠી કપડા પહેરવા લાગ્યા અને ધસમસ્યા કુસુમ પાસે જવા તૈયાર થઇ ગયા !

ભલા ભગવાન તુ જે કરે તે ખરી ! એક ઘડીમા આખથી આસુ પડાવ છે અને એક ઘડીમા આખને આન દમા હસાવે છે ! દયાનિધાન છેવટે મારા ઉપર દયા કરી તો ખરી ! પેલી ભજન મ ડળીમા મહાત્મા કહેતા હતા કે,

* * * *

તુ તારા બાન્દ સામુ જોઇ લે શામળીઆ,
ના જાણશ કરણી અમારી રે વ્હાલા –તુ તારા૦
રજને કારણ વ્હાલા પેદલ ધાયા,
દ્રાપદીના ચીર વધાર્યા રે વ્હાલા –તુ તારા૦
ટીટોડીનારે હાલે બાગ ઉગાયા,
પાનાચંદી પત રાખજે જગરાયા રે વ્હાલા –તુ તારા૦

તે પ્રમાણે પરમાત્માએ મારા સામુ જોયુ ! મારી અધમ કરણી છેવટને વખતે તેમણે જોવી કોરે કરી અને મારૂ ઘડપણ સુધાર્યું ! આહા સ ત સ ગતનો કેવો પ્રતાપ છે ! મહાત્માના વચનો કેવા ભવિષ્યરૂપક અમૃતમય છે ! દેવમદીર અને હરી ભજનની મુલાકાત મનુષ્યને કોક વખતે પણ કામમા આવે છે ખરી ! પ્રભુ પ્રભુ તારી લીલા અગમ્ય છે ! તારી ગતિ ન્યારી છે ! વિશ્વાધાર હુ તારી પાસે મારા પાપની ક્ષમા માગુ છુ !

વિભુ મારા પર દયા કરજે ! દીનબન્ધુ દીનાનાથ મારી બુદ્ધિ હવે છેવટને વાસ્તે વિશુદ્ધ રાખજે ! પ્રભુ મારી બુદ્ધિને બગાડીશ નહિ ! તારે દુઃખ દેવુ હોય તો હજુ પણ દેજે, અમીરાઇ લેવી હોય તો તે પણ લેજે અને દરિદ્રતા દેવી હોય તો તે પણ દેજે, પણ પરમાત્મા મરતા સુધી તુ મારી બુદ્ધિ પવિત્ર રાખજે ! મારા જીવન અંત સુધી મારી મતિ ભ્રષ્ટ કરીશ નહિ ! પ્રભુ જો મનુષ્યની બુદ્ધિ સારી હશે તો મરતા મરતા પણ તને સંભારશે અને જ્યા તને સંભારશે એટલે તારે સંભારનારને સંભાર્યા વિના છુટકો નથી માટે મારા બાપલા ! મારા પ્રભુ મારા હૃદયમા સર્વદા તારી ભક્તિ ભરજે અને મારી બુદ્ધિ વિશુદ્ધ કરજે !"

ભગવાનની સ્તુતિ કરતા રાયજી કપડા પહેરી ઘરબહાર નીકળ્યા કે તરતજ એક બીજો તાર આવ્યો તે વાચ્યો તો તેમા અમીઘરમામાનુ આખુ કુટુંબ અને મણીલક્ષ્મી સવારે અમદાવાદ આવે છે એવા ખુશ સમાચાર આવ્યા, રાયજી આ તાર વાચી પણ ખુબ હરખાયા અને હરખમા ને હરખમા કુસુમને ઘેર ગયા, કુસુમે તાર વાચ્યા અને તેને પણ પારાવાર આનંદ થયો અને રાયજીને સંતોષ્યા રાયજી ત્યાથી બારીષ્ટર પાસે ગયા, તેમને તાર વંચાવ્યા, બારીષ્ટર પણ અનહદ આનંદ પામ્યા અને રાયજીને જોઇતી મદદ કરવા તૈયાર થઇ ગયા, ત્યાથી જયન્તીલાલ પાસે રાયજી ગયા અને તેમને તાર વંચાવ્યા, જયન્તીલાલને તાર વાચી દરેક કરતા અધિક આનંદ થયો તેણે આ ખુશખબર એદલજી શેઠને આપ્યા શેઠ આ સમાચાર

સાભળી ખુશ થયા, અને પોતાના બગલા, મકાન, ગાડીઘોડા, ફરનીચર, મોટર વગેરે જે કાંઇ જોઇએ તે તમામ વાપરવાની રાયજીને તથા જયન્તીલાલને પરવાનગી આપી! રાયજીએ પોતાના મિત્ર મી ભાજીપાલા ઉપર એક તાર જયન્તીલાલ પાસે આ ખુશખબરનો કરાવ્યો અને તેમને ખાસ કરી આ આનદમા ભાગ લેવા સારૂ તેડાવ્યા ! આનદના ઉમળકાને ઉમળકામા રાયજી ઘેર આવ્યા અને રાત પડતા સૂઇ રહ્યા, પણ રાતે હરખમા ઉંઘ આવી નહીં સવાર પડતા તો તરતજ જયન્તીલાલ મોટર લઈ રાયજી પાસે આવ્યો, અને આખો શેઠનો બગલો લગ્ન પ્રસગ સારૂ અલાયદો તૈયાર કરી રાખ્યો છે એવી સૂચના આપી દીધી! રાયજી જયન્તીલાલની ભલમનસાઇ જોઈ છક થઇ ગયા! જયન્તીલાલની મોટરમા બેસી રાયજી સ્ટેશન પર અમીધરને લેવા સામા ગયા અમીધરમામા પણ રજવાડી મિત્રમડળ સહીત અમદાવાદ આવ્યા અને રાયજીની મોટરમા બેસી બારોબાર જયન્તીલાલના બગલે નદી પાર ગયા! આખો દીવસ રાયજી જયન્તીલાલ અને અમીધરે મળી લગ્નની ગોઠવણ જેવા રૂપમા જોઇએ તેવી તૈયાર કરવા માડી ચોગરદમ સગાવ્હાલામા લગ્નની આમ ત્રણ પત્રિકાઓ કાઢી, મહેમાનોના ઉતારાની સરભરા કરવા માડી, મધુકર તથા કુસુમને પણ બગલે તેડાવી રાખ્યા અને તેમની સારવારમા એક દાક્તરને રોકી રાખ્યો; જે કોઇ સગાવ્હાલા હતા, તે તમામને રાયજીએ હળીમળી માન સત્કારથી બોલાવી બગલે તેડાવી રાખ્યા. આમ અમીધરે છૂટે હાથે કુદનના લગ્ન સારૂ ધન ખરચવા

માડ્યુ ! મણીલક્ષ્મી તો આ કારમો પ્રસંગ જોઇ છક થઇ ગયા, અને મનમા પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા જયન્તીલાલ, સુંદરલાલ અને તેમના મિત્રો અમીધરમામાને તથા રાયજીને ઘણાજ સ્હાયકર્ત્તા–સાહ્યકો થઇ પડયા તેમની જીવતોડ જબરજસ્ત મહેનત અને શ્રમની આ લગ્ન પ્રસંગની તૈયારી થઇ દરેક જણા હવે કુંદન અને હીરાલાલના આવાગમનની આતુરતાથી રાહ જોવા લાગ્યા ! કેટલાક અધીરા અને આતુર સ્નેહીઓ અજમેરની ટીકીટ લઇ હીરાલાલના સામા ગયા ! બરાબર ટાઇમ થતાજ પેસેન્જર ટ્રેઇન હીરા–કુંદનને લઈ સ્ટેશનમા આવી પહોચી ! સ્નેહીજનો અને સગાવ્હાલાના અપૂર્વ માન સત્કાર વચ્ચે કાશીનો પ્રેમી સંઘ પ્લાટફૉર્મ પર ટ્રેનમાથી ઉતર્યો હાર તોરા અને ફુલોની છડીઓથી છાજતો સંઘ મોટરોમા બેસી ઉતારા પર ગયો દરેક જણા ખુબ આનંદમા અને હર્ષથી એક બીજાને મળ્યા અન્યોઅન્ય નવીન મેમાનોની સામસામી ઓળખાણ આપી આળખાણ કરાવી ! કુંદનના સગા વ્હાલાઓ જયરામ શેઠનો ઠાઠમાઠ જોઇ ઠરી ગયા દરેક જણા ચહા પાણી પી સૌ સોના ઉતાર મા ગયા અને આવતી કાલને વાસ્તે કન્યાના લગ્નની અપૂર્વ અને જબરી ધામધુમ કરવામા રોકાયા !

કન્યા પક્ષના કરતા કારવતાઓએ પોતપોતાની લાગવગથી જેટલી બની શકે કેટલી અપૂર્વ લગ્નની તૈયારી કરી રાયજી અને અમીધરે જેટલા પ્રમાણુમા કરી શકાય તેટલી અપૂર્વ ધામધુમ આ લગ્ન પ્રસંગ સારૂ કરી ! જયરામ શેઠ અને તેના શ્રીમંત મિત્રોએ પણ જેટલી ભારે તૈયારી કરી શકાય

તેટલી ભારે વ્યવસ્થા હીરાલાલના વરઘોડા વાસ્તે કરી લગ્નના દીવસે જયરામ શેઠે હીરલાલનો વરઘોડો ભારે ધામધુમથી તૈયાર કરી ચઢાવ્યો આમ અમીધરે પણ વરઘોડાના સત્કારની સારી વ્યવસ્થા કરી! વરઘોડો બજાર ફરી કન્યાના માંડવે આવ્યો આખુ શહેર આ વરઘોડાથી ખળભળી ઉઠયુ ! વરઘોડામા શહેરના ઘણા ઘણા સુપ્રસિદ્ધ આગેવાન શહેરીઓ, અમલદારો, શ્રીમ તો, અમરગઢનો રાજકુમાર, રજવાડી મેમાનો અને કઇંક સ ભાવિત દેશ પર-શના ગૃહસ્થો આવેલા હતા દરેક જણા હીરાલાલ તથા કુ દનને નિહાળી પરમ આન દ પામ્યા સાજનનો અમીધરમામાએ સારી રીતે વરપક્ષ અ જાઈ જાય તેવો સત્કાર કર્યો ! કુળ ગોરને બોલ વી હીરા–કુ દનનો હસ્ત મેળાપ કરાવ્યો વરકન્યાના પક્ષકારોએ વરકન્યાને સારી રીતે ચાલ્લાથી નવા જી નાખ્યા, રાયજીને તથા અમીધરમામાને ધન્ય વાદ ઉપર ધન્યવાદ આપી વરકન્યાને મુબારકબાદી આપવા લાગ્યા, મ દવાડમાથી માડમાડ પ્રયત્ને ઉઠી મધુકરે હીરાલ લ તથા કુ દનને હારતોરા આપી લગ્નની ફત્તેહ ઇચ્છી ! બારીષ્ટર અને જયન્તીલાલે પણ હારતોરા આપી હીરાલાલ તથા કુ દનને મુબારકબાદી આપી કુ દન અને હીરલાલના રાયજીના હાથે હીરાલાલની મરજી મુજબજ અમદાવાદમા લગ્ન થયા પ્રેમી જોડાનો અ તે વિજય થયો સવ સાજન મહાજનના દેખતા અમીધરમામાએ કુ દનને એક સાચા મોતીનો નવશેરો હાર, હીરાલાલને એક હીરાની અમૂલ્ય વીટી અને અન્ય સગાવ્હાલાને લેહ સોગાતો આપી લગ્નનું ખરચ માડી વાળ્યુ વરકન્યાને

પુષ્કળ ભેટ ઈનામ પોશાક દાગીના અને અન્ય પારિતોષીકો તેમના વખાણનારાઓમાંથી મળ્યા આ પ્રસંગે હીરાલાલના શ્રીમાન શેઠ જયરામ સાજન મંડળમાં ઉભા થઈ દરેકને સંબોધી પોતાના હૃદય ઉદ્દગાર જણાવવા લાગ્યા !

" મહેરબાન બાનુઓ અને સદ્દગૃહસ્થો !

આજના લગન અવસરથી મને ઘણોજ આનંદ થયો છે, આજે સત્ય પ્રેમનો વિજય થયો છે, સાચા પ્રેમીઓ જે જગતમાં પ્રેમની કસોટીએ ચઢ્યા હતા તે પ્રેમીઓ કસોટીમાં સાચા ઉતરી આજે પરમાત્માની પરમ દયાથી પ્રેમથી લગ્નની ગાંઠમાં જોડાયા છે જગતમાં સાચાનો જય છે અને જુઠાનો ક્ષય છે, નીતિવાન અંતે સંસારસાગર તરે છે અને અનીતિવાન અધ્યવચ સંસારસાગરમાં બુઠી મરે છે, સંકષ્ટમાં અન્તે ધર્મજ કામમાં આવે છે, અધર્મ દુઃખને વધારે છે નેકી ટેકી વિવેકી અને નીતિવાન મનુષ્યોજ સંસારમાં સત્કારને પાત્ર થાય છે દુનિયા નેકીને વધાવે છે અને બદીને ધિક્કારે છે આજના પ્રસંગમાં મળેલા સાજન મહાજનના અપૂર્વ સમુદાય નેકીનાજ બોલબાલા બોલાવે છે ! નેકીના પ્રતાપે કરીનેજ તેઓ આજના લગ્ન પ્રસંગમાં આવવાને હાજર થયા છે, હીરાલાલ અને કુંદન જેવા સાચા નેકી ધાર્મિષ્ઠ વરકન્યાના આ માંગલિક અવસરની યાદગીરી સારૂ હું મારી મીલ્કતમાંથી પીસ્તાલીસ લાખ રૂપીઆ ધર્માદા તરીકે આપું છું તેની વ્યવસ્થા તમારે નીચે પ્રમાણે કરવી ! ૧ અગીઆર લાખ રૂપીઆની કેપીટલ રોકી તેમાંથી એક બ્રાહ્મણ મીલ બાંધવી અને તેમાં જેટલા મળી શકે તેટલા

બ્રાહ્મણ કામધંધે લગાડવા ૨ અગીઆર લાખ રૂપીઆની કેપીટલ નાખી એક બ્રાહ્મણ બેન્ક કાઢવી અને તેમા બ્રાહ્મણોની મુડી જમા રાખી સારૂ વ્યાજ આપવુ અને બ્રાહ્મણને સારી જામીનગીરીપર નાણા વગર વ્યાજે આપવા ૩ અગીઆર લાખ રૂપીઆની કેપીટલ રોકી એક બ્રાહ્મણ હોસ્પીટલ કાઢવી અને તેના અંગે એક જનાના હોસ્પીટલ ઉઘાડી બ્રાહ્મણ સ્ત્રીઓની સુવાવડ મફત કરવી અને તેમા તમામ પ્રકારના બ્રાહ્મણોને મફત દવા આપવી ૪ અગીઆર લાખ રૂપીઆની કેપીટલ રોકી એક બ્રાહ્મણ પાઠશાળા ઉઘાડવી અને તેમા બ્રાહ્મણોને મફત શિક્ષણ આપવુ, અને ઉપર એક લાખ રૂપીઆ રહ્યા તેમા તમારે જોઈતુ ઉધરણુ ફંડ કરી તમારી ધ્યાનમા આવે તે ધર્માદા-ખાતુ સ્થાપવુ અને તેમા જોઇતી મદદ મારી પાસે માગી લેવી હું બ્રાહ્મણનો દાસ છુ! જગતનું જીવન બ્રાહ્મણો છે અને બ્રાહ્મ-ણોના ઉદયથીજ જગતનુ કલ્યાણ છે! ચાર આનાના પૈસામા ચંડીપાઠ વાચી પારકાનું કલ્યાણ વાચનારા ફક્ત એક બ્રાહ્મ-ણોજ છે! યજ્ઞ યાગ અને જપ તપાદિક ક્રિયા કરી તેનું ફળ જગતને આપી જનસમાજનુ કલ્યાણ વાચનારા ફક્ત એક બ્રાહ્મણોજ છે! મે જે કાંઈ ધન મેળવ્યુ છે તે આ હીરાલાલના પ્રતાપથીજ મેળવ્યુ છે, એક બ્રાહ્મણની અલૌકીક બુદ્ધિના પ્રભાવે કરીને મેળવ્યુ છે, તો તે ધનનો ઉપયોગ પણ બ્રાહ્મણોના કલ્યા-ણમાજ થવો જોઈએ એમ ધારી મને જે કાંઈ મળે છે તેમાંથી ફુલ નહીં ને ફુલની પાખડી અર્પણ કરૂ છું, તે આપ ભુદેવ-મંડળ સ્વિકારી મને કૃતાર્થ કરશો!"

" ધન્ય છે, ધન્ય છે જગતનું અને બ્રાહ્મણોનુ કલ્યાણ વાચ્છનારા સખાવતી શ્રીમત તમારા પૈસાને ધન્ય છે!"

" મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો!

તમે જેને ફાધર વિલિયમ કહીને ઓળખો છો તે હુ રાયજી તમારી સમક્ષ બે હાથ જોડી ગાજી પોકારીને જણાવુ છુ કે, જગતમા સત્યનોજ જય છે, ધર્મનોજ ઉદય છે, આપણા વડીલો અને મુરબ્બીઓની સનાતન ધર્મના રક્ષણની પરનાલિકા તે જ આપણી કલ્યાની પરનાલિકા છે ગૃહસ્થો તમારા વડીલોને પથે ચઢો, જમાનામા મારી પેઠે ખુબ આગળ ન વધો, તેમ વધારે પાછળ પણ ન રહો પણ મધ્યમા રહી જમાનો હાથના ગ્રહણ કરી ધર્મ અને નીતિને હૃદયમા ધારણ કરી આગળ વધો, જગતમા જુનુ તે જ સારૂ છે જુનામા સમાય તેટલુજ નવુ ભરો, નવુ ભરતા પહેલા નવા જુનાનો મુકાબલો જગતમા શોભી ઉઠે તેવો થાય તોજ નવુ ગ્રહણ કરો જુનાથી જગતનુ કલ્યાણ છે જ્યારે ત્યારે પણ તમરે જુનો પથ લીધા વિના છુટકો નથી તેનથીજ વિદ્યામા આગળ વધો, વ્યાપારમા આગળ વધો, સપમા આગળ વધો પણ ધર્મ અને નીતિ એ તો તમારા અસલના જુનાજ પકડી રાખો છેવટે મારા અનુભવથી સુધારાથી ત્રાસ પામી હુ ફાધર વિલિયમ રાયજી ફાધર વિલિયમના શબ્દમા જણાવુ છુ કે '**જુનુ તે સોનું છે અને નવું તે પિત્તળ છે!**' Gentlemen! Old is Gold! **જેન્ટલમેન ઓલ્ડ ઈઝ ગોલ્ડ!**"

રાયજીના આ ભાષણથી લોકોમા આનદ વરતાઇ રહ્યો

લોકોએ તાળીઓના અવાજથી રાયજીને વધાવી લીધા, અને કેટલાકે હારતોરાના સત્કારથી રાયજીને નવાજી દીધા, લગ્નક્રીયા ખત્તમ થઇ અને સન્નારીઓએ મધુર કંઠે લગ્નનુ ગીત લલકારવા માડયુ !

" અમે ઇડરી ો ગઢ જીત્યા રે,
આનંદ ભર્યા !
અમે કુંદનબા પરણાવી ઉઠયા રે,
આનંદ ભર્યા !
અમે ઇડરીઓ ગઢ જીત્યા રે,
આનંદ ભર્યા !

સમાપ્ત.